શ. સા. શેઠ વસનજી ત્રીકમજી જે. પી. ગ્રંથમાળા.

मणको ६ ठो.

# જૈન સતી મંડળ.



## પ્રથમ ભાગ.

ગીતિ.

જૈન સતી મંડળ આ, જૈન સતી હર્ષથી સદા વાંચો;
જૈન સતી થઈ જગમાં, ઉભયલોકમાં સદા સુખે રાચો.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ
પાલીતાણા.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.
સંવત્ ૧૯૬૪ સન ૧૯૦૮

આનંદ પ્રીન્ટીંગ પ્રેસ—ભાવનગર.

કિંમત.
પાકું પુંઠું..........૧-૪-૦
કાચું પુંઠું..........૧-૦-૦



રાવ સાહેબ શેઠ વસનજી ત્રીકમજી, જે.પી.

**Rao Saheb Shet Vasanji Trikamji, J.P,**

The Bombay Art Printing Works.

શ્રી

# જૈન સતી મંડળ.

## ભાગ ૧ લો.



### સતી સુલસા.

આ મહા સતીનો જન્મ રાજગૃહનગરમાં થયો હતો. રાજગૃહનગર જૈન ઇતિહાસમાં પ્રખ્યાત છે. પરમ પવિત્ર જૈન ધર્મી મહારાજા શ્રેણિકની એ રાજધાની હતી. એ ધર્મનિષ્ટ મહારાજા શ્રેણિક ધર્મના, અને વ્યવહારના બન્ને કાર્ય ન્યાયપૂર્વક

કરતો હતો, તેથીકરીને તેની પ્રજા પણ ધર્મિષ્ટ ગણાતી હતી. જ્યાં રાજા ધર્મી હોય ત્યાં પ્રજા ધર્મી થાય એ કહેવત બરાબર તેના રાજ્યમાં સાર્થક થતી હતી, અને તેને લઇને રાજગૃહનગર આખા ભરતખંડનું આભૂષણરૂપ ગણાતું હતું.

રાજા શ્રેણિકને **સુનંદા** નામે એક રાણી હતી તે રાણીના ઉદરમાંથી અભયકુમાર નામે એક વિચક્ષણ પુત્ર થયો હતો. એ અભયકુમારમાં ઉત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી, અને પારિણામિકી એ ચાર પ્રકારની બુદ્ધિ હતી, તેથી રાજા શ્રેણિકે તે અભયકુમારને પોતાના મુખ્ય મંત્રીની પદ્વી આપી હતી.

તે નગરમાં **નાગ** નામે એક સારથિ રહેતો હતો, તે રાજા શ્રેણિકનો માનેતો હતો. રાજાની કૃપાથી નાગ-સારથિ સારો સમૃદ્ધિવાળો થઇ વૈભવ સુખને ભોગવતો હતો. રાજાનું માન અને સારો પૈસો છતાં તેનામાં કોઈ જાતના દુર્ગુણોએ પ્રવેશ કર્યો ન હતો. સતી સુલસાનો વિવાહ આ નાગસારથિની સાથે થયો હતો. નાગ અને સુલસાની જોડી પરસ્પર પ્રેમભાવથી સંસારનું ઉત્તમ સુખ ભોગવતી હતી, અને શુદ્ધ ભાવથી શ્રાવક ધર્મને પાળતી હતી.

સતી સુલસા બહુ રૂપવાન્ તથા અસાધારણ ગુણવાન સ્ત્રી હતી. તેના અંતઃકરણમાં સર્વ પ્રકારની પવિત્રતા અને મધુરતા રહેલી હતી. તેનામાં દ્રવ્ય સૌંદર્યના કરતાં ભાવસૌંદર્ય વધારે ખીલતું હતું. ટુંકામાં કહીશું કે તેણીએ ચરિત્રની સુંદરતામાં અને હૃદયની સર્વ પ્રકારની

નિર્મળતામાં એક અપૂર્વ શોભા ધારણ કરી હતી. આવા ઉત્તમ ગુણોથી સુલસાએ નિર્મળ હૃદયવાળા નાગસારથિના મનને આકર્ષી લીધું હતું. જેવો સુલસાનો પ્રેમ તેના પતિ **નાગ** ઉપર હતો તેવોજ નાગનો પ્રેમ પણ તે પવિત્ર સતી ઉપર હતો. સતી સુલસાએ પોતાના પિતાને ઘેર સારી કેળવણી લીધી હતી. સ્ત્રીઓનું શું કર્તવ્ય છે, એ વિષે સુલસાએ સારૂં જ્ઞાન મેળવ્યું હતું. "જે સ્ત્રી પતિને સ્વાર્પણ કરી મન, વચન અને કાયાથી તેની સેવામાં સર્વદા લાગેલી હોય છે, અને પતિ પાસેથી બદલો મેળવવાની કાંઈ પણ આશા રાખતી ન હોય તેજ ખરી સતી જાણવી." આ સતી ધર્મનું સૂત્ર સુલસાને વિદિત હતું, અને તેજ સૂત્રનું મનન તે કર્યા કરતી હતી. સતીને સ્વામીનો સહવાસ અને તેની આજ્ઞાનું પાલન એજ તેણીના સુખના સૌભાગ્યનો સૂર્ય છે. સતી એ સિવાય બીજી કાંઇ પણ ઇચ્છા કરતી નથીઃ સતી પોતાના પતિને ધર્મ અને સંસારની ઉન્નતિના માર્ગે લઈ જવાથી નારી જન્મનું સાર્થક થયેલું સમજીને પોતાના આત્માને કૃતાર્થ માને છે.

આવા સતીના બધા સદ્ગુણો સુલસામાં વાસ કરીને રહ્યા હતા, તેનો પતિ નાગસારથિ ધનાઢ્ય હતો, તેના મનોહર મંદિરમાં રાજ્યલક્ષ્મી વાસ કરીને રહી હતી, તે છતાં સુલસા વિનીત અને સુશીલ હતી. બીજી સામાન્ય સ્ત્રીઓની પેઠે તે વિલાસ સુખ મેળવવાની તૃષ્ણાવાળી ન હતી. અંતઃકરણની શુદ્ધ ભાવનાજ તેના વિલાસનો વિષય હતો. આથી એ પતિ પરાયણા મહા સતી ચરિત્ર ગૌરવમાં બહુ સન્માનનું પાત્ર હતી.

આવી પવિત્ર સતીની સાથે સદા ગૃહાવાસમાં રહેવાથી નાગસારથિ પોતાના જીવનની સાર્થકતા સમજતો હતો. પોતાને કાંઇ પણ સંતાન ન હતું, તે છતાં તે પોતે સંસાર સુખમાં પૂર્ણ સંતોપ માનતો હતો. સુલસાના પવિત્ર પ્રેમમાં બંધાએલા નાગસારથિએ એક વખતે કોઈ ગુરૂની સન્મુખ એવો નિયમ કર્યો કે, "હવે મારે કદીપણ બીજી સ્ત્રી કરવી નહીં." આ નિયમ પ્રમાણે વર્તનારો નાગસારથિ અને સતી ધર્મ પ્રમાણે વર્તનારી સુલસા એ બન્ને દંપતી પરસ્પર સ્નેહયુક્ત રહેતા હતા અને ગુણવાન, સદ્ભાગ્યવાન, અને ધર્મવાન્ તથા શુભભાવથી યુક્ત થઈ સુખે કાળ નિર્ગમન કરતા હતા.

એક વખતે નાગસારથિ રસ્તામાં ફરવા નિકળ્યો, ત્યાં દેવકુમાર જેવા કોઈ ગૃહસ્થોના પુત્રોને આંગણામાં લાલનપાલન સહિત રમતા જોઈ, તે મનમાં ચિંતવવા લાગ્યો.—

"અહો! કર્મની વિચિત્રતા કેવી છે?"

જ્યાં લક્ષ્મીના વિલાસ ન હોય ત્યાં આવા નાના બાળકો રમતા હોય! જ્યાં આવા નાના બાળકો રમતાં હોય ત્યાં લક્ષ્મીના વિલાસ ન હોય! આ સુંદર બાળકો કેવા મજાના રમે છે? મારા વૈભવવાળા ઘરમાં આવા બાળકો કોઈ વાર રમતાં જોવામાં આવ્યાંજ નહીં. "જે ઘરમાં સત્સમાગમ ન હોય, જ્યાં ન્હાનાં ન્હાનાં બાળકો રમતા ન હોય, અને જ્યાં ગુણ ગૌરવની ચિંતા ન હોય, તેવા ઘર ઘર ન સમજવા, પણ શૂન્ય શ્મશાન સમજવા. અહો! મારે આવા પ્રકારનો વૈભવ છતાં સંતતિ નથી,

. . એ કેવું નઠારૂં કહેવાય? આવી ચિંતા કરતો નાગસારથિ ઘેર આવ્યો ત્યારે સતી સુલસાએ જે વચનો કહ્યાં હતાં, તે સર્વ આર્ય સ્ત્રીઓએ મનન કરવા યોગ્ય હતાં. મહા સતી સુલસાએ કહ્યું કે, પ્રાણેશ? આજે ચિંતાતુર કેમ દેખાઓ છો? રાજ્યથી ભ્રષ્ટ થયેલા રાજપુત્રની જેમ તમારૂં શ્યામ-વદન કેમ થઇ ગયું છે? શું રાજાએ આપનું અપમાન કર્યું છે? અથવા લોકોએ કાંઇ આપની વિરૂદ્ધ વાર્તા ફેલાવી છે? કે કોઇ અભીષ્ટ વસ્તુનો વિયોગ થયો છે? આપના ચિત્તમાં શી ચિંત્તા છે? તે ખુલ્લી રીતે જણાવો. પ્રાણનાથ! પતિ ચિંતાતુર હોય તેવે વખતે જો સ્ત્રી તેના દુઃખની ભાગીયણ ન થાય તો તેનું જીવન શા કામનું છે. સ્વામી! આપ ચિંત્તાનું કારણ જણાવો અને તેની મને અર્ધ ભાગી-દાર બનાવો.

સતી સુલસા નાગસારથિના ઘરમાં રત્નરૂપ હતી. શ્રાવક સંસારનો એક સુશોભિત શણગારરૂપ હતી, તેનું હૃદય મહત્ તેમ મધુર હતું. તેની કર્ત્તવ્ય બુદ્ધિ અટલ તથા અચળ હતી, અને તેણીનામાં પતિ ભક્તિ હદ વગરની હતી, તે મહાસતી પોતાના મનમાં સ્વામી શાથી સુખી થાય? સ્વામીનું આ લોકનું તથા પરલોકનું શાથી મંગળ થાય? તેનોજ વિચાર કર્યા કરતી હતી. એ વિચારથી જે તેવું સુખ અનુભવતી તેવું બીજા કોઇથી મેળવતી ન હતી.

પોતાના પતિના મુખ ઉપર ચિંતાનો દેખાવ જોઈ, તે મહાસતીના મનમાં ભારે ખેદ ઉત્પન્ન થઈ આવ્યો, મારા સૌભાગ્યના સૂર્યરૂપ અને મારા સર્વ સુખના આધાર-રૂપ પતિને શામાટે ચિંતા થઈ હશે? આવા વિચારો તેણીના હૃદયમાં ઉપરા ઉપર ઉપજવા લાગ્યા હતા.

સતી સુલસાની પોતાને માટે આવી ચિંતા જોઈ નાગ-સારથિ બોલ્યો—પ્રિયા! મારે તારાથી છાનું રાખવાનું કાંઈ નથી. તારા જેવી શુદ્ધ પ્રેમવાળી પત્નીની આગળ કયો પુરૂષ અસત્ય બોલે? પ્રિયા! તને અદ્યાપિ પુત્ર થયો નહીં, એ મને બહુ દુઃખ લાગે છે. તારા જેવી ગુણવતી સ્ત્રીને ચતુર અને અધિક સત્વવાળા એકજ પુત્રની જરૂર છે. વળી આ સંસારમાં સંતાનનો એક મોટામાં મોટો લ્હાવ છે. સ્ત્રીઓ પુરૂષને પુત્રરૂપી ફળ આપનારી છે કે જે પુત્ર માતાપિતાના ઉત્સંગમાં બેસી તેમને મધુર વચનો વડે આનંદ પમાડે છે.

પતિનાં આવાં વચન સાંભળી એ સદ્ગુણી સતી બોલી—નાથ! જૈનવાણીના જ્ઞાતા અને શ્રોતા થઈ આવો મોહ શો રાખોછો? જેને પુત્ર હોય તે નરકે ન જાય, એ વચનમાં મિથ્યાત્વજ રહેલું છે. એવો નિયમ કોઇ રીતે સંભવતો નથી. હે સ્વામી! પુત્ર કદિ ગુણવાન્ હોય તોપણ તે પોતાના માતાપિતાને નરકે જતાં રક્ષણ કરી શકતો નથી. જૈન શાસ્ત્રમાં કહ્યું છે કે, પિતા, માતા, પુત્ર, પુત્રી, બંધુઓ, દ્રવ્ય કે ભર્ત્તા કોઈપણ મનુષ્યને નરકમાં પડતાં બચાવી શકતું નથી. એ કાર્ય કરવાને ફક્ત ધર્મજ સમર્થ થાય છે. પ્રાણનાથ! તમે જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ સાંભળ્યો છે. જુવોને બ્રહ્મદત્ત ચક્રવર્તી પુત્રોના પરિવારવાળો હતો, તોપણ તેને અધમાવસ્થા ભોગવવી પડી હતી. કૃષ્ણ જેવા સમર્થ પુરૂષને પણ નરકમાં જવું પડ્યું છે, તેના સંખ્યાબંધ પુત્રો તેનું રક્ષણ કરી શક્યા નથી. ધૃતરાષ્ટ્રનું મોટું કુલ પુત્રોમાંને પુત્રોમાંજ ક્ષીણ થઇ ગયું હતું. રાવણનો વિશાળ વંશ પણ પુત્રથીજ કલંકિત થયો હતો.

૭ ખંડ પૃથ્વીનો સ્વામી સગર ચક્રવર્તી પણ સાઠ હજાર પુત્રોના દુઃખને લીધેજ મૃત્યુ પામ્યો હતો. બહુ પુત્રો કંઈ સ્વર્ગ કે મોક્ષ આણી આપતા નથી, તે મેળવવાને આત્માની શુભ કરણીજ સમર્થ થાય છે.

સતીના આવાં સદ્‌બોધક વચનો સાંભળી નાગસારથિ હૃદયમાં આનંદ પામી ગયો, પણ તેના અંતરમાંથી પુત્રનો મોહ તદ્દન ઉતર્યો નહીં. તેણે સુલસાને કહ્યું, પ્રિયા! તમે જે કહ્યું તે સત્ય છે, પણ આ સંસારમાં પુત્ર વિના માતા-પિતાનું મન ધીરજ ધરતું નથી. વળી પુત્ર વિના ઘર શૂન્ય લાગે છે. આ સંસારને વિષે વસના લોકોને ત્રણ વિશ્રામ-સ્થાન કહ્યા છે. પ્રિય સ્ત્રી, વિનયવંત પુત્ર અને સત્સમા-ગમ જેમ ચંદ્રરૂપ દીપકથી રાત્રિને વિષે સર્વ પદાર્થો પ્રગટ થાય છે, અને સૂર્યથી દિવસને વિષે સર્વ પદાર્થો પ્રકાશિત થાય છે, તેમ સુપુત્રરૂપી દીપકથી માણસના પૂર્વજો પ્રગટ થાય છે.

પતિનાં આવાં મોહ ભરેલાં વચનો સાંભળી સુલસા બોલી, સ્વામીનાથ! આપને પુત્રનો મોહ બળવાન્ છે, અને મારા ઉદરથી બાળકની ઉત્પત્તિ થશે નહીં, એમ મને લાગે છે, માટે આપ બીજી સ્ત્રી કરો તો આપના પુત્રનો મનોરથ પૂરો થશે, અને આપ પુત્રવાન્ કહેવાશો. નાગસારથિએ ઉંચે સ્વરે કહ્યું, સાધ્વી! એ વાત તો કદિ પણ બનવાની નથી, જો કોઇ મને શલ્ય સહિત પોતાની પુત્રી આપે તોપણ હું બીજી સ્ત્રીને ઇચ્છતો નથી. પ્રિયા! તમારા જેવી કેળવાયેલી સ્ત્રી જ્યારે આવા વચન બોલે તો પછી સાધા-રણ સ્ત્રીનો શો દોષ કાઢવો? પુરૂષને બે સ્ત્રી કરવાથી કેટલું કષ્ટ પડે છે? તે વિષે તમારા વાંચવામાં ઘણીવાર આવ્યું હશે. આ સંસારના સુખરૂપ સૂર્યનો અસ્ત કરવાનો

પવિત્ર જે સ્ત્રીનો યોગ છે તેમાં વળી તમારા જેવી સુલક્ષણી શ્રાવિકા સ્ત્રીને એક નરક સમી બીજી સ્ત્રી કરવી તે મને જરા પણ યોગ્ય લાગતું નથી. દુર્ભાગ્યના મંદિર સમી શોક્યના ભાગની કોણ વાંછા કરે? પ્રાણેશ્વરી! મેં તો નિશ્ચય કર્યો છે કે, જો આ ભવમાં તમારાથી પુત્રની પ્રાપ્તિ થશે તો ભલે નહિતર પુત્ર વિના રહેવું મારે સારું છે. પતિનાં આવાં પ્રેમ ભરેલાં વચનો સાંભળી સતી સુલસા હૃદયમાં આનંદ પામતી વિચારવા લાગી, "મનુષ્યોને ધર્મ એજ કલ્પવૃક્ષ, એજ ચિંતામણિ, એજ કલ્પલતા અને એજ કામધેનુ કહેલ છે. મૂઢ પુરૂષો આવા સ્વર્ગ અને મોક્ષને આપનારા ધર્મને તજી બીજામાં રક્ત થાય છે. વળી ઉત્તમ કુળ, પરસ્પર પ્રેમ, આયુષ્યની દીર્ઘતા શરીરની તંદુરસ્તી, ઇષ્ટ વસ્તુનો સંયોગ, ગુણ ને વિષે અનુરાગ, સત્પુત્રનો લાભ, અને લોક ઉપર સત્તા એ બધું ધર્મથી થાય છે, એટલુંજ નહીં પણ એ ધર્મરૂપ કલ્પવૃક્ષના પ્રભાવથી ગૃહને વિષે લક્ષ્મી, મુખમાં સુભાષિત વાણી, ભુજામાં વીર્ય, હાથને વિષે દાન, અંગમાં સૌભાગ્ય, હૃદયમાં અમૃત અને જગતમાં સત્કીર્તિ થાય છે. આ પ્રમાણે ચિંતવી સતી સુલસાએ પોતાના ચિત્તને સંબોધિને કહ્યું, હે ચપળ ચિત્ત! બીજાઓની મનોહર વસ્તુઓને જોઇ તું વૃથા ખેદ કર નહીં. જો તારે એ અભીષ્ટ વસ્તુ જોઇતી હોય તો ધર્મનું અવલંબન કર, કારણકે ધર્મ કર્યા વિના ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કદી પણ થતી નથી.

આ પ્રમાણે પોતના ચિત્તને સમજાવી સુલસા પોતાના પતિની ઇચ્છા પૂર્ણ કરવા ધર્મકાર્યમાં વિશેષ તત્પર થઈ.

સતી સુલસા એક નિષ્ઠાથી જૈનપૂજા કરવા લાગી.

સત્પાત્રને દાન આપવા લાગી, બ્રહ્મચર્ય પાળી ભૂમિ શયન કરી આંબિલનો તપ કરવા લાગી, તથાપિ આ બધી તેની ધાર્મિક ક્રિયા ઇચ્છા રહિત હતી. પોતાને પુત્ર થાય, એવી ઇચ્છા તેણીના મનમાં જરા પણ ન હતી. માત્ર તેણીએ એટલીજ ધારણા કરેલ છે કે, ધર્મ એ કલ્પવૃક્ષ છે, તેની ઉપાસના કરવાથી આલોક અને પરલોક બન્નેનાં કાર્યો સિદ્ધ થાય છે.

મહા સતી સુલસાના સતીધર્મનો પ્રભાવ એકલો મનુષ્ય લોકમાંજ પ્રસરેલો ન હતો, પણ ઠેઠ સ્વર્ગના દરવાજા સુધી તે પહોંચ્યો હતો. દેવતાઓ પણ એ મહાસતીના ચરિત્રની ભારે પ્રશંસા કરતા હતા. એક વખતે અવધિ જ્ઞાનથી ઇંદ્રના જાણવામાં આવ્યું કે, મનુષ્ય લોકમાં સુલસા મહાસતી છે. તેણીનામાં જે સતીત્વ છે, તે કોઇકજ આર્ય સ્ત્રીમાં હશે. આવું જાણી ઇંદ્રે દેવતાની સભામાં સુલસાની પ્રશંસા કરી કે હમણા મૃત્યુ લોકને વિષે રાજગૃહનગરમાં સુલસા નામે એક સતી શ્રાવિકા છે, તેને કોઈ પણ ધર્મથી ચલાવી શકે તેમ નથી. એક માનવ સ્ત્રીની આવી ભારે પ્રશંસા સાંભળી કોઇએક હરિણગમેષી દેવતા સુલસાની પરીક્ષા કરવાને સ્વર્ગથી ત્યાં આવ્યો. દેવતા બે સાધુઓનું રૂપ કરી નાગસારથિને ઘેર ગયો. બન્ને સાધુઓને આવતા જોઈ મહા સતી સુલસા હર્ષ પામીને ઉભી થઈ, અને તે પોતાના ચિત્તમાં ચિંતવવા લાગી, " અહા ! મારાં કેવાં સારાં ભાગ્ય ! આજે જૈન મુનિઓએ મારા ઘરના આંગણાને પવિત્ર કર્યું. આવા સર્વ તીર્થમય પવિત્ર સાધુઓ કદી પોતાના ચરણ કમળથી અભવ્યના ઘરને પાવન કરતા નથી.

જમતી વખતે ભોજનમાં અતિથિનો ભાગ પાડવો એ

મનુષ્ય જન્મ પ્રાપ્ત કર્યાનું ફળ છે. જે પોતાનાજ ઉદરની પૂરણા કરવી તે તો ખરેખર પશુઓનુંજ લક્ષણ છે. આવા ઉત્તમ અતિથિનો આહારથી સત્કાર કર્યા પછી બાકી રહે તેજ આપણો આહાર ગણવો એજ ગૃહસ્થ ધર્મની ઉત્તમ રીતી છે. શ્રાવક અને શ્રાવિકાએ પ્રાજ્ઞતા અને મિત્રતા રાખવી જોઇએ, અને તેથીજ ખરેખરો ધર્મ સાધી શકાય છે. પાવન કરવું એનું નામ પ્રાજ્ઞતા કહેવાય છે. કોઇનું કાર્ય પરોક્ષ રીતે કરી આપવું તેનું નામ મિત્રતા છે, અને તે બન્ને ગુણ રાખી દંભ વિના જે આચરવો તેજ શુદ્ધ ધર્મ કહેવાય છે.

સતીશિરોમણિ સુલસા આવો સુવિચાર કરતી આંગણે આવેલા બે મુનિઓની સામે આવી બે હાથ જોડી તેમને નમી પોતાની કૃતાર્થતા માનતી વિનંતિ કરવા લાગી, મહાનુભાવ મુનિવર્યો, આપે આપના આગમથી મારૂં ઘર પવિત્ર કર્યું છે, આપને જે કાર્ય હોય તે આપ નિવેદન કરો. મહા સતી સુલસાની આવી અનુપમ ભક્તિ જોઈ તે બનાવટી મુનિઓ બોલ્યા—શ્રાવિકા, અમે તારે ઘેર કાંઈ આહારની ઇચ્છાથી આવ્યા નથી. અમે તારા ઘરમાં લક્ષપાક તેલના ઘડા સાંભળ્યા છે, તેનો અમારે ખપ છે, કારણકે અમારામાંથી ઘણા સાધુઓ ગ્લાનિ પામી ગયા છે, તેમની ચિકિત્સાને અર્થે તે વસ્તુની જરૂર છે. મુનિની માંગણી સાંભળી હૃદયમાં પ્રસન્ન થયેલી સુલસા તરત ઘરમાં ગઈ અને હર્ષ સહિત એક કુંભ લઇ બાહેર આવી. તે વખતે તે દેવતાને બીજે રૂપે અદૃશ્ય રહી તેલનો ઘડો પાડી નાખ્યો. તેલ જમીન ઉપર ઢોળાઈ ગયું. સતી તે પોતાનો પ્રમાદ ધારી પાછી ઘરમાં આવી, અને બીજો

ઘડો લાવી તે પણ પૂર્વની જેમ દેવતાએ ઢોળી નાખ્યો. એવી રીતે ત્રીજો અને ચોથો ઘડો પણ તેણે ઢોળી નખાવ્યો. તથાપિ એ સતીના હૃદયમાં કાંઇ પણ ક્ષોભ થયો નહીં. જે ભાવના પેહેલી હતી તેવી ને તેવી ભાવના કાયમ રહી. મહા સતી સુલસાની ભાવના અને દૃઢતા જોઇ તે દેવતા મુનિનો વેષ દૂર કરી પ્રસન્ન થઇને બોલ્યો—હે ભારતી સતી! તને ધન્ય છે. સુરપતિ ઇંદ્રે દેવતાની સભામાં તારી જે પ્રશંસા કરી હતી, તે યથાર્થ હતી. ધર્મ ઉપરની તારી દૃઢતાનું જે કીર્તન સ્વર્ગની સભામાં થયું હતું, તેવુંજ મેં આજે નજરે જોયું છે. પવિત્ર માતા! હું હરિણ-ગમેષી દેવતા છું. અજ્ઞાનતાથી તારી પરીક્ષા કરવાને હું આવ્યો હતો. હું તારી ઉપર ઘણોજ સંતુષ્ટ થયો છું, જે ઇચ્છા હોય તે માગી લે. તારા જેવી સતી શ્રાવિકાની ભક્તિ કરવાથી શ્રેય થાય છે.

દેવતાના આવાં વચન સાંભળી સતી સુલસા પોતાના પતિની ઇચ્છા પૂર્ણ કરવાની ધારણાથી બોલ્યા—હે દેવ! તમે ઇંદ્રના સેનાપતિ છો, તો તમે તમારા જ્ઞાન બળથી મારા મનની ઇચ્છા જાણો છો, તેથી મારે મારી ઇચ્છા જણાવ્યાનું કાંઈ કારણ નથી. સતી સુલસાની ખુલ્લી માગણી ન હતી, પણ તે દેવ પોતાના જ્ઞાન બળથી જાણી ગયો, અને તેણે પ્રસન્ન વદને સુલસાને બત્રીશ ગોળીઓ આપીને જણાવ્યું, હે સદ્ગુણી શ્રાવિકા! તમારે આ બત્રીશ ગોળી-ઓમાંથી એક એક ગોળી ખાવી તેના પ્રભાવથી તમને બત્રીશ પુત્રો થશે. વળી જ્યારે તમારી ઉપર કોઈ મહાન અંતરાય આવી પડે ત્યારે તમે મારૂં સ્મરણ કરજો. હું આવીને તમારા અંતરાય દૂર કરીશ, આટલું કહી તે દેવ-તા વિજળીની જેમ અંતર્ધાન થઇ ગયો.

કેટલાક દિવસ ગયા પછી સતી સુલસાને ઋતુકાળ પ્રાપ્ત થયો, તે વખતે પતિ પરાયણા સુલસા સતીએ પોતાના હૃદયમાં વિચાર કર્યો કે, "દેવતાએ આપેલી ગોળીઓનો મારે ઉપયોગ કરવો જોઇએ, પણ તેણે બત્રીશ ગોળીઓ આપેલી છે, તે બધીનો ઉપયોગ કરવો યોગ્ય નથી, કારણકે, ઘણા પુત્રો શા કામના છે? પુણ્યવાન્ અને સર્વજ્ઞની પૂજા કરનારો એકજ પુત્ર હોય તો બસ છે. બત્રીશ પુત્રોની જરૂર નથી. જો તેટલા બધા પુત્રો થાય તો તેમના મળમૂત્ર ધોવા વિગેરે ઉપાધિથી મને ધર્મ કાર્યમાં બહુ વિઘ્ન નડે, માટે બત્રીશ લક્ષણવાળો એકજ પુત્ર થાય તો બહુ સારૂં. ઘણા પુત્રો કરતાં ધર્મી અને કાર્ય કરવાવાળો એકજ પુત્ર થાય તો સારો. ચંદ્ર એકલો છતાં દિશાઓને તેજોમય કરે છે, અને જથ્થાબંધ તારા કરી શકતા નથી. સદા મનવાંછિત દાન આપનારી એકજ ભવ્ય કામધેનુ સારી, પણ દ્વારમાં રહી ઘાસની તંગી પડાવનારી હજારો વૃદ્ધ ગાયો સારી નહીં."

આવો વિચાર કરી બત્રીશ લક્ષણવાળા એકજ પુત્રની ઇચ્છા રાખી સુલસા એકીસાથે તે બત્રીશ ગોળીઓ ખાઈ ગઈ. તે દિવ્ય ગુટિકાઓના પ્રભાવથી તેણીના ઉદરમાં એકી વખતે બત્રીશ ગર્ભ પ્રગટ થયા, જેમ જેમ ગર્ભ વધતા ગયા તેમ તેમ સતીના ઉદરમાં ગર્ભ પીડા વધવા માંડી. જ્યારે ગર્ભ છ માસના થયા ત્યારે ઉદરમાં તે એવી પીડા કરવા લાગ્યા કે તેણીના પ્રાણ જતા રહેવા માંડ્યા, જેવી રીતે નાની તપેલીમાં ખાંડી પ્રમાણ અન્ન રાંધવા મુક્યું હોય તો તપેલી ભેદી નાંખેછે, તેવી રીતે તે બત્રીશ ગર્ભથી તેણીનું હૃદય ભેદાવા લાગ્યું.

જ્યારે આવી અસહ્ય વેદના થવા માંડી ત્યારે ધૈર્યવતી સુલસાએ વિચાર કર્યો કે, "આ મારી ભયંકર સ્થિતિ છે. હવે આ શરીરમાં પ્રાણ ટકી શકવાના નથી, તેથી હું આત્મસાધન કરી આ સ્ત્રી જીવનસાર્થક થાય એવો સન્માર્ગ ગ્રહણ કરૂં." આવું વિચારી તે સતી શ્રાવિકાએ વિઘ્નની શાંતિને અર્થે કાર્યોત્સર્ગ કર્યો, અને પેલા દેવતાનું સ્મરણ કર્યું. સતી સ્ત્રીનો પ્રભાવ અદ્ભુત છે, તેના પ્રભાવની આગળ આ બધું વિશ્વ આધીન છે, તે માનુષી શક્તિ છતાં દૈવશક્તિને આકર્ષે છે. સતી સુલસાએ જ્યારે તે હરિણૈગમેષી દેવતાને સંભાર્યો, એટલે તેણીના સતીત્વથી તે દેવતા આકર્ષાઇને ત્યાં આવી, આ પ્રમાણે બોલ્યો—મહા સતિ! મને જે કાર્ય માટે બોલાવ્યો હોય, તે કહો. સુલસાએ કાર્યોત્સર્ગ પારી પોતે જે બત્રીશ ગોળીનું ભક્ષણ કરવા રૂપ સાહસ કર્યું હતું, તે વાત જણાવી. દેવતાએ કહ્યું, સતી! તમે પ્રૌઢ છતાં આ મુગ્ધાની જેમ અવિચારી કાર્ય કર્યું છે. આ દિવ્ય ગુટિકાનો પ્રભાવ અનિવાર્ય છે. આ બત્રીશ ગોળીઓ તમે એકી વખતે ખાધી છે, તેથી તમો બત્રીશ પુત્રો એકીસાથે પ્રસવશો. જો એક પુત્ર મૃત્યુ પામશે તો બત્રીશે પુત્રો મૃત્યુ પામશે. જો તમે દરેક ગોળી જુદી જુદી ખાધી હોત તો તમો જુદા જુદા પુત્રો પ્રસવત.

દેવતાના આવાં ભયંકર વચનો સાંભળ્યાં, તોપણ સતી સુલસાના મનમાં તેને માટે કાંઇ પણ વધારે ખેદ થયો નહીં, તે ધર્મવીર વીરબાળાએ હિંમતથી જણાવ્યું. હે દેવ! હશે જે બન્યું તે ખરૂં. ભાવી પ્રબળ છે. ભવિતવ્યતાની આગળ કોઇનું ચાલતું નથી. કર્મની શક્તિ મહાન્ છે. એ શક્તિને શરણ થયા વિના કોઇનાથી કદિ પણ ચાલે તેમ

નથી. કદિ આકાશમાં જઇએ, પાતાળમાં પેસીએ, અને અગ્નિમાં સમાઇ જઇએ તોપણ કરેલા કર્મ કોઇને છોડતાં નથી. જો એમ હોય તો અગાધ જળની અંદર એક સ્તંભવાળા મેહેલ ઉપર રહેલો પરીક્ષિત રાજા શામાટે મૃત્યુ પામ્યો? પાંડુપુત્ર યુધિષ્ઠિર શામાટે જુગાર રમ્યો? ભારતના વીર નાયક રામને વનમાં શામાટે જવું પડયું? દશમુખ રાવણ અનેક સુંદરીઓ છતાં શામાટે સીતાને હરી ગયો? તેથી જે ભાવી છે, તે કદિ મિથ્યા થતું નથી અને જે ભાવી નથી તે કદાપિ બનતું નથી. જે વસ્તુથી એકને પ્રત્યક્ષ લાભ થાય છે, તેજ વસ્તુથી બીજાને હાનિ થાય છે. જે પ્રકારની ભવિતવ્યતા હોય તેવીજ ગતિ અને મતિ થાય છે અને સહાયકો પણ તેવાજ મળી આવે છે.

મહાસતી સુલસાએ પોતે લીધેલી કેળવણીના ફળરૂપે આ વાણી ઉચ્ચારી હતી. આપત્તિના વખતમાં કેવી રીતે હિંમત રાખવી જોઇએ, એ ઉત્તમ શિક્ષણ એ પવિત્ર અને સદ્ગુણી સુલસાએ સારી રીતે સંપાદન કર્યું હતું. એ શિક્ષણના પ્રભાવથીજ એ મહાવીર ભક્ત સુલસામાં આવી અસાધારણ હિંમત આવી હતી. આટલી હિંમત દર્શાવી સુલસાએ ફરી વિનયથી જણાવ્યું, હે દેવ! મારા ઉપર પડેલી આ આપત્તિનું કારણ હું પોતેજ છું. વગર વિચારે કરેલું કામ પીડાકારી થાય છે, એ લોકનીતિ ખરેખરી થઇ છે. જો હવે મારૂં આયુષ્ય હોય, અને તમારામાં શક્તિ હોય તો આર્ત તથા રૌદ્ર ધ્યાનને કરે તેવી આ મારી ઉદરની પીડા સમાવો. નહીં તો હું મારા કુકર્મના ફળ ભોગવીશ, અને પંચ પરમેષ્ટીના સ્મરણનો પવિત્ર માર્ગ લઇ મારા આત્માને ધર્મના શરણમાં જોડી દઇશ. વળી જો તમે આ મારા ઉદ-

રની પીડા સમાવી દેશો તો, તમારી દિવ્ય ગુટિકાનો પ્રભાવ જગતમાં પ્રસરશે અને જૈન શાસનની ઉન્નતિ થશે.

મહાસતીનાં આવા સુવિચાર સાંભળી તે હરિણગમેષી ખુશી થઈ ગયો, અને તરત તેણીનાં ઉદરની પીડા દૂર કરી તે પોતાને સ્થાને ચાલ્યો ગયો.

યોગ્ય કેળવણી પામેલી સુલસાએ પોતાની ગર્ભાવસ્થામાં જોઈએ તેવી રીત ધારણ કરી હતી. ગર્ભાવસ્થામાં સ્રીએ કેમ વર્તવું જોઈએ, અને ગર્ભનું પોષણ શી રીતે કરવું જોઈએ? એ બધું જ્ઞાન સુલસાએ સારી રીતે સંપાદન કર્યું હતું, તેથી તે વિદ્વાન અને પવિત્ર શ્રાવિકા પોતાના ગર્ભનું રક્ષણ યથાર્થ પણે કરી શકી હતી.

જ્યારે યોગ્ય સમય થયો, એટલે સુલસાએ એકીસાથે બત્રીશ પુત્રોને જન્મ આપ્યો. એ વધામણી સાંભળી નાગસારથિના હૃદયમાં ઘણો આનંદ ઉભરાઈ આવ્યો. આજસુધી તદ્દન નિઃસંતાન રહેલો નાગસારથિ એકીસાથે બત્રીશ પુત્રોનો પિતા થવાને ભાગ્યશાળી બન્યો; એથી તેને આનંદ કેમ ન થાય? તેણે પુત્રોની વધામણી સાંભળતાંજ અઢળક દાન દેવા માંડ્યાં, તેના આંગણામાં યાચકો ઉપરાઉપર ઉભરાઈ ગયા. નોબત અને વાજીંત્રોના નાદથી તેના ભુવનની ભૂમી ગાજી ઉઠી. સૌભાગ્યવતી સ્રીઓ નવીન વસ્રાલંકાર પહેરી માંગળિક ગીત ગાતી ગાતી તેના આંગણામાં આવવા લાગી. તેણે ચૈત્યોમાં જિનપૂજા ભણાવી મોટા મોટા ઉત્સવો કરાવ્યા. દીન અને દુઃખી જનને ભાવતાં ભોજન આપી તૃપ્ત કર્યા.

સતી સુલસાના ઉદરથી અવતરેલા તે બાળકો જાણે વ્યંતર દેવતાના ઈંદ્રો હોય, અને બત્રીશ લક્ષણના અધિષ્ઠાયક દેવતા હોય, તેવા તેજસ્વી અને દેદીપ્યમાન દેખાતા

હતા. મહાસતીના પવિત્ર ગર્ભાશયનું તેજ તે બત્રીશ બાળકોના લલાટ ઉપર ઝળકતું હતું. સૂતક નિવૃત્ત થયા પછી પ્રસન્ન હૃદયવાળા નાગસારથિએ તે બધાઓનું નામ દેવદત્તા એવું પાડ્યું. પુત્રોને ઉછેરવાને માટે જે યોજના જોઈએ, તે બધી નાગસારથીએ કરી દીધી. સતી સુલસા બાળકોને કેમ ઉછેરવા, એ રીતિને જાણનારી હોવાથી તેણીએ પોતાના બાળપુત્રોને ઘણી સંભાળથી ઊછેરવા માંડ્યા. સુજ્ઞ માતા સુલસાએ બત્રીશ બાળકોની માવજત પોતે એકલાથી કરી શકાશે નહીં તેવું ધારી બીજી કેટલીએક ધાવમાતાઓ રાખી. બીજી ધાવમાતાઓ રાખ્યા છતાં પણ પોતે તેની સારી કાળજી રાખતી હતી. પોતે નિયમ પ્રમાણે બાળકને ધવરાવતી અને જેવી રીતે બાળકની તંદુરસ્તીમાં બગાડો ન થાય તેવી રીતે તેમની સંભાળ રાખતી હતી. તાજો, હલકો, થોડો ઉનો, માફક આવે એવો પ્રાસુક અને પૌષ્ટિક ખોરાક આપતી, ખૂલ્લી અને સ્વચ્છ હવામાં રાખતી અને શરીરના બધા અવયવોને સંભાળતી, એવી રીતે સુલસાએ પોતાના બત્રીશ બાળકોને ઉછેરી મોટા કર્યા.

બાળકો જ્યારે પાંચ વર્ષના થયા ત્યારે તેમને યોગ્ય શિક્ષકને સોંપી દીધા. માતાના ગૃહશિક્ષણથી અને શિક્ષકના શાળાના શિક્ષણથી તે દેવદત્તાઓએ અલ્પ સમયમાં સારૂં શિક્ષણ સંપાદન કર્યું, જેમ હંસોની પંક્તિ ગંગાના તટને વરે અને ભ્રમરોની પંક્તિ કમળને વરે તેમ સર્વ કળાઓ તે કુમારોને વરી. એટલે તેઓ પુરૂષની બહોંતેર કળામાં પ્રવીણ થઈ ગયા.

વિદ્યાભ્યાસ પૂર્ણ થયો એટલે તેઓ યૌવનવયને પ્રાપ્ત થયા. નવીન વયમાં આવેલા પુત્રોને જોઈ તેમના માતાપિતા સુલસા

અને નાગસારથિ તેમને યોગ્ય એવી બત્રીશ બત્રીશ કુલીન કન્યાઓ દરેકને પરણાવી. વિવાહિત થયેલા એ વિદ્વાન્ નાગસારથિના કુમારોને રાજા શ્રેણિકે પોતાની હજુરમાં બોલાવ્યા.

અશ્વોને ખેલાવવાની, દંડા ખેલવાની, અને બીજી બધી જાતની કસરતોની ક્રીડામાં પ્રવીણ થયેલા તેમજ કાવ્ય, નાટક અને નીતિશાસ્ત્રના સાહિત્યમાં કુશળ બનેલા તે સારથિના સત્પુત્રોને જોઈ રાજા શ્રેણિક તેમની ઉપર ઘણો પ્રસન્ન થઈ ગયો, અને તેમને પોતાની પાસે હજુરમાં રાખ્યા.

રાજા શ્રેણિક વિદ્વાન્, વિવેકી અને કૃતજ્ઞ હતો; તેથી તે સુલસાના કુમારોના કેટલાએક ઉત્તમ ગુણો જેમ જેમ તેના જોવામાં આવતા ગયા, તેમ તેમ તે તેમની ઉપર વધારે પ્રીતિ કરવા લાગ્યો. આખરે રાજા શ્રેણિકની તેમની ઉપર એટલીબધી પ્રીતિ વધી કે, તે તેમને સેવકો તરીકે નહીં ગણતાં એક મિત્રો તરીકે ગણવા લાગ્યો.

કાળની અને કર્મની ગતિ વિચિત્ર છે. આવા વિદ્વાન્ અને પરાક્રમી સતીના પુત્રો પણ કાળ ધર્મના મહાન્ પંજામાં આવી ગયા હતા. તેમનું એ ચરિત્ર દર્શાવતાં હૃદય કંપે છે, પણ તેને અંગે મહાસતી સુલસાના સતી ધર્મનો અને વીર ધર્મની એક વીરબાળાનું ધર્મશૌર્ય, ધાર્મિક દૃઢ છતાં અને સંપાદન કરેલી કેળવણીરૂપ કલ્પલતાનો પ્રભાવ દર્શાવવા માટેજ એ અનુચિત ચરિત્ર દર્શાવવાની બળાત્કારે ફરજ પડે છે.

આ ભરતખંડ ઉપર વિશાલા નામે સુંદર નગરી છે. જૈન ગ્રંથોમાં ઘણે સ્થળે એ નગરીનું અલૌકિક વર્ણન કરેલું છે. તે નગરીમાં ચેટક નામે એક શૂરવીર રાજા હતો. તેને

સુજ્યેષ્ઠા અને ચેલ્લણા નામે બે પુત્રીઓ થઈ હતી. એ ધાર્મિક અને સાંસારિક જ્ઞાનમાં પ્રવીણતા મેળવ્યા પછી તેઓ બન્ને સર્વ જાતની સ્ત્રી કળાઓમાં નિપુણ થઈ હતી. એક વખતે કોઈ એક સન્યાસણ ભગવાં વસ્ત્ર પહેરી ફરતી ફરતી ચેટક રાજાના અંતઃપુરમાં આવી ચડી. ત્યાં રાજપુત્રી સુજ્યેષ્ઠા અને ચેલ્લણા તેના જોવામાં આવી. તે પરિવ્રાજિકા તેમની પાસે ગઈ અને પોતાનો અને પોતાના ધર્મનો પ્રભાવ પ્રસરાવવાને તે બન્ને રાજપુત્રીઓને પ્રતિબોધ આપવા લાગી. સુજ્યેષ્ઠા અને ચેલ્લણા બન્ને ખરેખરા શ્રાવિકા ધર્મને જાણનારી હતી તેથી તેમને આ મલિન મિથ્યાત્વ વાળી જોગણનો ઉપદેશ પસંદ પડ્યો નહીં. તે વખતે અરિહંત પ્રભુની ભક્તા એવી રાજકુમારી સુજ્યેષ્ઠા ઘણો ગુસ્સો કરી બોલી ઉઠી—અરે સન્યાસિની! તારા વચનો ઘણુંજ ધર્મ વિરૂદ્ધ છે. તારામાં જીવ દયાનો એક અંશ પણ નથી. તું જીવ દયાનો ત્યાગ કરી જે પવિત્રતાનો આડંબર કરે છે, તે વૃથા છે. તારામાં અપવિત્રતાજ ભરેલી છે. કારણકે, જીવ દયા વિના કોઈ ઠેકાણે પવિત્રતા છેજ નહીં. દેવપૂજા, ગુરૂસેવા, તપ, ક્ષમા, સ્નાન, જપ, અને દાન તે બધા જીવ દયા વિના જળ વિનાની ખેતીની જેમ નિષ્ફળ છે. દયા એ ધર્મરૂપ વૃક્ષનું મૂળ છે. દયારૂપ મૂળ વિના ધર્મરૂપ વૃક્ષના ફળો મળતાંજ નથી. અરે! કપટી જોગણ! તમારો ધર્મ કદિપણ સમકિત ધારી શ્રાવક અને શ્રાવિકાને રૂચિકર થતો નથી. ગળ્યા વિનાના અને જંતુઓથી વ્યાપી રહેલા નદી તથા તળાવના કાચા પાણીમાં નિરંતર સ્નાન કરનારા, ગેરૂથી રંગેલા વસ્ત્રોને ધારણ કરનારા અને કપટ ભરેલો ઉપદેશ કરનારા તમારા લોકોના હૃદયમાં દયા ક્યાંથી હોય? અરે! ધૂતારી! તારા

મલિન ઉપદેશની અસર અમારા શ્રાવિકા હૃદયમાં કદિપણ થવાની નથી. ત્યારે મિથ્યાત્વ ભરેલો બોધ શ્રાવક ધર્મથી પવિત્ર એવી આ રાજકુળની બાળિકાઓને કદિપણ અસર કરે તેમ નથી. તું અહિંથી ચાલી જા. તારા ચરણના સ્પર્શથી અમારા પવિત્ર પિતા ચેટક રાજાનું આ અંતઃપુર અપવિત્ર થાય છે. આ પ્રમાણે કહી સુજ્યેષ્ઠાએ પોતાની સખીઓની સમક્ષ તે સંન્યાસણને બોલતી બંધ કરી દીધી અને પછી તરતજ તેની દાસીઓએ હાસ્ય કરી તેને ગળે પકડી અંતઃપુરના આંગણામાંથી કાઢી મુકી.

તે પરિવ્રાજિકા ચિત્રકળામાં ઘણી પ્રવીણ હતી. રાજકુમારી સુજ્યેષ્ઠાએ આ પ્રમાણે પોતાનું અપમાન કર્યું, તેથી તેણીએ મનમાં નિશ્ચય કર્યો કે, કોઇપણ યુક્તિથી આ સુજ્યેષ્ઠાને હું શોક્યના મહા દુઃખમાં નાખું. આવા વિચારથી તે ચિત્રમાં ચતુર એવી જોગણે એક ચિત્રપટ કરી તેમાં સુજ્યેષ્ઠાનું આળેખેલું સ્વરૂપ ચિતર્યું. સુજ્યેષ્ઠામાં જે સ્વાભાવિક સૌંદર્ય હતું, તેમાં પણ વધારો કરી તે ચિત્રપટ લઇ પરિવ્રાજિકા રાજગૃહ નગરમાં આવી. ત્યાં યુક્તિથી રાજા શ્રેણિકને મળી તે ચિત્રપટ બતાવ્યું. ચિત્રપટમાં આળેખેલું અદ્ભુત સ્વરૂપ જોઇ રાજા શ્રેણિક વિચારમાં પડી ગયો. શું આ તિલોત્તમા હશે? અથવા નાગકન્યા કે વનદેવતા હશે? વા, શિવપ્રિયા પાર્વતી, હરિપ્રિયા લક્ષ્મી, રતિ વલ્લભા, કે સાક્ષાત્ સરસ્વતી હશે? માનુષી સ્ત્રી આવી હોય નહીં. આ પ્રમાણે રાજા શ્રેણિક વિચાર કરતો હતો, તેને પરિવ્રાજિકાએ વિનયથી જણાવ્યું. રાજા! આટલો બધો વિસ્મય કેમ પામો છો? આ સુંદરી માનુષી છે. તેનું જે યથાર્થ રૂપ છે, તે તો હજુ મેં આળેખ્યું નથી. વિશાલા નગરીના મહારાજા ચેટકની આ નાની પુત્રી છે. સુવર્ણ અને મણીની

જેઠ તેણીની સાથે તમારો યોગ થાય તો વિધાતાનો પરિશ્રમ સફળ થાય. આટલું કહી તે પરિવ્રાજિકા ત્યાંથી ચાલતી થઈ.

રાજા શ્રેણિક ત્યારથી તેણીના મોહમાં મગ્ન થઈ ગયો. રાત્રિ દિવસ તે સુજ્યેષ્ટાનુંજ ચિંતવન કરતો હતો. શયન, આસન, ભોજન અને પાન વિગેરે બધી ક્રિયામાં સુજ્યેષ્ટાની સુંદર મૂર્ત્તિ તેની દૃષ્ટિ આગળ ખડી થતી હતી, તે સિવાય રાજકાજમાં પણ તેની વૃત્તિ તદ્દન ઉદાસીન રહેતી હતી. એક વખતે તેનો પુત્ર અભયકુમાર કે જે રાજગૃહ નગરના પ્રધાન પદ ઉપર હતો. તેણે આવી પોતાના પિતાને પ્રણામ કર્યો, તોપણ રાજા શ્રેણિકે તે કાંઇ જાણ્યું નહીં તે બેભાન અવસ્થામાં દેખાયો. પિતાની આવી સ્થિતિ જોઈ અભયકુમારે વિનયથી જણાવ્યું. પૂજ્ય પિતા! તમારૂં મન મહા ચિંતાથી વ્યાકુલ કેમ છે? શું કોઈ પુરૂષે તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે? અથવા કોઈ સુંદર રાજકન્યાએ તમારા ચપળ ચિત્તને ચોરી લીધું છે,? અને તે રાજકન્યાને મારી માતા કરવાને ઇચ્છો છો? પૂજ્ય પિતા! પ્રસન્ન થાઓ અને તત્કાળ ચિંતવેલા કાર્યની સિદ્ધિ કરવાની મને આજ્ઞા આપો. પોતાના મનની ધારેલી ધારણા સિદ્ધ કરવાની વાત સાંભળી શ્રેણિક બોલ્યો–વત્સ! તું મારા આ વિશાલ રાજ્યનો એક દૃઢ સ્તંભ છે. તારા અગાધ બુદ્ધિ બળથી ગમે તે મુશ્કેલી ભરેલાં કાર્ય સિદ્ધ થઇ શકે છે. તારા જેવો પરાક્રમી પુત્ર છતાં મારે ચિંતા રહે, તે સર્વ રીતે અયોગ્ય કહેવાય. આટલું કહી રાજા શ્રેણિકે પેલી પરિવ્રાજિકાની બધી વાત કહી સંભળાવી. પછી બુદ્ધિના બળથી સર્વને અભય કરનાર અભયકુમારે જણાવ્યું કે, પિતાજી! પેહેલા કોઇ ચતુર દૂતને ચેટક રાજાની પાસે મોકલો અને તેની નાની પુત્રીની માગણી કરાવો. જો કદિ તે માંગણીનો સ્વીકાર ન કરે તો પછી હું યુક્તિથી તે કાર્ય સિદ્ધ કરીશ.

આ પ્રમાણે અભયકુમારના કહેવાથી રાજા શ્રેણિકે એક વાચાલ અને ચતુર દૂતને ચેટક રાજાની પાસે મોકલ્યો. તે દૂતે પોતાની વાણીની છટાથી શ્રેણિકનાગુણનું વર્ણન કરી ચેટક રાજાની પાસે તેની નાની પુત્રી સુજ્યેષ્ટાની માગણી કરી. તે સાંભળતાંજ ચેટક રાજાને રીસ ચડી અને તે બોલી ઉઠયો. અરે! અવિચારી દૂત! મારી આગળ આવા અનુચિત વચન બોલીશ નહીં. હું હૈસ્તય વંશનો કુલીન રાજા છું. અને શ્રેણિક વાહિક નામના હલકા વંશનો રાજા છે. હૈસ્તય કુળની કુલીન કન્યા વાહિક કુળમાં કદિપણ જતી નથી. આટલું કહી ચેટક રાજાએ તે દૂતને અપમાન કરી કાઢી મુકયો. દૂત નિસ્તેજ થઇ પાછો આવ્યો અને તેણે તે બધી વાત રાજા શ્રેણિક અને અભયકુમારને જણાવી: તે સાંભળતાંજ મોહિત થયેલો શ્રેણિક રાજા નિરાશ થઇ ગયો અને તેના મુખ ઉપર એદની છાયા પ્રસરી ગઈ. તે જોઈ અભયકુમારે જણાવ્યું કે, પિતાજી! નિરાશ થશો નહીં. કોઇપણ યુક્તિ કરી હું તે કાર્ય અવશ્ય સિદ્ધ કરી આપીશ. પુત્રના આવા દિલાસાથી શ્રેણિકના મનમાં જરા શાંતિ થઈ.

અભયકુમારે પોતાના પિતા શ્રેણિકની સુંદર છબી એક ચિત્રપટ ઉપર આલેખી અને તેમાં પોતાની બધી ચિત્રકળા દર્શાવી. પછી તે ચિત્રપટ લઇ અભયકુમાર વિશાલા નગરીમાં આવ્યો અને ચેટક રાજાના દરબાર પાસે અત્તર ગુલાબ વેચવાની એક દુકાન માંડી. કેટલોક સમય થતાં રાજપુત્રી સુજ્યેષ્ટાની દાસીઓ સુગન્ધિ પદાર્થો લેવા તેની દુકાને આવવા લાગી. અભયકુમાર તેમને ઊંચી જાતનું અત્તર, ગુલાબ આપવા લાગ્યો. એક વખતે રાજકન્યાની દાસીઓને આવવાનો વખત થયો, એટલે અભયકુમાર શ્રેણિક રાજાનું ચિત્રપટ ઉઘાડી તેની આગળ આ-

દરથી પૂજન કરવા બેઠો. અને પૂજન કરી તેને વંદન કરવા માંડયું. અંતઃપુરની દાસીઓ તે જોઈ વિસ્મય પામી ગઇ અને તે શ્રેણિકનું મનોહર ચિત્ર હાથમાં લઇ અભયકુમારને પુછ્યું કે, શેઠજી! આ સુંદર ચિત્ર કોનું છે? અને તમે તેને પૂજન વંદન શામાટે કરો છો? અભયકુમાર બોલ્યો—બાઇઓ! જગતમાં અપ્રતિમ રૂપવાળો આ મારો દેવ છે. તે મને હમેશાં મનવાંછિત પદાર્થ આપે છે, માટે હમેશાં હું તેની ત્રિકાલ પૂજા કરૂં છું. તે વાત જાણી લઈ મનમાં મલકાતી તે દાસીઓએ આવી રાજપુત્રી સુજયેષ્ટાને કહ્યું, બાઇ સાહેબ! આપણા ગામમાં જે પેલો અત્તરનો વેપારી આવ્યો છે. તેની દુકાનમાં અમોએ આજે એક સુંદર ચિત્ર જોયું છે. એવું સુંદર ચિત્ર અમોએ કોઈવાર જોયેલું નથી. તે સાંભળી સુજયેષ્ટાએ કહ્યું કે, જાઓ, તમે જલદી એ ચિત્ર લઈઆવો. તે જોવાનું મને પણ ઘણુંજ કૌતુક થયેલું છે. રાજકુમારીની આજ્ઞાથી દાસીઓએ આવી અભયકુમારની પાસે તે વાત જણાવી ચિત્રની માગણી કરી એટલે તેણે કહ્યું કે, હું તમોને તે ચિત્ર નહીં આપી શકું, કારણકે, તમે તમારા ઘરમાં એ મારા દેવની આશાતના કરો. પછી દાસીઓએ તેની આશાતના ન કરવાના સોગન ખાધા અને ઘણો આગ્રહ કર્યો, એટલે અભયકુમારે તે ચિત્રપટ તેમને આપ્યું. પછી દાસીઓએ આવી રાજકુમારી સુજયેષ્ટાના કરકમલમાં તે ચિત્ર સોંપી દીધું. તે ચિત્ર જોતાંજ તેના સૌંદર્યથી સુજયેષ્ટાને મોહ ઉત્પન્ન થઇ ગયો. શું આ ઇંદ્ર છે? શું ચંદ્ર છે? સૂર્ય છે? કે કામદેવ છે? ના ના તે નહીં આતો તેઓનાથી પણ કોઇ અધિક સ્વરૂપવાન્ પુરૂષ છે. પછી તેણીએ પોતાની દાસીઓને આજ્ઞા કરી કે, જાઓ, તમે તે વ્યાપારીને આ ચિત્રનો વૃત્તાંત પુછી આવો. સુજયેષ્ટાની આજ્ઞાથી દાસીઓ તે અભયકુમારની પાસે આવી અને તે ચિત્રની હકીકત પુછી. અભયને

જાણનારા અભયકુમારે જણાવ્યું કે, બાઈઓ! તમારા રાજકુમારીને કહો કે, તે ચિત્ર શ્રેણિક રાજાનું છે, જેણે તમારા પિતા પાસે તમારી માગણી કરી હતી. દાસીઓએ આવી રાજકુમારી સુજ્યેષ્ટાને જણાવ્યું કે, બા સાહેબ! એ દેવ નથી, પણ માનવ છે, જેણે પોતાને માટે તમારી યાચના કરી હતી. તે સુજ્યેષ્ટાએ કહ્યું, જો તમે મારા જીવિતની ઇચ્છા રાખતી હો તો સત્વર જાઓ અને તે વેપારીને જણાવો કે, કોઇ પ્રકારે આ તમારો દેવ મારો પતિ થાય તેવી ગોઠવણ કરો. દાસીઓએ આવી તે વાત અભયકુમાર વેપારીને જણાવી. અભયકુમારે વિચાર કરી કહ્યું; હે સુલોચના! તમે રાજકુમારીને કહો કે, તેમની ઇચ્છા પ્રમાણે હું તેવી ગોઠવણ કરી આપીશ. તેમના મોહેલ સુધી એક સુરંગ કરાવી વિશાલાનગરીની બાહેર એક દ્વાર ખુલ્લું રખાવીશ. રાજા શ્રેણિકને અમુક દિવસે અમુક વખતે તે સુરંગના મુખ આગળ હાજર રાખીશ. તે વખતે તમારા રાજકુમારીએ મોહેલમાંથી સુરંગદ્વારે પ્રવેશ કરવો. અને હું ત્યાં શ્રેણિક રાજાને લઇને આવું છું. આવો સંકેત કરી તે દાસીઓને મોકલી પછી છુપી રીતે સુરંગ કરવાને માણસોને કામે લગાડી ચતુરમંત્રી અભયકુમાર રાજગૃહ નગરમાં આવ્યો અને તે બધી વાત પોતાના પિતા શ્રેણિક રાજાને કહી. રાજા શ્રેણિક તે સાંભળી હૃદયમાં પ્રસન્ન થઇ ગયો. જ્યારે સુરંગ તૈયાર થઇ અને સંકેતનો દિવસ આવ્યો એટલે રાજા શ્રેણિકે વિવિધ જાતના શસ્ત્રોથી ભરેલો એક રથ તૈયાર કરાવ્યો.

આ મહાકાર્ય સિદ્ધ કરવા પ્રયાણ કરતી વખતે રાજા શ્રેણિકે પોતાના વિશ્વાસપાત્ર અને શૂરવીર એવા મહાસતી સુલસાના બત્રીસ પુત્રોને સાથે લીધા. વીર પુરૂષોમાં માન પામેલા અને મિત્રના કાર્યમાં આત્મભોગ આપનારા મહારથી સુલસાના પુત્રો અંગરક્ષક તરીકે રાજાના રથની પાછળ ચાલતા થયા.

રાજા શ્રેણિક સુરંગની દ્વાર આગળ ઉભો રહ્યો અને પોતાનો એક ખાસ માણસ મોકલી સુજયેષ્ટાને પોતાનું આગમન જણાવ્યું. તે ખબર સાંભળતાં આનંદમાં મગ્ન બનેલી સુજયેષ્ટાએ પોતાની બ્હેન ચિલ્લણાને વિનયથી જણાવ્યું. પ્રિય બ્હેન! તારી આજ્ઞા લઇને આજે હું જાઉંછું. ચિત્રમાં જોયેલા શ્રેણિક રાજા મને લેવાને અહિં આવ્યા છે. ચિલ્લણા બોલી—ભગિની! તારા વિના મને એકલા ગમશે નહીં. માટે હું પણ તારી સાથે આવીશ. તારો પતિ એજ મારો પતિ થાઓ. પછી કેટલોએક પરસ્પર વિચાર કરી બન્ને બ્હેનો જે સ્થાને પોતાના બત્રીશ મિત્રો દેવદત્તાઓની સાથે શ્રેણિક રાજા વાટ જોઈ રહ્યા હતો ત્યાં આવી. જાણે લક્ષ્મી અને સરસ્વતી સ્વયં વરવાને આવી હોય, તેવી રીતે બન્ને રમણીઓને જોઇ શ્રેણિક બોલ્યો—સુંદરીઓ! હું તમારે માટે અહિં આવ્યો છું, વરવા ઇચ્છતી હો તો આ રથમાં ચડી જાઓ. રાજાની આજ્ઞા થતાંજ તે બન્ને બ્હેનો રથમાં બેઠી ત્યાં સુજયેષ્ટાએ રાજાને કહ્યું, સ્વામી! હું મારો રત્નમય આભૂષણનો એક કરંડીઓ ભુલી ગઇ છું, માટે જ્યાંસુધી તે લઇને હું આવું ત્યાંસુધી તમે અહિંજ ઉભા રહેજો. આ પ્રમાણે કહી સુજયેષ્ટા સુરંગાદ્વારે પોતાના મહેલમાં આવી. તેને પાછી આવતાં વાર થઇ એટલે સુલસાના વીરપુત્રોએ શ્રેણિકને જણાવ્યું, મહારાજા! રાજકુમારીને વાર થઈ છે અને આ શત્રુના ઘરમાં વધારે વાર રહેવું તે સહી સલામત નથી, માટે હવે અહીંથી જલદી ચાલવું જોઇએ. મિત્રોના એવાં વચનથી રાજા ભય પામ્યો અને ફક્ત એક ચિલ્લણાને લઈ મુખ્ય રથમાં બેસી આગળ ચાલ્યો. પછી ક્ષણવારે સુજયેષ્ટા આવી ત્યાં સુરંગના દ્વાર આગળ તેણે રાજા કે રથ કાંઈ જોયું નહીં એટલે તે ‘ મને રાજાએ છેતરી’ એવું માની અંદરથી ઉંચે સ્વરે પોકાર કરવા લાગી—“અરે સુભટો! કોઇ છે કે નહીં,

રાજગૃહ નગરીનો રાજા શ્રેણિક સર્વનું અપમાન કરી મારી બ્હેન ચિલ્લણાને હરી જાય છે.” આ પોકાર સાંભળતાંજ સુભટો દોડી આવ્યા અને રાજા ચેટકને ખબર પહોંચાડ્યા. રાજા ચેટક બખ્તર પેહેરી તૈયાર થયો એટલે વીરાંગદ નામના તેના સેનાપતિએ હાજર થઇ જણાવ્યું—મહારાજ, આપ શાંત થાઓ. આ કાર્ય કરવાની મનેજ આજ્ઞા આપો. સેવકથી સાધ્ય એવા કાર્યમાં સ્વામીએ પોતાની જાતે તૈયારી કરવી તે યોગ્ય ન કહેવાય. પછી ચેટકે વીરાંગદને આજ્ઞા આપી એટલે તે તૈયાર થઇ સુરંગને માર્ગે પાછળ ચાલ્યો. આગળ જતાં તેણે શ્રેણિકનો રથ અને તેની પાછળ બત્રીશ દેવદત્તાને ઉતાવળા જતાં જોયાં. વીરાંગદને આવતો જોઈ સુલસાના વીર પુત્રો સામા ઉભા રહ્યા. વીરાંગદ તેમને ઉલ્લંઘન કરી આગળ જવા સમર્થ ન થયો એટલે તેણે એક તીવ્ર બાણનો ઘા કર્યો. જે બાણે કરી સતીના બત્રીશ પુત્રો એકીસાથે મૃત્યુ પામી ગયા. પછી વીરાંગદે તેની આગળ ચાલી જોયું, ત્યાં દૂર નીકળી ગયેલો શ્રેણિકનો રથ તેના જોવામાં આવ્યો નહીં, એટલે તે પાછો ફર્યો અને તે બનાવની વાત રાજાની આગળ નિવેદન કરી. પોતાના એક સુભટે બત્રીશ વીરોને માર્યા તેથી ચેટક રાજા ખુશી થયો પણ પોતાની કુલીન પુત્રીને શ્રેણિક હરી ગયો તેને માટે તેને ઘણો અપસોસ થયો.

રાજપુત્રી સુજ્યેષ્ઠા પોતાના ધારેલા પતિને પોતાની બ્હેન ચિલ્લણા છેતરીને પરણી ગઈ, તેથી તેણીના મનમાં ઘણુંજ લાગી આવ્યું. ઘણીવાર વિચાર કરતાં પૂર્વના પુણ્ય યોગે તેણીના હૃદયમાં વૈરાગ્યભાવના જાગ્રત થઈ આવી—તે પોતાના મનને સંબોધી કહેવા લાગી, અરે ચપળ મન, હવે

તું મોહના વિચાર લાવીશ નહીં. આ સંસારના ભોગને ધિક્કાર છે.

જે ભોગને માટે પોતાની સગી બ્હેનો પણ પોતાની બીજી બ્હેનોને છેતરે છે. સ્વાર્થથી ભરેલા, ઝેરી વૃક્ષના ફળ જેવા, શરૂઆતમાં સારા લાગતા અને પરિણામે ભયંકર એવા ગુણરૂપી વૃક્ષને બાળવામાં અગ્નિ જેવા અને દેહના બળને ક્ષય કરનારા એ કામભોગને ધિક્કાર છે. હવે મારે આ સ્ત્રી જીવનને સન્માર્ગે જોડી સુધારવું જોઇએ. જ્યારે ધારેલા પતિનો લાભ ન મળ્યો તો પછી હવે બીજા પતિ સાથે પરણવું, તે ક્ષત્રિય શ્રાવિકાને ઘટિત નથી. મેં મારા પિતાના ઘરમાં રહી સાંસારિક અને ધાર્મિક બન્ને કેળવણી મેળવી છે. તેમાંથી હવે હું ધાર્મિક કેળવણીનો ઉપયોગ કરૂં.

આવું વિચારી તે સુજ્ઞ સુજ્યેષ્ટાએ પોતાના વિચારો માતાપિતાને જણાવ્યા અને તેમની સંમતિ લઇ તે રાજબાળાએ ચંદનબાળા સાધ્વી પાસે દીક્ષા લઈ પોતાના શ્રાવિકા જીવનને સુધારી દીધું હતું.

આ તરફ રાજા શ્રેણિક ચિલ્લણાને રથમાં લઈ રાજગૃહ નગરીમાં આવ્યો. ત્યાં તેના જાણવામાં આવ્યું કે, પોતાના બત્રીશ વીર મિત્રો સુરંગાના માર્ગમાં મૃત્યુ પામી ગયા, તેથી તેના મનમાં ભારે અપસોસ થયો. વળી રાજા શ્રેણિક પોતે રથમાં સુજ્યેષ્ટાને લાવેલો છે, એવું ધારતો હતો, તે તપાસ કરતાં તેને માલુમ પડયું કે, તે પોતાની મનોવાંછિત સુજ્યેષ્ટા નથી પણ તેની બ્હેન ચિલ્લણા છે, આથી

પોતાના મનમાં જરા ખેદ તો થયો, પણ ચિલ્લણાનું સૌંદર્ય સુજ્યેષ્ટાનાજ જેવું જોઈ તેણે તેની સાથે પોતાનો પવિત્ર પ્રેમ જોડી દીધો હતો.

પોતાને માટે જીવિતનો ભોગ આપનારા બત્રીશ દેવદત્તાના મરણની ખબર નાગસારથિ અને સુલસાને કેવી રીતે આપવી? એ વિચારનું ચિંતવન કરતાં શ્રેણિક રાજાએ પોતાના મંત્રી અભયકુમારને બોલાવ્યો પછી બન્ને પિતા પુત્ર તે વિષે મસલત કરી સુલસાને ઘેર જાતે ગયા. શ્રેણિક રાજાને મંત્રિ સહિત આવેલા જાણી નાગસારથિ ઘણોજ ખુશી થઇ ગયો. તેમને યોગ્ય આસન આપી બેસાર્યા. તે વખતે શ્રેણિકના નેત્રમાંથી આંસુની ધારા ચાલવા માંડી. તે જોઇ નાગસારથિએ તેનું કારણ પુછ્યું. એટલે રાજાએ જણાવ્યું કે, તમારા બત્રીશ પુત્રો એકીસાથે મૃત્યુ પામી ગયા છે. આ ખબર સાંભળતાંજ જાણે વજ્રપાત થયો હોય, તેમ નાગસારથિ અને સુલસા મૂર્છિત થઈ પૃથ્વી ઉપર પડી ગયાં. અને તેના ઘરમાં હાહાકાર વર્ત્તી ગયો. ક્ષણવાર પછી સાવધાન થઇ તે સારથિ આક્રંદ કરી બોલ્યો—અરે! પુત્રો, તમે આ શું કર્યું? મારા જેવા વૃદ્ધને સેવાને વખતે છોડી દઈ તમે ક્યાં ચાલ્યા ગયા? મેં મારી ઘણી આશાઓને તમારા ઉપર અવલંબન કરી રાખેલી હતી, તેનું હવે શું થશે? અરે દૈવ, તેં આ વૃદ્ધ ડોસાને વિપત્તિના મોટા ખાડામાં હડસેલી મુક્યો. આ વખતે સાવચેત થયેલી સુલસા કે જેણે સારી કેળવણી લીધી હતી, તેણીએ જંગલી રીતે રડકૂટ કરી નહીં. પણ તેણે પોતાના પુત્રોના ગુણોને માટે અને તેમની સ્ત્રીઓના વૈધવ્યને માટે પોતાના હૃદયનો

શોક પ્રદર્શિત કર્યો. સતી સુલસા રૂદન કરતી બોલી કે; વ્હાલા પુત્રો, મને વધારે ખેદ તો એજ થાય છે કે, તમારા જેવા સત્પુત્રો શ્રાવક કુળમાં થોડા હશે. તમારા મુખમાંથી ક્યારે પણ કઠોર ભાષણ નીકળ્યું જ નથી, ક્યારે પણ તમે વિનયનું ઉલ્લંઘન કર્યું નથી અને કદિ પણ માતાપિતાને નમન કર્યા વગર રહ્યા નથી. આ પ્રમાણે કેટલાએક પુત્રોના ગુણનું સ્મરણ કરી સુલસા રૂદન કરતી હતી અને તેને જોઇ ગૃહની અંદર દેવદત્તાની બત્રીશ સ્ત્રીઓ પણ પોતાના સ્વામીના ગુણોનું સ્મરણ કરી અતિ વિલાપ કરતી હતી.

આ વખતે ધાર્મિક અને સાંસારિક વિદ્યામાં કુશળ એવો અભયકુમાર તેમને સાંત્વન કરવા બોલ્યો—અરે ભાઇ, આ શું કરો છો? જૈન મતના સ્વરૂપને જાણનારા તમારા જેવા શ્રાવક કુટુંબને આમ શોક કરવો ઘટતો નથી. આ સંસાર ઇંદ્રજાળ, ઇંદ્ર ધનુષ્ય અને વિજળીના જેવો ચપળ છે. મરવું એ દેહધારી પ્રાણીની પ્રકૃતિ છે અને જીવવું એ વિકૃતિ છે. જે વસ્તુ સવારે દેખાય છે, તે મધ્યાન્હે દેખાતી નથી. એ ઉપરથી નિશ્ચય થાય છે કે, આ જગત્માં અનિત્યતારૂપી રાક્ષસી સર્વ પદાર્થોને ગળી જાય છે. આ અનિત્યતાની ભાવના ભાવી તમારા મનમાંથી શોકને દૂર કરી દો. જગત્માં પુત્રોના વિયોગનાં દુઃખ મોટા લોકોને પણ પડ્યાં છે. જુવોને તમારી જેમ સગર જેવા સમર્થ ચક્રવર્તીના સાઠ હજાર પુત્રો એકીસાથેજ નાશ પામ્યા હતા. જ્યારે પ્રાણી ઉપર મૃત્યુ આવે છે, ત્યારે કોઇનાથી ઘડી પણ જીવી શકાતું નથી. આ લોકમાં કોઇપણ અવસ્થા, કોઇપણ કાળ, કોઇપણ દેશ, કોઇ-

પણ જીવ કે કોઇ વસ્તુ એવી નથી કે જેને કાળરૂપી શત્રુ જીતી શકે નહીં. વળી તે કાળ કોઇનાથી વારી શકાય તેવો નથી. તે ગર્ભમાં રહેલાને, જન્મેલાને, શય્યામાં સુતેલાને, માતાના ખોળામાં રહેલાને, બાળકને, વૃદ્ધને, જુવાનને, આધેડને, ગરીબને, તવંગરને, ખળને, સજ્જનને ગમે ત્યાં હોય, ત્યાંથી હરી લે છે. માટે હે સતી સુલસા, તમે સુજ્ઞ છો, આ સંસારને અસાર અને અસ્થિર જાણી શોકનો ત્યાગ કરો અને તમારા આ વૃદ્ધ અને દુઃખી પતિને સમજાવી શાંત કરો.

અભયકુમારનાં આવાં વચન સાંભળી નાગસારથિ, સુલસા અને મરનાર દેવદત્તાની સ્ત્રીઓ કાંઇક શોક રહિત થયાં અને તેમણે મરણ પામેલા દેવદત્તાની ઉત્તરક્રિયા કરી. પછી તેઓ જિન પૂજા વગેરે ધર્મારાધનમાં વિશેષ તત્પર થયા.

આ અરસામાં ભરત ક્ષેત્ર ઉપર મહાવીરસ્વામી વિચરતા હતા. તેઓ ફરતા ફરતા ચંપાનગરીના **કુસુમાકર** નામના ઉદ્યાનમાં સમોસર્યા હતા. દેવતાઓએ આવી ત્યાં સમવસરણની રચના કરી. તે સુંદર અને દિવ્ય સમવસરણમાં શ્રીરાજી પ્રભુએ વૈરાગ્ય ભાવને પુષ્ટ કરનારી ધર્મદેશના આપી. આ વખતે **અંબડ** નામનો એક પરિવ્રાજક ત્યાં આવી ચડ્યો. તેણે ત્રણ દંડ અને કમંડળ ધારણ કર્યાં હતાં. શિખા, બ્રહ્મસૂત્ર અને દર્ભાસન પાસે રાખ્યાં હતાં. તપસ્યાના પ્રભાવથી તે મહાશયે આકાશગામિની વગેરે ઘણી સિદ્ધિઓ સંપાદન કરી હતી. તે વેષથી મિથ્યાત્વી

દેખાતો પણ તેણે શ્રાવક ધર્મને અંગીકાર કર્યો હતો. આર્હત ધર્મની વાસનાએ તેના પવિત્ર હૃદયમાં વાસ કર્યો હતો. સર્વજ્ઞ પ્રભુની ઉત્તમ આજ્ઞાને તે શ્રદ્ધાથી નિરૂપણ કરતો હતો. તે અંબડ વીર પ્રભુના સમવસરણમાં આવી પ્રભુને હર્ષથી વંદના અને પ્રદક્ષિણા કરી બે હાથ જોડી આ પ્રમાણે બોલ્યો—"હે પ્રભુ, તમે આ સંસારની વિવિધ જાતની આધિ તથા વ્યાધિને નાશ કરનારા ઔષધરૂપ છો. હે કલ્યાણના કુંભરૂપ સ્વામી, ગણધર પ્રમુખ સાધુરૂપ ભ્રમરોએ જેમનાં ચરણકમળ સેવેલાં છે, એવા તમોને હું હર્ષથી સ્તવું છું. હે અનંતગુણ, મારા જેવો અજ્ઞાની આપના મહાન્ ગુણોની શી રીતે સ્તુતિ કરી શકે?" આટલું કહી તેણે પ્રભુના મુખની ધર્મદેશના સાંભળી.

દેશના સમાપ્ત થયા પછી તે પ્રભુને નમસ્કાર કરી મનમાં રાજગૃહ નગર જવાની ધારણા કરી ઉઠ્યો. ત્યાં ત્રિકાળ જ્ઞાની વીર પ્રભુ બોલ્યા—ધર્મશીળ, અંબડ, તું રાજગૃહ નગરીમાં જાય છે, તો ત્યાં સતી સુલસા રહે છે, તેને મળજે અને તેણીને મારા ધર્મ લાભ કહેજે.

સતી સુલસા, તારા જીવિતને ધન્ય છે. મહાવીર જેવા જગત્પતિએ તારૂં સ્મરણ કર્યું અને હૃદયથી તને ધર્મ લાભની આશીષ કહેવરાવી. નિર્દોષ, નિરંજન અને નિષ્કામ પ્રભુના હૃદયમાં એક માનુષી શ્રાવિકાનું સ્મરણ થવું, એ અતિ આશ્ચર્યની વાર્ત્તા છે. સતીઓના પુણ્યનો પ્રભાવ દિવ્ય છે. તેથીજ મહર્ષિઓ શ્રાવિકાના સતી ધર્મવાળા જીવનને ધન્યવાદ આપે છે.

અંબડ મુનિ પ્રભુનો આદેશ અંગીકાર કરી આકાશ માર્ગે થઇ રાજગૃહ નગરીમાં આવ્યો. ત્યાં આવતાં તે મહાશયના મનમાં વિચાર થયો કે, અહા! આ સુલસાને ધન્ય છે કે, જેણીએ ત્રણ જગતના પતિ વીર ભગવંતને આનંદ પમાડ્યા. એ સુલસાના કયા ગુણથી વીર પ્રભુ આનંદ પામ્યા હશે? કોઇ યુક્તિથી પરીક્ષા કરી મારે તે ગુણ જાણવો જોઇએ. આવું વિચારી તે અંબડ તાપસ પોતાનો વેષ ફેરવી સુલસાને ઘેર આવ્યો. અને પોતે સત્પાત્ર છે, એવું જણાવી તેણે તેણીની પાસે ભોજન માગ્યું. દયાદાનના ધર્મને જાણનારી સતી સુલસાએ દાસીદ્વારા તેને ભોજન આપવા જણાવ્યું ત્યારે અંબડે તેવી ભિક્ષા લેવાની ના પાડી અને કહ્યું કે, હે શ્રાવિકા, જો તારે અમને ભોજન કરાવવું હોય તો પેહેલાં તારે હાથે અમારા પગ ધોઇ પછી અમને જમાડ. સતી સુલસાને એ અધર્મની રીતી પસંદ પડી નહીં. તેણીએ તેમ કરવાને ના કહી એટલે અંબડ વિલખો થઇને ત્યાંથી પાછો ફરી ગામની બાહેર આવ્યો. ત્યાં તે ચાર મુખ, પદ્માસન, હંસનું વાહન, હાથમાં કમંડળ, રૂદ્રાક્ષની માળા, અને જટાજૂટ, વગેરે ધારણ કરી બ્રહ્માનું રૂપ લઇ બેઠો. અને પોતાને મુખે લોકોને વેદમાર્ગનો ઉપદેશ કરવા લાગ્યો. હજારો લોકો તેને વંદના કરવા આવવા લાગ્યા. આ ખબર સખીઓની મારફત સુલસાના જાણવામાં આવ્યા, તથાપિ એ આર્હત ધર્મ ઉપર દઢતાવાળી શ્રાવિકા જરા પણ ડગી નહીં. સમ્યક્ત્વથી સુશોભિત એવા તેણીના હૃદયમાં એ મોહકારી મિથ્યાત્વનો જરા પણ પ્રવેશ થઇ શક્યો નહીં. "બ્રહ્મલોકમાંથી બ્રહ્મા પ્રત્યક્ષ આવ્યા છે અને લોકોના મનવાંછિત પૂરે છે." આવા સમાચાર સાંભ-

ળતાં પણ સતી સુલસાનું સમકિતવાળું હૃદય જરા પણ
ચળાયમાન થયું નહીં. એ મહાનુભાવા કૌતુકથી પણ તે
બનાવટી બ્રહ્માની પાસે ગઈ નહીં. સુલસા પોતાની પાસે
આવી નથી, એ વાત લક્ષમાં રાખી તે અંબડ તાપસે બીજે
દિવસે પીતાંબર, નાભિમાં કમળ, ગરૂડનું વાહન, ચાર
ભુજા, તે ભુજામાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ તથા
પરિવાર સહિત લક્ષ્મી તથા હૃદયમાં કૌસ્તુ-
ભમણિ ધારણ કરી વિષ્ણુનું રૂપ લઈ રાજગૃહ
નગરને દરવાજે બેઠો. તે ખબર સાંભળતાંજ રાજગૃહ
નગરના ચંચળ હૃદયવાળા લોકો પોતાની કામના પૂર્ણ
કરવાને ત્યાં શ્રેણીબંધ દોડતા આવવા લાગ્યા. "વૈકુંઠમાંથી
વિષ્ણુ દર્શન આપવાને પ્રત્યક્ષ આવ્યા છે." આવી લોક-
વાણી સુલસાના કર્ણમાર્ગમાં આવી અને તેની સખીઓએ
તેણીને લલચાવા પણ માંડી તથાપિ વીરધર્મના વીર્યને
ધારણ કરનારી સુલસા તેમાં પણ ડગી નહીં. જ્યારે
સુલસા આવી નહીં એટલે અંબડે તે વેપ ગોપવી દીધો.
પછી ત્રીજે દિવસે રાજગૃહ નગરના પશ્ચિમ દરવાજા પાસે
શંકરનું રૂપ લઈને બેઠો. તે રૂપમાં અંગે ભસ્મ, માથે
જટા, જટામાં ગંગા, અર્ધાંગે પાર્વતી, માથે ચંદ્ર, કંઠમાં
મુંડમાળા, કપાળમાં ત્રીજું લોચન, હાથમાં ખડ્ગ, ત્રિશૂળ,
અને ડમરૂં તથા ચારે બાજુ નંદી, ચંડી વગેરે ત્રણ ગણ અને
અંગપર હાથીનું ચર્મ—વગેરે બધી સામગ્રી રહેલી હતી.
આ દેખાવ જોવાને અને તેની ભક્તિ કરવાને રાજગૃહના
કેટલાએક લોકો દોડાદોડ કરવા લાગ્યાં અને "કૈલાસમાંથી
શંકર આવ્યા છે" એમ ઊંચે સ્વરે બોલવા લાગ્યા. એ

ખબર સુલસાના જાણવામાં આવ્યા, તથાપિ એ આસ્તિક શ્રાવિકા પોતાના સમ્યક્ત્વ ભરેલા વિચારમાંથી જરા પણ ચળાયમાન થઈ નહીં.

વાહ! સતી સુલસા, તારા જીવનને સહસ્રવાર ધન્ય છે. તારા જેવી શ્રાવિકાઓએજ આ ભારતમાં જૈન ધર્મની કીર્ત્તિ ફેલાવી છે. મહાસતી, તારાં દૃષ્ટાંતથી શ્રાવક બાળાઓને ઘણો બોધ લેવાનો છે. મિથ્યાત્વના દેવતાને માનવામાં, મિથ્યાત્વનાં વ્રત ધર્મ આચરવામાં, પુત્ર, પૈસો અને બીજા સ્વાર્થને માટે ઢોંગી યતિઓ કે સન્યાસિઓની પાસે દોડવામાં અને અનેક જાતના વ્હેમમાં પડવામાં સમકિતને ગુમાવનારી અને ધર્મભ્રષ્ટ થનારી આજકાલની શ્રાવિકાઓએ તારા ચરિત્ર ઉપરથી સારો ધડો લેવાનો છે. સતી શિરોમણિ સુલસા "सुलसा चंदनवाला" એ ગાથામાં તારૂં અગ્ર નામ છે, તે સર્વ રીતે યોગ્ય છે. તારા પવિત્ર નામનું સ્મરણ કરી સર્વ શ્રાવક સમાજ અદ્યાપિ પુનિત (પવિત્ર) થાય છે.

અંબડ સુલસાની પરીક્ષા જોવા ત્રણ દિવસ સુધી બ્રહ્મા, વિષ્ણુ અને શંકરનાં ત્રણ રૂપ કરી જોયાં, તથાપિ તે સતી ચલિત થઇ નહીં. તેની શુદ્ધ ધર્મની આસ્તાને અંબડ છોડાવી શકયો નહીં. ગજેંદ્રે ગ્રહણ કરેલી વસ્તુ ગધેડાથી કેમ છોડાવાય! સાકરના સ્વાદની ઇચ્છા કાંકરાંઓથી કેમ પૂરાય? મોટા આનંદસુખમાં આસક્ત થયેલો પુરૂષ વિષયોથી કેમ આકર્ષાય? તેવી રીતે તત્ત્વને જાણનારી સુલસા બીજા પાખંડથી કેમ છેતરાય?

જ્યારે સુલસા કોઈ રીતે વંચિત (ઠગાણી) થઇ નહીં પછી અંબડ લાંબો વિચાર કરી રાજગૃહ નગરની ઉત્તરમાં આવેલા વૈભાર પર્વત ઉપર ગયો. તે સુંદર પર્વત ઉપર અંબડે કપટ વિદ્યાના પ્રભાવથી એક રમણીય સમવસરણની રચના કરી અને તેમાં પોતે ધર્મ દેશના આપવા બેઠો. તે ખબર જાણી રાજગૃહ નગરીના ઘણા લોકો તેની દેશના સાંભળવાને ગયા પણ ત્યાં એક સતી સુલસા ગઇ નહીં. સુલસાને ત્યાં નહીં આવેલી જાણી અંબડે લોકોની સાથે કહેવરાવ્યું કે, સુલસા તું શ્રાવિકા છે, આ વૈભાર પર્વત ઉપર સમોસરેલા પ્રભુને વંદના કરવાને અને તેમની દેશના સાંભળવા હર્ષથી આવ. પ્રભુને વંદના કરવાથી તારા પાપનો નાશ થશે. સતી સુલાસાએ લોકોને જવાબ આપ્યો કે, ચાલતા સમયમાં ચોવીશમા તીર્થંકર વીર ભગવાન્ વિચરે છે. તે આ વખતે વૈભાર પર્વત ઉપર નથી. લોકોએ કહ્યું કે, આ તો કોઇ પચ્ચીશમા તીર્થંકર છે. સુલસા બોલી મૂર્ખો, આ વિશ્વમાં પચ્ચીશમા તીર્થંકર કયારે પણ થતા નથી. આ કોઇ કપટી અને ચતુર પુરૂષ લોકોને છેતરવા માટે નિર્મળ ધર્મ કહેવા બેઠો છે. સુલસાનો આવો ઉત્તર સાંભળી લોકોએ તે વાત પેલા અંબડને જણાવી, અંબડ તે સાંભળી હૃદયમાં વિચાર કરવા લાગ્યો, સભાની અંદર વીર ભગવાને કરેલી સુલસાની પ્રશંસા ખરેખર યોગ્યજ છે. સુલસાની આવી દૃઢતા જોઇ અંબડે તે ગુણ પોતામાં ધારણ કરવાની ભાવના કરી અને પોતે પછી જૈન ધર્મમાં નિશ્ચળ થયો.

પાંચમે દિવસે તે અંબડે વિદ્યાથી બનાવેલી બધી ક્રિયાનો ત્યાગ કરી શ્રાવકરૂપ ગ્રહણ કર્યું. બે ધોએલાં વસ્રો ધારણ

કરી અને હાથમાં પુજાનું પાત્ર લઇ તે સુલસાને ઘેર જિન પૂજા કરવાની ઈચ્છા કરી આવ્યો. શ્રાવકનો વેષ જોઈ સાધર્મી બંધુની સેવા કરનારી સુલસા તેનો અતિથિ સત્કાર કરવાને ઉભી થઇ અને તેણે તેને બહુ માન આપ્યું. સતી સુલસાએ તે અતિથિનાં ચરણ ધોઈ દાસીઓ પાસે ઘર દેરાસરમાં પૂજાની તૈયારી કરાવી. અંબડે દેરાસરમાં જઇને વિધિથી જિન પૂજા કરી અને પછી પ્રભુની સ્તુતિ કરી. ત્યારબાદ તે શ્રાવક સુલસાની પાસે બેઠો અને હૃદયમાં આનંદ પામી સુલસાની પ્રશંસા કરવા લાગ્યો. સદ્‌ગુણી શ્રાવિકા, તમે તમારા મનુષ્ય જન્મને સફળ કર્યો છે. તમારા હૃદયમાં જે આસ્તાની અને અને ધર્મની નિર્મળ બુદ્ધિ છે. તેવી બુદ્ધિ કોઇકજ શ્રાવિકા ધારણ કરતી હશે. મેં તમારી કેટલીક રીતે પરિક્ષા કરી તોપણ તમો શ્રધાથી જરાપણ ડગ્યાં નહીં તમે આ ભરત-ક્ષેત્રમાં સતી સ્ત્રીઓને વિષે શિરોમણિરૂપ છો સામાન્ય કેવળીઓમાં મુગટ મણિરૂપ શ્રી મહાવીર પ્રભુ પોતાની મોટી પર્ષદામાં આદરથી તમારી વાર્ત્તા કરે છે. તે મહાનુભાવે મારા મુખે તમને શાતા પુછી છે અને ધર્મલાભ કહ્યો છે. અંબડના આવાં વચન સાંભળી સતી સુલસાનું શરીર રોમાંચિત થઈ ગયું. તેને રોમેરોમ ધર્માનંદ વ્યાપી ગયો. અને તે મહાસતીએ ખમાસમણ પૂર્વક પ્રભુને વંદના કરી સ્તુતિ કરી. જે સ્તુતિમાં એ સતીએ પોતાના મનનાં પરિણામ ઉત્તમ કરી સારો ભાવ દર્શાવ્યો હતો. પછી સતીએ પોતાના સહોદર બંધુની જેમ તે અંબડને ભક્તિથી ભોજન કરાવ્યું. અંબડ તે સતીને ધન્યવાદ આપી જિન પ્રતિમાને નમસ્કાર કરી ત્યાંથી ચાલ્યો ગયો. સતી સુલસા પોતાના પતિ નાગસાર-

સમકિતથી ચળિત થઇ ન હતી. પોતાના બત્રીશ પુત્રોનો એકી સાથે નાશ થઇ ગયો, તોપણ તેણીની ધીરજ અખંડિત રહી હતી. એ બધો તેણીના ચરિત્રમાં ક્ષણેક્ષણે કેળવણીનો મોટો પ્રભાવ જોવામાં આવે છે. ધાર્મિક અને સાંસારિક અનેક જાતનાં દુઃખ પડયાં; તોપણ પોતાના ધર્મ ઉપર તેવોને તેવો પ્રેમ રાખી શીયળ સાચવી પોતાનું સતીત્વ બતાવી આપ્યું, તેથી-કરી તે મહાસતીની જગત્‌માં અમરકીર્ત્તિ રહી ગઇ છે. ધન્ય છે આવી ઉત્તમ સતીને.



# ચંદનબાળા.

આ સતી ચંદનબાળા ક્ષત્રિયકુળમાં જન્મ્યાં હતા. તેમનો જન્મ ચંપાપુરીના રાજા દધિવાહનને ઘેર થયો હતો. તેમની માતાનું નામ ધારણી હતું. ધારણીનું બીજું નામ પદ્માવતી હતું, તે ચેટક રાજાની પુત્રી થતી હતી. ચંદનબાળાનું બીજું નામ વસુમતી હતું. વસુમતી ચતુર, હુશીયાર અને બુદ્ધિવાન્ હતાં.

અર્વાચીનકાળમાં જેમ કેટલાક માબાપો પોતાની પુત્રીમાં ઉત્તમ બુદ્ધિ વગેરે સારાં લક્ષણ જણાતાં છતાં તેમને કેળવણી આપી સદ્‌ગુણી બનાવવામાં બેદરકાર રહે છે, તેમ પ્રાચીનકાળમાં નહોતું. પ્રાચીનકાળમાં તો માબાપો પોતાનાં બાળકોને ધર્મ તથા નીતિની કેળવણી આપી ઉત્તમ લક્ષણવાળા બનાવવાને ઘણી કાળજી રાખતાં હતાં. તેવા નિયમને અનુસરી રાજા દધિવાહને પોતાની પુત્રી વસુમતીને ધાર્મિક અને નીતિની કેળવણી આપી સ્ત્રી ધર્મના જ્ઞાતા અને સદ્‌ગુણ કર્યા હતાં. આ રાજસતી જેવા જ્ઞાનમાં પ્રવીણ હતાં તેવાંજ તે સદ્‌ગુણી સ્વરૂપે સુંદર તેજસ્વી અને મનોહર હતાં. વસુમતી

શીળધર્મ સાચવવામાં એક્કા હતાં. તે સાથે તેમનામાં ઉદારતાનો ગુણ પ્રશંસનીય હતો.

એક વખતે રાજા દધિવાહનને કોઇ કારણથી કૌશાંબી નગરીના રાજા શતાનિકની સાથે વૈર બંધાતાં તે બળવાન્ રાજાએ ગુપ્ત રીતે પોતાનું સૈન્ય લઇ ચંપા નગરીને ઘેરો ઘાલ્યો. તે વાત જાણી દધિવાહને પોતાનો બચાવ કરતાં સૈન્ય તૈયાર કર્યું. બન્નેની વચ્ચે ઘોર યુદ્ધ થયું; હજારો મનુષ્યો તેમાં મરાયાં અને આખરે બળ રહિત થયેલો દધિવાહન રાજા રાજ્ય મુકીને નાશી ગયો. પછી શતાનિક રાજાએ અંદર પેશી ચંપાપુરીને લુંટી લીધી અને અહિં પોતાની આજ્ઞા પ્રવર્ત્તાવી પાછો તે કૌશાંબી નગરીમાં ચાલ્યો ગયો.

વિષયી અને ક્રૂર હૃદયનો શતાનિક રાજાનો એક સુભટ દધિવાહન રાજાની રાણી ધારિણીને અને તેની પુત્રી વસુમતીને પકડી ત્યાંથી બાહેર નીકળી પડયો. કોઈ ઘોર અરણ્યમાં આવી તે ઘાતકી સુભટે રાણીને કહ્યું કે, "ધારિણી, તું મારી સ્ત્રી થા." ધારિણી શુદ્ધ ક્ષત્રિય શ્રાવિકા હતી. ધાર્મિક કેળવણી લઈ તેણીએ શીળવ્રતનું માહાત્મ્ય સારી રીતે જાણ્યું હતું. શ્રાવિકાઓ મરણ સમય આવે તોપણ પોતાનું શીળ ગુમાવતી નથી એ વાત ધારિણીના હૃદયમાં નિશ્ચિત થઈ હતી. સુભટના અનુચિત વચન સાંભળી ધારિણી રોષાવેશમાં બોલી "—અરે અધમ પાપિષ્ટ, તું આ શું કહે છે? હું પરસ્ત્રી છું. જે પુરૂષ પરસ્ત્રીલંપટ હોય તે નરકે જાય છે. અરે દુષ્ટ આવી વિપરીત બુદ્ધિ ન કરવી જોઇએ. પોતાને આધીન રહેનારી વિવાહિત સ્ત્રીને મુકી જે પુરૂષ પરદારનું સેવન કરે છે, તે પુરૂષ નિર્મળ જળથી ભરેલા સરોવરને મુકીને ઘડામાંથી જળ પીનારા કાકપક્ષીના જેવો છે. આખા વિશ્વનો વિજય કરનાર

રાવણ પણ પરસ્ત્રીની વાંછા કરવાથી કુળક્ષય કરીને નરકે ગયો છે. ધારિણીએ આવાં ઘણાં વચનો કહ્યાં પણ તે વિષયી સુભટ સમજ્યો નહીં. તે કામાંધ થઇને ધારિણીની ઉપર બળાત્કાર ગુજારવા તૈયાર થયો.

સતી સ્ત્રી પ્રાણની આહૂતિ આપીને પણ શીળનું રક્ષણ કરે છે, તે શીળનેજ પોતાનું જીવિત ગણે છે. પ્રાણનો ભંગ ભલે થાઓ પણ શીળનો ભંગ ન થાઓ, એ નિશ્ચય સતીના મનોમંદિરમાંથી કદિ પણ જતો નથી—તે દુષ્ટ સુભટના અપવિત્ર શરીરનો સ્પર્શ થયા પેહેલાં કુળદીપકા ધારિણીએ પોતાના જીવિતનો પોતાની મેળેજ ત્યાગ કરી દીધો. માતાનાં મૃત્યુથી વસુમતીને ભારે દુઃખ લાગ્યું. ક્ષણવાર તે મૂર્છા પામી ભૂમી ઉપર પડી ગઇ. મૂર્છા ઉતર્યા પછી રાજબાળા માતાના શબને ઉત્સંગમાં લઇ વિલાપ કરવા લાગી—હે માયાળુ માતા, આ તમે શું કર્યું? વ્હાલી માતા આ પુત્રીને દુઃખના દરિયામાં ઝંપલાવી ક્યાં ચાલ્યાં? આ પુત્રી વસુમતીનો વ્હાલ ક્યાં ચાલ્યો ગયો? અરે માડી, તને મારી ઉપર દયા પણ ન આવી. મારે હવે પારકે હાથ જવું પડશે. હે જનની, તારી જેમ આ તારી પુત્રી પણ જીવિતને છોડી દેશે. જેની માતા શીળવતી હોય તેની પુત્રી શીળવતી હોવીજ જોઇએ. એ પ્રમાણે વિલાપ કરતી વસુમતી માતાના શબને પગે પડી અને કહેવા લાગી માતા, તને નહીં જવા દઉં. જો તારે જવુંજ હોય તો મને પણ સાથેજ લઇ જા.

વસુમતીનો આવો વિલાપ જોઇ તે સુભટના મનમાં દયા આવી. તેણે પોતાના પાપનો પશ્ચાત્તાપ કરવા માંડયો. તે વિનયથી બોલ્યો—રાજપુત્રી, ભવિતવ્યતાની આગળ રાય કે

રંક કોઈ છુટી શકતું નથી. બાળા, હવે તું મારો ભય રાખીશ નહીં. તું મારી બ્હેન અથવા પુત્રી છે. આવાં કોમળ વચનોથી વસુમતીને સમજાવી અને મૃત્યુ પામી પડેલી ધારિણીના શરીર ઉપરથી અલંકાર ઉતારી લઇ તે શબને ત્યાં મુકી સુભટ પોતાને ઘેર આવ્યો. સુંદર રૂપવતી વસુમતીને જોઇ સુભટની સ્ત્રી તેને સહન કરી શકી નહીં. તત્કાળ તે આવેશથી બોલી સ્વામી, આ પારકી સ્ત્રીને અહિં કેમ લાવ્યા છો? તેને જોઇ મને ઘણોજ પરિતાપ થાય છે. તેને આપણાં ઘરમાંથી કાઢી મુકો. તેને માટે મને શોકયની ભારે શંકા રહે છે. કદિ તે દાસી સરખી હોય પણ જો શોકય થઇને આવે તો હું તેણીને પાસે ન રાખું. અરે વિષયી, આ પરસ્ત્રીને જલદી બાહેર મુકી આવ્ય. નહીં તો આ વાત હું રાજાને જણાવીશ. સ્ત્રીનાં આવાં વચન સાંભળી તે સુભટ કંપવા લાગ્યો. જો આ વાત રાજાના જાણવામાં આવે તો તેમાંથી વિપરીત થાય. આવું ધારી લોભી સુભટ વસુમતીને લઈ ચૌટામાં વેચવા નીકળ્યો. તે રૂપવતી રમણીને ખરીદ કરવાને હજારો લોકો એકઠાં થયાં.

તે વખતે એક વેશ્યાએ આવી સુભટને કહ્યું, આ સુંદરી બીજાને આપશો નહીં. તમે જેટલું ધન માગશો તેટલું આપવાને હું તયાર છું. લુબ્ધ સુભટે તેણીની પાંચસો સોના મોહોર માગી. વેશ્યા ખુશી થઇ તે આપવા કબુલ થઈ. સુભટને પાંચસો સોના મોહોર આપી વેશ્યાએ વસુમતીનો હાથ પકડયો. રાજકુમારી બોલી—બાઈ, તમે કેવા છો? તમારૂં કેવું કુળ છે? તમે શું કરો છો? તમે બ્રાહ્મણ છો કે વણિક છો? વેશ્યા આક્ષેપ કરી બોલી—તારે મારૂં કુળ જાણીને શું કરવું છે? મારૂં ગમે તેવું કુળ હોય પણ તારી ઉપર મારી આસિકી થઇ

ચુકી છે. તે છતાં તારે જો અમારૂં કુળ જાણવું હોય તો સાંભળ. અમારા કુળમાં ઉંચી જાતનાં પોશાકો અને અમૂલ્ય આભૂષણો પેહેરવાનાં મળશે. તાંબૂળ ખાવાને મળશે. અમારાં જેવાં ભોજન તો રાજાના અંતઃપુરમાં રાણીઓને પણ મળતાં નથી. વેશ્યાનાં એવાં વચન સાંભળી વસુમતી બોલી–હવે મને ખબર પડી કે તમે વેશ્યા છો. માટે હું તમારી સાથે નહીં આવું.

અહા! કર્મની ગતિ કેવી વિચિત્ર છે. એક રાજપુત્રી ભરબજારે વેશ્યાને ત્યાં વેચાય છે. શીળવતી આર્ય શ્રાવિકાને ખરીદ કરવા એક અધમ વેશ્યા આવી છે.

વસુમતિ શીળવતિ ક્ષત્રિયકુળની શ્રાવિકા હતી. તેણે શીળનું દિવ્ય માહાત્મ્ય સંપાદન કર્યું હતું. એ શીળાલંકૃત સતીએ જ્યારે વેશ્યાની સાથે જવા ના પાડી એટલે અધમ વેશ્યા તેને બળાત્કાર કરી પકડવા લાગી. વસુમતીનો પવિત્ર કર અપવિત્ર વેશ્યાએ પોતાના કર સાથે મેળવ્યો અને તેણીને બળાત્કારથી ખેંચી તે વખતે શીળવતિ વસુમતીનાં મનમાં ભારે ખેદ થઈ આવ્યો. તે મહાસતી આત્મઘાત કરવાનો વિપરીત વિચાર કરવા લાગી. તે કાળે શીળધર્મનો રક્ષક દેવ આકાશમાં પ્રગટ થયો અને તેણે શીળવતિ સતીના શીળની રક્ષા કરવા માટે તે અધમ વેશ્યાની નાસિકા છેદી નાખી. અને તેની કાયાને કૃષ્ણવર્ણી અને કુરૂપાજ કરી દીધી. ત્યાં એકઠા થયેલાં લોકો વેશ્યાને હસવા લાગ્યાં. તે જોઈ બીજી વેશ્યાઓ અને બીજા ખરીદ કરવા આવેલા લોકો નાશી ગયાં. એ છોકરીને ભુંડી જાણી કોઇએ લીધી નહીં.

શીળનો પ્રભાવ અલૌકિક છે. શીળરૂપ રત્નની રક્ષા કરવાને દેવતાઓ પણ ગગનમાં ફર્યા કરે છે. વસુમતી શ્રાવિકાનું શીળ તેવું હતું. એ બાહાદૂર બાળાએ સ્ત્રીકેળવણી લીધેલી હતી. શ્રાવિકાએ શીળની રક્ષા કરવી જોઇએ. એ સ્ત્રી શિક્ષણનો સિદ્ધાંત તે બાળાએ પોતાના હૃદયમાં નિશ્ચય કરી સ્થાપિત કર્યો હતો.

જ્યારે વેશ્યાની નાસિકા છેદાણી તે જોઈ તે બજારના લોકો ચાલ્યાં ગયાં. પછી સુભટ તે રાજરમણીને ત્યાંથી બીજા બજારમાં લઇ ગયો. ત્યાં ધનાવહ નામનો એક વેપારી આવી ચડયો. આ ધનાવહ કૌશાંબી નગરીનો પ્રખ્યાત શેઠીઓ હતો. તેને મૂળા નામે સ્ત્રી હતી. ધનાવહ તે આર્યબાળાને વેચાતી જોઇ ઉભો રહ્યો. વસુમતીની મુખમુદ્રા તેની કુલીનતાને સૂચવતી હતી અને તેણીના સુંદર મુખ ઉપર આર્હત ધર્મનું મહાન તેજ ચળકતું હતું. એવાં શુભ લક્ષણવાળી આર્ય બાળાને જોઇ તેને પોતાની સ્ત્રી મૂળાની પાસે દાસી તરીકે રાખવાને તેની માગણી કરી વસુમતી બોલી—શેઠ, તમારા ઘરમાં શું કામ કરવું પડે છે? શેઠે કહ્યું, અમારા કુળમાં જિન દેવની પૂજા, સાધુઓની સેવા, ધર્મનું શ્રવણ, અને જીવ દયાનું પાલન થાય છે. એ શિવાય અમારા કુટુંબમાં નવકાર મંત્રનું ધ્યાન ધરાય છે, ત્રણ વખત પાણી ગળાય છે અને પાત્રને દાન અપાય છે, તેમજ શીળની રક્ષા કરવી, તપસ્યા આચરવી, ભાવના ભાવવી અને સાત ક્ષેત્રમાં ધન વાવવું એ અમારો કુળાચાર છે. શેઠનાં એવાં વચન સાંભળી વસુમતી પ્રસન્ન થઇ બોલી—ભાઇ સુભટ, જો તમારે મને વેચવી હોય તો આ શેઠને ત્યાં વેચો. પછી સુભટે તે આર્યબાળાને તે ધનાવહને ઘેર વેચી. ધનાવહ શેઠ વસુમતિને લઈ ઘેર

આવ્યો. પોતાની સ્ત્રી મૂળાને બોલાવી તે વસુમતિને બતાવી કહ્યું કે, પ્રિયા, આ કોઇ કુળવાન્ સ્ત્રી છે, તેને હું તારે માટે દાસી તરીકે લાવ્યો છું. તેનું તું યત્નથી પાલન કરજે. આપણે આજથી તેને ચંદનબાળા કહીને બોલાવીશું. મૂળા તે રાજ-બાળાનું સ્વરૂપ જોઇ આશ્ચર્ય પામી ગઈ. તેણીના મનમાં અનેક જાતની શંકાઓ થવા લાગી. સ્ત્રીની બુદ્ધિ અલ્પ હોય છે, તેમજ હમેશાં વ્હેમીલી હોય છે. મૂળાએ પોતાના મનમાં ઉલટુંજ વિચાર્યું. આ રૂપવતી રમણી દાસી થવાને લાયક નથી. મારા પતિ પોતાની સ્ત્રી તરીકે રાખવાનેજ આને લાવેલા જણાય છે. અત્યારે તેઓ મારી આગળ શુદ્ધ ભાવ રાખી તેને દીકરી, બ્હેન કહી બોલાવે છે, પણ તેમનું મન મલિન છે. વળી હું વૃદ્ધ થઇ છું અને આ તરૂણી છે. માટે વૃદ્ધાવસ્થામાં શોક્યનું સાલ આવ્યું, તે ઠીક ન કહેવાય. પણ અત્યારે મારે બોલવું ન જોઇએ. કારણકે, શેઠનું હૃદય એ નવી નારીના મોહમાં તલ્લીન થયેલું છે, પણ લાગ આવે ત્યારે હું શોકયનું સાલ મૂળમાંથી કાઢી નાંખીશ. આવું ચિંતવી બુદ્ધિના મૂલ વગરની મૂળા તે વખતે કાંઇ બોલી નહીં.

ધનાવહ શેઠ શ્રાવક ધર્મનો પાળક અને આર્હત તત્ત્વનો જ્ઞાતા હતો. ચંદનબાળા ખરેખર ધર્મી શ્રાવિકા હતી. જેમ જેમ શેઠને તે શ્રાવિકાનો પરિચય થતો ગયો તેમ તેમ તેની આગળ એ સતીના સદ્‌ગુણની સુગંધ વધારે વધારે પ્રસરવા લાગી. શેઠનો સ્નેહ પ્રતિદિન તેણીની ઉપર વધારે વધારે થવા લાગ્યો. એ બાળા સતીએ પોતાના ગુણોથી ધનાવહ શેઠના મનને એવું આકર્ષ્યું કે જેથી તે શેઠ તે આર્યબાળાને તન, મન ધનથી ચાહવા લાગ્યો. ચંદનના જેવી શીતળ

ચંદનબાળા પોતાનો શ્રાવિકા ધર્મ જાળવી ધનાવહ શેઠના ઘરમાં રહેતી હતી. દાસીને અર્થે લાવવામાં આવેલી ચંદનબાળા શેઠને પુત્રીવત્ થઇ પડી. ધનાવહ તેણીની ઉપર પુત્રીનો પ્રેમ રાખતો અને તે બાળા તેને પિતા સમાન ગણુતી હતી.

એક વખતે મૂળા કોઈ પાડોશણુને ઘેર ગયેલી હશે, તેવામાં ધનાવહ શેઠ ઘેર આવ્યા, તે વખતે ચંદનબાળા પિતાની જેમ તેનાં ચરણ ધોવા લાગી. ચરણ ધોતી વખતે તે રમણીની કેશવેણી ભૂમિ ઉપર પડવા લાગી, એટલે શેઠે તે પોતાના ઉત્સંગમાં લીધી હતી. આ વખતે મલિન હૃદયની મૂળા ત્યાં આવી ચડી. તે દેખાવ તેના જોવામાં આવતાં તે અલ્પમતિ મૂળા વિચારવા લાગી કે, " અહા ! શેઠ કેવા મોહિત થયા છે; કે એની વેણી સમારે છે. આ ઉપરથી મને ખાત્રી થાય છે કે, " આ વિષયાંધ પતિ મને કાઢી મુકી અથવા ઝેરથી મારીને એનુ પાણિગ્રહણ કરશે." હવે આ કાર્યમાં પ્રમાદ કરવો યોગ્ય નથી. જે માણુસ વિષની વેલીને ઉગતાંજ મૂળમાંથી નખવડે છેદી નાખે નહીં, તેને મૂર્ખ જાણવો. આવો વિપરીત વિચાર કરી મૂળાએ ચંદનબાળાનો ઘાત કરવા નિશ્ચય કર્યો.

બીજે દિવસે પ્રભાતકાળે ધનાવહ શેઠ પોતાના ઉદ્યોગને માટે દુકાને ગયો તે વખતે મલિન બુદ્ધિવાળી મૂળાએ એક નાપિતને બોલાવ્યો. નાપિતની પાસે ચંદનબાળાના મસ્તકનુ મુંડન કરાવી તેના કેશની સુંદર શોભાનો તદ્દન નાશ કરી દીધો. પછી તેના પગમાં બેડી નાંખી તે ઘરના ભૂમિગૃહમાં (ભોંયરામાં) પૂરીને તાળુ દીધુ. મલિન હૃદયની મૂળાને કાંઇ પણ દયા આવી નહીં. તેણીએ પોતાના મનમાં એવો વિચાર કર્યો કે શત્રુને મારવામાં કાંઈ પાપજ લાગતુ નથી.

કોઈ ચતુર સ્ત્રીએ પુછયું હતું કે, હે ગુણિજન, શોકય સારી કે શૂળી ? તેના ઉતરમાં કહ્યું કે "શૂળી સારી કારણકે, શૂળીનું કષ્ટ તો એકજવાર સહન કરવું પડે છે અને શોકયનું કષ્ટ તો હમેશાં જીંદગી સુધી સહન કરવું પડે છે.

અહિં ભોંયરામાં પુરેલી સતી ચંદનબાળા તેના પવિત્ર હ્રદયમાં વિચાર કરવા લાગી કે, "મારે તો વીતરાગનુંજ શરણ છે. મારાં પૂર્વ કર્મ વિપરીત છે. નગરમાંથી દુષ્ટ સુભટે પકડી, માર્ગમાં માતાનું મૃત્યું થયું; વળી મારે ચૌટામાં પશુની જેમ વેચાવું પડયું; ત્યાં વેશ્યા ખરીદવા આવી. એક વાતે સારૂં થયું કે, તેણીને હાથ હું ન ગઇ, અહિં જો કે છે તો દુઃખ પણ તે ગણકારવા જેવું નથી. તેમાં આજે તો ભાગ્યયોગે બહુ સારૂં થયું કે મને આવું એકાંત સ્થાન મળ્યું, કારણકે, હું શાંતિથી ધર્મધ્યાન કરીશ. મારા મલિન આત્માને પ્રભુના ધ્યાનમાં યોજી પવિત્ર કરીશ. આ દુઃખી જીવનનો અંત આ શુભ ધ્યાનમાં આવશે તો આત્માનો ઊદ્ધાર થશે."

આવું ચિંતવન કરતી ચંદનબાળા પંચપરમેષ્ટીનમસ્કારરૂપ નવકાર મંત્રનો જપ કરવા લાગી. શુભધ્યાનમાં તલ્લીન થયેલી ચંદનબાળા અંધકારવાળા ઓરડામાં રાત્રિ દિવસ જાણતી નહતી. તે મહાસતીને ત્રણ ઉપવાસ થયા. ધ્યાન અને તપસ્યાના પ્રભાવથી તેણીનાં કર્મ જાળ તુટી ગયાં હતાં.

આ અરસામાં વીરપ્રભુ આ ભારત ઉપર છદ્મસ્થપણે વિચરતા હતા. તેઓ પોષ વદી પડવેને દિવસે કૌશાંબી નગરીની બાહેર સમોસર્યા. ત્યાં પ્રભુએ એવો અભિગ્રહ કર્યો કે, "પગમાં લોઢાની બેડી હોય, મસ્તક મુંડેલું હોય, ત્રણ ઉપવાસ કર્યા હોય, રૂદન કરતી હોય, રાજાની પુત્રી હોય છતાં તે

દાસીની પેઠે રહેલી હોય, અને ઉંબરા વચ્ચે બેઠી હોય એવી કોઈ સ્ત્રી જો મને ભિક્ષા વેળા મટી ગઇ હોય તે વખતે સૂપડાના ખૂણામાંથી અડદના બાકળા વોહોરાવે તો મારે પારણું કરવું, તે શિવાય કરવું નહીં” એવો અભિગ્રહ લઈને પ્રભુને મધ્યાન્હ કાળે ગોચરી કરતા ચાર માસ વીતી ગયાં હતાં કોઈ ઠેકાણે એ કઠિન અભિગ્રહ પૂરો થતો ન હતો.

કૌશાંબી પતિ શતાનિક રાજાને **સુગોત્ર** નામે એક મંત્રી હતો. તેને **નંદા** નામની સ્ત્રી હતી. આ બન્ને સ્ત્રી પુરૂષ જૈન ધર્મનાં પૂર્ણ રાગી હતાં. ઉપરના અભિગ્રહને ધારણ કરી વિચરતા વીરપ્રભુ તેમને ઘેર ભિક્ષા લેવાને આવ્યા. પોતાનો ધારેલો અભિગ્રહ પૂર્ણ નહીં થવાથી પ્રભુ ઘણાં દિવસ થયાં નિરાહાર રહેલા, તેથી તેમનું શરીર દુર્બળ થઈ ગયું હતું. વીરપ્રભુને આવેલા જાણી સુગોત્ર મંત્રીની સ્ત્રી નંદા હૃદયમાં આનંદ પામી પ્રાસુક પદાર્થો લઈ પ્રભુને વેહોરાવા આવી. પોતાના અભિગ્રહ પ્રમાણે ત્યાં યોગ જેવામાં ન આવ્યો એટલે તેઓ ભિક્ષા લીધા વીના ત્યાંથી ચાલી નીકળ્યા. શ્રાવકરમણી નંદા મનમાં ખેદ પામી અને તેણીએ પોતાના સ્વામી સુગોત્રને કહ્યું, પ્રિયપતિ, પ્રભુ કેમ ભિક્ષા વેહોરતાં નહીં હોય? સુગોત્ર શોકાતુર થઇ બોલ્યો–પ્રિયા, એ ધર્મવીર મહાનુભાવે કાંઇક ભારે અભિગ્રહ કરેલો જણાય છે. તેમનું શરીર આહાર વિના ગ્લાનિ પામેલું દેખાય છે. જો લાંબો કાળ તેમનો અભિગ્રહ પૂરાશે નહીં તો પ્રભુ અન્ન વિના કાળધર્મને પામી જશે. પતિનાં એવાં વચન સાંભળી નંદા ચિંતાતુર થઇ ગઈ. નંદા એક પરમપવિત્ર શ્રાવિકા હતી. કૌશાંબીપતિ શતાનિક રાજાની રાણી મૃગાવતીની સાથે

તેને સારો સ્નેહ હતો. તે મૃગાવતી ચેટક રાજાની પુત્રી થતી હતી. નંદા અને મૃગાવતી બન્ને શ્રાવિકા સાથે રહી આર્હત ધર્મની આરાધના કરતાં હતાં. નંદાએ તે વાત મૃગાવતીને જણાવી. પછી મૃગાવતી અને નંદા બન્નેએ મળી પ્રભુને પારણા માટે નિમંત્ર્યા, પણ પ્રભુએ કાંઇ ગ્રહણ કર્યું નહીં. તેથી તે બન્ને શ્રાવિકાઓ હૃદયમાં દુઃખ પામી.

આ તરફ પેલી ધનાવહની સ્રી મૂળાએ ચંદનબાળાને ભોંયરામાં પૂરી હતી. જ્યારે ધનાવહ શેઠ બાહેરથી ઘેર આવ્યો ત્યારે તેણે ચંદનબાળાને જોઇ નહીં. બે દિવસ સુધી તો મૂળાએ આડો અવળો જવાબ આપી ચલાવ્યું, પણ ત્રીજે દિવસ ગયો એટલે ધનાવહને ચંદનબાળાને મળવાની ઘણી ઉત્કંઠા થઇ. પ્રેમી શેઠે મૂળાને પુછ્યું, શેઠાણી, ખરે-ખર કહો, મારી ચંદનબાળા ક્યાં છે? હવે તો મારે તેણીના વિના ભોજન કરવું નથી. આજે ત્રણ દિવસ થયાં એ પવિત્ર બાળાનું હસતું મુખ જોયું નથી. મૂળા છળકપટ કરી બોલી—શેઠ, ચંદનબાળાનો સ્વભાવ રમતીયાળ છે. તે તો આખો દિવસ છોકરાઓની સાથે ફર્યા કરે છે. એક ઘડી પણ ઘરમાં રહેતી નથી. કોણ જાણે અત્યારે ક્યાં રમતી હશે? સ્વામી, મને તો બીક લાગે છે કે, વખતે જો કોઇ તેનું સગું આવી પડશે તો તેને અહીંથી લઇ જશે. તમારા મનમાં એ છકેલી છોકરી રમી રહી છે. પણ મને તો તેણીને ખરીદ કરવામાં દ્રવ્ય બેઠું તેનો ઉદ્વેગ થાય છે. મૂળાએ આવાં આક્ષેપવાળાં વચનો કહ્યાં તોપણ તે શેઠે જણાવ્યું કે, “જો એ પવિત્ર બાળિકા નહીં આવે તો હું તો અવશ્ય અન-શન કરીશ.”

આ વખતે એક દયાળુ વૃદ્ધ દાસીએ શેઠને એકાંતે જઈને કહ્યું, ભદ્ર, તમારી ચંદનબાળા અંધારા ભોંયરામાં ત્રણ દિવસ થયાં પૂરાણી છે. સત્વર તેની સંભાળ લ્યો. કદાચ એ કોમળ બાળા અન્ન જળ વિના મૃત્યુ પામી હશે. દયાળુ અને પ્રેમી શેઠ તે દાસીનો આભાર માની તેણીએ બતાવેલા ભોંયરાના ઓરડામાં તાળું તોડી અંદર ગયો. ત્યાં ચારે તરફ અંધકાર વ્યાપી રહેલું હતું. તેથી તે પણ બાળશ્રાવિકાને ક્યાંઇ પણ જોઈ શકયો નહીં. તેણે ઉચે સ્વરે સાદ કર્યો પણ એ બાળા બોલી નહીં એટલે શેઠે કહ્યું, અરે પ્રિય પુત્રી, તું કેમ ઉત્તર આપતી નથી? પછી શેઠે દીપક કરી જોયું ત્યાં વીતરાગપ્રભુનું ધ્યાન કરતી અને નેત્રમાંથી અશ્રુની ધારા વર્ષાવતી તે બાળા જોવામાં આવી. તેણીને ત્રણ નિર્જળ ઉપવાસ થયા હતા. તેથી તે અશક્ત થઇ પડી હતી. કૃપાળુ શેઠ તેને ઉપાડી બાહેર લાવ્યો. આ વખતે તેની ઇર્ષ્યાળુ સ્ત્રી મૂળા અન્નના ઓરડાને તાળાં વાસી બાહેર ચાલી ગઇ હતી. શેઠે તે સદ્ગુણી શ્રાવિકાને ઘરના ઉંબરા ઉપર લાવી બેસારી. ઓરડાના દ્વાર બંધ જોઈ શેઠ આકુળવ્યાકુળ થઇ ગયો. "જો આ વખતે કાંઈ પણ આહાર નહીં મળે તો આ બાળા પ્રાણ રહિત થઈ જશે." આવી ચિંતાથી તેણે વૃદ્ધ દાસીને કહ્યું કે, દાસી, ગમે તેમ કરી કાંઇ ખાવાનું લાવી આપ. દાસીની પાસે બીજો કાંઇ ખોરાક હતો. પછી તેણીએ રાંધેલા અડદના બાકળા બતાવ્યા. ધનાવહે પડામાં નાંખી તે બાળાની આગળ ધર્યા.

. વખતે તે પવિત્રહૃદયા શ્રાવિકાએ હૃદયમાં વિચાર આજે મારે અઠ્ઠમ તપનું પારણું છે. જો મારા • વ્રત હોય, અને મને આ તપનો અપૂર્વ લાભ તો આ વખતે કોઈ પવિત્ર સત્પાત્ર અતિથિનો નો તેને આ આહાર વોહોરાવી પછી હું પારણું

કરે. સતી આવિકાનો પ્રભાવ અદ્ભુત હોય છે. સતીના મનોરથ સફળ થયા વિના રહેતા નથી. આ અવસ્થામાંજ ભારે અભિગ્રહ ધારણ કરી ભિક્ષા અર્થે ફરતા ફરતા વીર ભગવાન ત્યાં આવી ચડ્યા. જગત્‌ના મહાયોગી વીર પ્રભુને જોઈ ચંદનબાળા હૃદયમાં અત્યંત હર્ષ પામી. તે પવિત્ર સતી ઉમંગથી બેડી થઈ ધર્મવીર મહાવીરની પાસે આવી ઉભી રહી આ પ્રમાણે બોલી :—

હે ત્રણ જગતને વંદનીય પ્રભુ, હે સ્વર્ગ મોક્ષના આપનાર અને હે સર્વ ભાવ શત્રુઓ પર વિજય મેળવનાર વીર પ્રભુ, તમે જયવંતા વર્તો. હે પ્રભુ, મારી ઉપર પ્રસન્ન થઈ આ શુદ્ધ અન્ન વોહોરી મને કૃતાર્થ કરો. સતી ચંદનબાળાની આ પ્રાર્થના સાંભળી અને પોતાના ધારેલા અભિગ્રહમાં ફક્ત રૂદન એક બાકી રહેલું જોઈ ભગવાન પાછા ફર્યા તે જોઈ ચંદનબાળાને ઘણું રડવું આવ્યું જેથી ભગવાને પાછા ફરી તપાસ કરતાં રૂદન જોયું, તેથી પોતાના ધારેલા અભિગ્રહ પ્રમાણે બરાબર યોગ જોઈ વીર પ્રભુએ તે બાકળાનો શુદ્ધ આહાર ગ્રહણ કર્યો. પ્રભુનો આ ભારે અભિગ્રહ પૂર્ણ થવાથી અને સતી ચંદનબાળાની દૃઢતા અને ભાવનાથી ગ માર્ગે દેવતાઓએ બાર કોટી સુવર્ણની ત્યાં વૃષ્ટિ કરી. તે વખતે સતીના ચરણમાં રહેલી લોઢાની બેડી આભૂષણ રૂપે થઈ ગઈ. માથામાં નવીન કેશ આ આકાશમાં "અહો દાનં અહો દાન" ઇતિ જય દેવ દિવ્ય દુંદુભિના નાદ થઈ રહ્યા.

આ ચમત્કારીક ખબર કોશાંબી નગરી રાજા શતાનીક પોતે ત્યાં આવ્યો અને વૃષ્ટિ

કોટી સુવર્ણ ગ્રહણ કરતા દેવતાઓએ તે સુવર્ણનું સ્વામિત્વ તેણે ચંદનબાળાને આપ્યું. અને દેવતાઓએ જણાવ્યું જે આ ચંદનબાળા વીર ભગવાનની પ્રથમ સાધ્વી થશે તે વખતે આ દ્રવ્ય દાનમાં ઉપયોગ આવશે. જગત્‌ના ધર્મવીર મહાવીરને પારણું કરાવી એ સતી પોતાના સ્ત્રી જીવનનું સાફલ્ય ગણવા લાગી. અને પોતાને પૂર્ણ ભાગ્યવતી માનવા લાગી. રાજા શતાનીક, ધનાવહ અને બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સમક્ષ એ મહાસતી બોલ્યાં કે, જગત્પતિ વીર પ્રભુને પારણું કરાવવાનો આ મહાન્ લાભ મેળવવામાં મારા સુકૃતની સાથે બીજાઓની પણ હું આભારી છું. પહેલાં તો હું મૂળા દેવીનો ઉપકાર માનું છું માતા ધારિણીથી જે કાર્ય સર્યા નથી, તેવાં કાર્ય એ મૂળા દેવીથી સિદ્ધ થયાં છે. હે રાજા શતાનીક, આ કાર્યમાં આપનો પણ પસાય છે. તે પછી પેલા સુભટનો પસાય છે, કારણકે, જો તેણે મને વેશ્યાને ત્યાં વેચી હોત તો હું આવો લાભ ક્યાંથી મેળવી શકત? પછી તેણીએ ધનાવહને કહ્યું, પિતાજી, તમે મારા પૂર્વભવના પિતા છો. કારણકે, તમારા પસાયથી મારા સર્વ પાપ દૂર થયાં છે.

આ ભારતવર્ષની જૈન સતી ચંદનબાળાએ પોતાના પિતાની રાજધાની ચંપાપુરીમાં રહી સારી કેળવણી લીધી હતી. તે કેળવણીના પ્રભાવથી તેનામાં ધીરજ, દૃઢતા અને ધાર્મિકતા પ્રાપ્ત થઇ હતી. તે કેળવણીના પ્રતાપથી "અપકાર કરનારનો પણ ઉપકાર કરવો." એ પવીત્ર નીતિનો પાઠ તે મહાસતી શીખ્યાં હતાં. પેલા સુભટે અને મૂળાએ તેણીના ભારે અપકારો કરેલા તોપણ આખરે તેણીએ તેમનો ઉપકાર માન્યો. છેવટે તે મહાશયાએ ધનાવહ શેઠને વિનંતિ કરી જણાવ્યું કે, ધર્મ પિતા, મારી માતા મૂળા દેવીને કાંઇ પણ કહેશો નહીં.

જે વાત તે શેઠે સ્વીકારી હતી. હવે વીર પ્રભુ છ માસમાં પાંચ દિવસ ઓછે પારણું કરી ત્યાંથી બીજે ચાલ્યા ગયા હતા. સતી ચંદનબાળા કેટલાક દિવસ સુધી ધનાવહ શેઠને ઘેર રહી હતી. તેણી મૂળા દેવીને માન આપી તેની સાથે સારી રીતે વર્ત્તતી હતી. સતીનો ઉત્તમ સ્વભાવ જોઈ મૂળા પાછળથી તેની ઉપર પ્રસન્ન થઇ હતી અને તેની પાસે ક્ષમા માગી પોતે શુદ્ધ શ્રાવિકા બની હતી.

એક વખતે ચંદનબાળાના સાંભળવામાં આવ્યું કે, મહાવીર પ્રભુને કેવળ જ્ઞાન ઉપજ્યું છે. આ ખબર જાણી તે સતી ધનાવહ શેઠ અને મૂળા દેવીની આજ્ઞા લઇ પ્રભુને વાંદવાને ગયા હતા. કેવળી પ્રભુને વંદના કરી ચંદનબાળાએ ચારિત્ર લેવાની યાચના કરી, પ્રભુએ 'આ સતી સર્વ રીતે યોગ્ય છે,' એમ ધારી તેને ચારિત્ર આપવાની હા પાડી. એટલે ચંદનબાળા કૌશાંબી નગરીમાં પાછી આવી હતી અને ત્યાં દેવતાઓ આપેલ બાર કોટી દ્રવ્ય સાત ક્ષેત્રોમાં ખર્ચી ધર્મ પિતા ધનાવહ અને મૂળા દેવીની આજ્ઞા લઇ પાછી ફરીવાર પ્રભુ પાસે આવી, તેણીએ આનંદપૂર્વક દીક્ષા ગ્રહણ કરી હતી. સતી ચંદનબાળાની દીક્ષાના ખબર જાણી શતાનીક રાજાની રાણી મૃગાવતીએ પણ દીક્ષા લીધી હતી.

એક વખતે વીર પ્રભુ તે બન્ને સાધ્વીઓની સાથે કૌશાંબી નગરીમાં સમોસર્યા. ત્યાં અનેક દેવતાઓ અને અનેક સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ પ્રભુના મુખથી ધર્મ સાંભળવા આવ્યાં હતાં. ત્યાં ધર્મવીર મહાવીરે ઉત્તમ પ્રકારે ધર્મોપદેશ આપ્યો હતો. તે જ્યારે છેલ્લી પોરશીનું વ્યાખ્યાન શરૂ થયું, ત્યારે સૂર્ય અને ચંદ્ર વિમાનમાં બેસીને પ્રત્યક્ષ ત્યાં

આવ્યા. તે મને જોઇ સાધ્વી ચંદનબાળાએ જાણ્યું કે, સંધ્યાકાળનો સમય થઈ ગયો લાગે છે પછી પોતે ત્યાંથી ઉઠીને નગરમાં ઉપાશ્રયે ગયાં. અને મૃગાવતી સાધ્વી વખત ન જાણવાથી ત્યાંજ બેસી રહ્યાં. પછી જ્યારે સૂર્ય ચંદ્ર પોતપોતાને સ્થાને ગયા, ત્યારે સર્વ ઠેકાણે અંધકાર વ્યાપી ગયું, એટલે મૃગાવતી સાધ્વી ઉતાવળા ઉપાશ્રયે આવ્યાં. ત્યાં સતી ચંદનબાળાએ તેમને શીખામણ આપી, હે મહાનુભાવા, ઉંચ કુળના એવા તમારે રાત્રિએ બાહીર રેવું કલ્પે નહીં, એમ કહી પોરશી ભણી સંથારો કરી સુતા. તેમને સુતા જોઈ મૃગાવતી પશ્ચાત્તાપ કરતાં ચંદનબાળાના પગ ચાંપવા લાગી અને હૃદયમાં પોતે કરેલા અતિચારથી આત્માને નિંદવા લાગી અને 'હવે પછી હું આવું નહીં કરૂં' એમ કહી મિથ્યા દુષ્કૃત આપવા લાગી. સંથારા ઉપર સૂતેલી ચંદનબાળાને મૃગાવતીએ ખમાવી પુછવા માંડયું, પણ તેણીને કાંઇ પણ પ્રત્યુત્તર મળ્યો નહીં. એવામાં તેણીને ઉંચી ભાવના ભાવતાં અકસ્માત્ કેવળ જ્ઞાન ઉત્પન્ન થઈ આવ્યું. સાધ્વી મૃગાવતી પોતાની જ્ઞાનમય દૃષ્ટિથી વિશ્વને પ્રત્યક્ષવત્ જોવા લાગ્યાં. આ વખતે અંધકારમાં આવતો કૃષ્ણસર્પ જ્ઞાનદૃષ્ટિથી દેખી મૃગાવતીએ સંથારાપર સૂતેલી ચંદનબાળાનો હાથ ઉપાડી એક તરફ કર્યો. કૃષ્ણસર્પ ત્યાંથી પસાર થઈ ચાલ્યો ગયો. ચંદનબાળા જાગ્રત થઇ બોલી—સાધ્વી, તેં મારો હાથ કેમ ઉપાડયો? કેવળ જ્ઞાની મૃગાવતીએ ઉત્તર આપ્યો—સાધ્વીજી, તમારા હાથ પાસે કૃષ્ણસર્પ આવતો હતો, તેથી મેં તમારા હાથને દૂર ખસેડયો હતો. ચંદનબાળા આશ્ચર્ય પામીને બોલી—સાધ્વી, આવા ગાઢ અંધકારમાં તમે કૃષ્ણસર્પને શી રીતે જોયો? મૃગાવતીએ કહ્યું, 'જ્ઞાનથી' ચંદનબાળાએ સાનંદાશ્ચર્ય થઇ પુછયું, તે પ્રતિપાતિ જ્ઞાન કે અપ્રતિપાતિ? મૃગાવતી મંદસ્વરે બોલ્યાં.

"અપ્રતિપાતિ જ્ઞાન" અહા ! એ તો કેવળજ્ઞાન, એમ કહી પવિત્ર સાધ્વી ચંદનબાળા સત્વર સંથારા પરથી બેઠાં થયાં અને તેમણે કેવળી સાધ્વી મૃગાવતીને મિથ્યા દુષ્કૃત આપ્યું. તેજ વખતે હૃદયની નિર્મળતા પ્રગટ થતાં મહાસતી ચંદનબાળાને પણ કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું. બન્ને સાધ્વીઓ કેવળ જ્ઞાનના અપૂર્વ આનંદને અનુભવવા લાગ્યાં. છેવટે તેઓ આ પવિત્ર ભારત વર્ષ ઉપર પોતાનું પ્રભાવિક નામ ચિરકાળ સ્થાપન કરી મુક્તિ માર્ગને પ્રાપ્ત થયાં હતાં. આ પ્રમાણે આ ભારત વર્ષની જૈન મહાસતી ચંદનબાળાનું ચરિત્ર જૈન શાસનમાં પ્રખ્યાત છે. એ મહાસતીના પવિત્ર નામને પ્રતિદિવસ આવશ્યક ક્રિયામાં જૈન પ્રજા અદ્યાપિ પ્રેમપૂર્વક સંભારે છે. આ સતીનાં ચમત્કારી ચરિત્ર ઉપરથી જણાયછે કે, ચંદનબાળાની ઉપર પેલો સુભટ અને મૂળા તરફથી અનેક દુઃખો પડ્યાં તોપણ તે મહાસતી પોતાના ધર્મથી ચલાયમાન થયાં ન હતાં. તેમને પતિગૃહનો આનંદ તો મળ્યો નથી પણ જો તેઓ કોઇ સુશિક્ષિત પતિના ગૃહસંસારમાં જોડાયા હોત તો તેઓનો ધાર્મિક સંસાર એક નમુનાદાર થઇ બીજાઓને અનુકરણ કરવા યોગ્ય થઇ પડત. જ્યારે એ સતીને પેલા દુરાચારી સુભટે ભરબજારમાં વેચવા કાઢી તે વખતે તેણી વેશ્યાને ત્યાં ગઈ નહીં, એ તેમના શીળવ્રતની ખરેખરી દઢતા હતી. તેની એ મોટી દઢતાને લઇનેજ દેવતાએ વેશ્યાનું નાક કાપી તેણીના શીળની રક્ષા કરી હતી. આ જૈન સતીના ચમત્કારી ચરિત્રને વાંચી તથા સાંભળી દરેક શ્રાવિકાએ તેમાંથી એવો ઉત્તમ બોધ લેવાનો છે કે, કેળવણીથી સ્રી જીવન કેવી ઉન્નતિમાં આવી શકે છે. ?





# મનોરમા.

આ પવિત્ર સતી જૈન ધર્મવીરોમાં પ્રખ્યાત થઇ ગયેલ સુદર્શન શેઠની પત્ની હતી. તે રૂપમાં અને ગુણમાં અનુપમ હતી. જ્યારે તેણીનો જન્મ થયો ત્યારે એક નિમિત્તિઆએ કહેલું કે, આ બાળિકા સતી કહેવાશે અને સમકિતધારી વિદ્વાનોના મનને રમાડનારી—આનંદ આપનારી થશે. એ ઉપરથી તેણીના શ્રાવક પિતાએ તેનું નામ **મનોરમા** પાડયું હતું. તેણીનો પતિ સુદર્શન શેઠ ભરતખંડમાં આવેલ ચંપાપુરીમાં રહેતો હતો. તેના પિતાનું નામ **અર્હદ્દાસ** હતું. અર્હદ્દાસ તે નગરીના રાજા દધિવાહનનો માનેતો હતો. રાજા દધિવાહન રાધાવેધ કરી અભયાદેવી નામે એક સુંદર રાણીને પરણ્યો હતો. અર્હદ્દાસ ઘણો ધર્મવાન્ અને દ્રવ્યવાન્ કહેવાતો હતો. ધર્મના સાત ક્ષેત્રોમાં તેની સખાવત મોટી હતી. તેના પિતાને પગલે ચાલી સુદર્શન શેઠે પણ જગત્‌માં સારી ખ્યાતિ મેળવી હતી.

તેની સ્ત્રી મનોરમાએ ધાર્મિક અને સાંસારિક કેળવણી સંપાદન કરી સુદર્શનના શ્રાવકસંસારને દીપાવ્યો હતો. તે બન્ને દંપતી પરસ્પર પવિત્ર પ્રેમમાં મગ્ન થઇ સુખે કાળનિર્ગ-

મન કરતાં હતાં. અને સંસારના સુખની સાથે ધાર્મિક સુખનો પવિત્ર આનંદ અનુભવતાં હતાં. સુદર્શને ધર્મશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો અને તેના પ્રસંગને લઇ મનોરમા પણ એક સારી વિદુષી શ્રાવિકા બની હતી.

ધાર્મિક શિરોમણિ અર્હદ્દાસે પોતાના પુત્ર સુદર્શનને ગૃહભાર સોંપી દીક્ષા લીધી હતી. જ્યારે સુદર્શન સ્વતંત્ર ગૃહસ્વામી થયો ત્યારે તેણે પોતાનો ગૃહકાર્યભાર એવી સારી રીતે ચલાવ્યો કે તેના પિતાની કીર્ત્તિમાં તેણે ઘણો સારો વધારો કર્યો હતો. શ્રાવિકા મનોરમા પણ પોતાના પતિને અનુકૂળ રહી ધાર્મિક અને સાંસારિક કાર્ય કરતી હતી. બન્ને શ્રાવકદંપતી ચંપાપુરીના સમસ્ત સંઘમાં પ્રશંસનીય થઇ પડયાં હતાં.

તે ચંપાપુરીમાં **કપિલ** નામે એક રાજાનો પુરોહિત રહેતો હતો. તેને સુદર્શનની સાથે ગાઢ મૈત્રી થઇ હતી. સુદર્શનની બુદ્ધિ તેનું ડહાપણ અને તેનું જ્ઞાન જોઇ કપિલ તેની ઉપર પ્રસન્ન થતો અને હમેશાં દિવસનો ઘણો ભાગ તેની પાસે આવી રહેતો હતો. વિવિધ જાતનો શાસ્ત્રવિનોદ, પ્રબોધક કથાનો રસ અને જૈન સાહિત્યની રસિક વાર્ત્તા સુદર્શનના મુખથી સાંભળી કપિલ ઘણોજ ખુશી થતો હતો. એક વખતે કપિલને તેની સ્ત્રી કપિલાએ પુછ્યું, સ્વામી, તમે હમેશાં ઘણો વખત કયાં રહો છો? કપિલે કહ્યું, હું મારા મિત્ર સુદર્શનને ત્યાં રહું છું, અને તેની સાથે હમેશાં સાહિત્યની ગોષ્ઠિ કરૂં છું. પ્રિયા, મિત્ર કપિલની શી વાત કરૂં? તે રૂપમાં કામદેવ સમાન છે, વાણીમાં બૃહસ્પતિ જેવો છે, બુદ્ધિમાં બુદ્ધ જેવો છે, તેજમાં સૂર્ય જેવો છે, શીતળતામાં ચંદ્ર જેવો છે,

જ્ઞાનમાં શુક્ર જેવો છે અને નીતિમાં ધર્મ જેવો છે. વધારે શું કહું? શીળગુણમાં તો તેના જેવો કોઈ જવલેજ પુરૂષ હશે. વિધાતાએ તેને સર્વ ગુણસંપન્ન બનાવ્યો છે. પોતાના પતિ કપિલના મુખથી સુદર્શનની આવી ભારે પ્રશંસા સાંભળી તેની સ્ત્રી કપિલા તેના ઉપર રાગિણી થઇ. અધમ સ્ત્રીઓના ચિત્ત ચપળ હોય છે. અકલવાન્ અને અજ્ઞાન સ્ત્રીના હૃદયમાં ક્ષણવારમાં વિકાર ઉત્પન્ન થાય એ સ્વાભવિક છે. ધાર્મિક અને સાંસારિક કેળવણી વગરની વામાઓ (સ્ત્રીઓ) શીળના ઉત્તમ માહાત્મ્યને બીલકુલ સમજતી નથી. તેઓ અજ્ઞાનને વશ થઈ ક્ષણમાં વિપરીત વિચાર કરે છે. કપિલા તેવી કેળવણી વગરની અજ્ઞાન હતી. અને તેથી તે અધમ અબળાના મલિન હૃદયમાં આવો કુવિચાર આવ્યો હતો. 'હવે હું તે સુંદર સુદર્શનને ક્યારે મળું'? એવી ઉત્કંઠા ધારી તે નીચ નારી સમયની રાહ જોતી હતી.

એક વખતે કપિલ કોઇ કાર્ય પ્રસંગે બાહેર ગામ ગયો. તે વખતનો લાભ સાધી કપિલા જુઠું બ્હાનું લઈને સુદર્શનને ઘેર આવી. સુદર્શન પવિત્ર હૃદયનો અને પ્રમાણિક હતો. તે પોતાની મનોહર સ્ત્રી મનોરમામાંજ સંતોષ માની વ્યાભિચારથી વિમુખ રહેનારો હતો. સુદર્શન અને મનોરમા સર્વદા શીળવ્રતને સેવનારાં હતાં. કપટી કપિલાએ આવી સુદર્શનને કહ્યું, "અત્યારે આપના મિત્રને સખ્ત તાવ આવ્યો છે. તેથી તે આપને બોલાવે છે. અને તે માટેજ હું આપને બોલાવવા આવી છું; માટે આપ સત્વર ચાલો." તે સાંભળતાંજ પવિત્ર મિત્રપ્રેમી સુદર્શન સર્વ કાર્ય તજીને મિત્રને ઘેર ગયો. તે ઘરમાં પેઠો કે તરત કપિલાએ બારણાં બંધ કર્યાં. ઘરની અંદર ગયા પછી કપિલા બોલી—"સ્વામી, તમારા

મિત્ર ઘરમાં નથી. હું કપટ કરીને તમને બોલાવી લાવી છું. તમારા મિત્રના મુખે તમારી પ્રશંસા સાંભળી આજ ઘણા દિવસથી હું આપનો સંગમ કરવા ઇચ્છું છું. તો હવે આ શરીર અને શય્યા આપને સ્વાધીન છે ઇચ્છા હોય તેમ કરો." કપિલાના આવાં વિકારી વચન સાંભળી સુદર્શન વિચારમાં પડ્યો. સુદર્શનને વિચાર કરતો જોઈ કપિલા તેના અંગનો સ્પર્શ કરવા ધસી આવી એટલે ધર્મમૂર્ત્તિ સુદર્શન બોલ્યો—મિત્રપત્ની મારાથી દૂર રહો. તમે પોતે પાપી થઈ બીજાને પાપી શામાટે કરો છો? તમે મારે માતા તુલ્ય અથવા બ્હેન તુલ્ય છો. સુદર્શનનાં આવાં વચનો તે વિષયી સ્રીએ ગણ્યાં નહીં અને તે સુદર્શનને ભેટી પડી. તથાપિ સમકિત ધારી સુદર્શનના મનમાં કાંઈ પણ વિકાર થયો નહીં. માતા કે બ્હેન આવી ભેટી પડે અને જે લાગણી હૃદયમાં થાય, તેવી લાગણી સુદર્શનના પવિત્ર હૃદયમાં ઉત્પન્ન થઈ. કપિલાનો આવો વિકાર ભરેલો આવેશ જોઈ સુદર્શન બોલ્યો બ્હેન, શામાટે આવી ચેષ્ટા કરો છો? હું તો નપુંસક છું. આ છુપી વાત તમે કોઈને કહેશો નહીં. સુદર્શનનાં આવાં વચન સાંભળી કપિલા નિરાશ થઈ બોલી—ત્યારે તમે પણ આ મારૂં નઠારૂં આચરણ તમારા મિત્રને કે કોઈને કહેશો નહીં. એમ કહી તેણીએ સુદર્શનને છોડી દીધો. પછી સમકિત ધારી સુદર્શન પોતાનું શીળરત્ન બચાવી ઘેર આવ્યો. તેણે તે વાત પોતાની સ્ત્રી મનોરમાને પણ જણાવી નહીં. તેણે તરતજ એવો અભિગ્રહ કર્યો કે, "હવે મારે કદિ પણ કોઈને ત્યાં જેમ તેમ જવું નહીં."

હવે શુદ્ધ હૃદયનો કપિલ બહાર ગામથી આવ્યો. તે પૂર્વની જેમ સુદર્શનને ઘેર આવવા લાગ્યો. સુદર્શનને તેને

એક વખતે અભયા સુદર્શનને કેવી રીતે મેળવવો? એવા વિચારમાં ચિંતાતુર થઇ બેઠી હતી, ત્યાં પંડિતા આવી ચડી. પંડિતાએ પછ્યું સખી, શી ચિંતા કરો છો? પછી રાણીએ તે વિશ્વાસુ પંડિતાની આગળ પોતાનો બધો વૃત્તાંત જણાવ્યો. પંડિતા સુદર્શન શેઠની દૃઢતા ને સારી રીતે જાણતી હતી. તેથી તે બોલી. પ્રિય સખી, સુદર્શન શેઠને ચળિત કરવો ઘણો મુશ્કેલ છે. તેનાજ જેવી તેની સ્ત્રી મનોરમા છે. એ બન્ને દંપતી શ્રાવક ધર્મ ઉપર દૃઢ આસ્તા રાખનારાં કહેવાય છે. કદિ મેરૂ પર્વત ચળાયમાન થાય, પણ સુદર્શન શેઠ ચળાયમાન થાય તેવો નથી. એ મહાનુભાવ સ્વદારાસંતોષ વ્રતને ધારણ કરનારો છે. તેથી તેઓ આ વિશ્વની પર વનિતાને માતા અને બ્હેન સમાન ગણે છે. પંડિતાનાં આવાં વચન સાંભળી અભયા મનમાં ક્ષોભ પામી પણ તે પાછી હીંમત ધરીને બોલી—સખી પંડિતા, ગમે તેમ કરીને મારે સુદર્શનને ચળાયમાન કરવો છે. જો આ કાર્ય નિષ્ફળ થાય તો પછી મારા ચાતુર્ય ઉપર પાણી ફરે છે. "અહા! કેવો દુષ્ટ વિચાર? કેવો કામાંધપણાનો દુરાગ્રહ? જ્યારે આર્ય સ્ત્રી આવા કુવિચારો લાવે અને એથીકરીને તેના જીવિત ઉપર પાણી ફરે, ત્યારે આ અધમ ક્ષત્રિયાણીને પર પુરૂષનો યોગ નહીં થાય તેને માટે પોતાના જીવિત ઉપર પાણી ફેરવવાનું કહે છે, એ તેણીનો કેવો મોહ! ખરેખરૂં પાણી તો તેવી દુરાચારી સ્ત્રિઓના જીવિત ઉપર ફરેલુંજ છે." અરે સખી પંડિતા, આ કાર્યમાં તારે મને સહાય કરવી પડશે. કદિ તારાથી બીજું કાંઈ ન બને તો છેવટે ગમે તે યુક્તિ કરીને પણ તારે સુદર્શનને મારા મહેલમાં લાવવો પડશે. પંડિતાએ તે વાતની હા કહી અને કહ્યું—સખી, નિશ્ચિંત રહે. પર્વને દિવસે હું કપટ કરીને સુદર્શનને અહિં લાવીશ."

એક વખતે ચંપાપુરીમાં કૌમુદીમહોત્સવ આવ્યો,

રાજાએ પડહ વગડાવી નગરના સર્વ લોકોને નગરની બાહેર ઉત્સવ કરવા બોલાવ્યા. તે વખતે એકલી અભયા રાણી માથું દુઃખવાનું બ્હાનું બતાવી પંડિતાની સાથે મેહેલમાં રહી. તે દિવસે સુદર્શન શેઠ રાજાની આજ્ઞા મેળવી દેવમદિરમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા હતો. પેલી ચતુર પંડિતા સુદર્શનની શોધ માટે નીકળતાં તેના જાણવામાં આવ્યું કે, સુદર્શન શેઠ દેવાલયમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહેલ છે. તે વાત જાણી તે પંડિતાએ યુક્તિ કરી. એક યક્ષની પ્રતિમાને વાહન ઉપર બેસારી દેવમંદિરમાં લઇ ગઈ અને પાછી વળતી વખતે તે વાહનમાં કાઉસ્સગ્ગ ધ્યાને રહેલા સુદર્શનને લઈ રાણીના મેહેલમાં દાખલ થઇ ગઈ. સુદર્શન શેઠે કાઉસ્સગ્ગ પારી જોયું ત્યાં સામી રહેલી અભયા જોવામાં આવી. અભયા જરા જુસ્સો લાવી બોલી—સુદર્શન, તું મારી ઇચ્છા પ્રમાણે વર્ત્ત. ચકિત થઈ ગયેલો સુદર્શન કાંઇ પણ બોલ્યો નહીં. અભયા ક્રોધ કરી બોલી—"સુદર્શન, જો તું મારી ઈચ્છા પ્રમાણે નહીં ચાલે તો તારા આત્માનો ઘાત કરીશ." છતાં તે દૃઢ વ્રતધારી સુદર્શને તે વાત માન્ય કરી નહીં, કારણકે, 'કદિ પ્રાણનો અંત થાય તોપણ પોતાના શીળનો ભંગ ન કરવો.' એ મહાવ્રત તે ધર્મવીરે યાવજ્જીવિત ધાર્યું હતું. જ્યારે દૃઢ વ્રતધારી સુદર્શને માન્યું નહીં, એટલે કપટી અભયાએ મોટે સ્વરે બુમ પાડી કે, "અરે કોઇ આવો, આ દુષ્ટ મારૂં શીળ ભંગ કરવા આવ્યો છે!" એટલે અંતઃપુરના રક્ષકો દોડી આવ્યા અને તેને બાંધી રાજા દધિવાહનની પાસે લઇ ગયા. રાજા સુદર્શનનું આ ચરિત્ર જાણી મનમાં આશ્ચર્ય પામી ગયો. તેણે સુદર્શનને પુછવા માંડ્યું, પણ પોતાના પૌષધ વ્રતનો ભંગ થશે એવું ધારી તેણે કાંઈપણ ઉત્તર આપ્યો નહીં. જ્યારે સુદર્શન તરફથી કાંઈ પણ જવાબ મળ્યો નહીં?

એટલે રાજાને તેનીપર ખરેખર શક આવ્યો, તેથી ક્રોધાતુર થઇ રાજાએ તેને શૂળી ઉપર લઇ જવાની આજ્ઞા કરી.

સતી મનોરમાએ આ ખબર સાંભળ્યા. તેણીએ હૃદયમાં વિચાર્યું કે, મારા સ્વામી કદિ પણ એવું કુકર્મ કરે નહીં. સ્વદારસંતોષના મહાવ્રતને ધારણ કરનારા મારા સ્વામી ઉપર કોઇએ ખોટું કલંક આરોપિત કર્યું છે. આવું વિચારી એ મહાસતી કાયોત્સર્ગે રહી. તેણીએ પોતાના સતીધર્મના પ્રભાવને ચિંતવી હૃદયમાં સંકલ્પ કર્યો કે, "જ્યારે મારા પૂજ્ય પતિનું વિઘ્ન નાશ થશે ત્યારે હું કાયોત્સર્ગ પારીશ." સતીનાં આવાં સંકલ્પથી શાસનપતિ પ્રસન્ન થઇ ગયા.

પેલા રાજ સેવકો સુદર્શનને ગામમાં ફેરવી સ્મશાન ભૂમિમાં લઇ ગયા. તેને શૂળી ઉપર આરોપ્યા કે તરતજ શાસન દેવતાએ શૂળીને સ્થાને સુવર્ણનું સિંહાસન કરી નાખ્યું. આ ચમત્કારી ખબર સાંભળી રાજા દધિવાહન ત્યાં આવ્યો. સુદર્શનને સિંહાસન પર બેઠેલો જોઈ તે સાનંદાશ્ચર્ય થઈ ગયો. આ વખતે શાસનદેવતાએ ઉંચે સ્વરે કહ્યું, "જે કોઇ આ પવિત્ર પુરૂષ સુદર્શન શેઠનું અશુભ ચિંતવશે તેના પ્રાણ લેવામાં આવશે." પછી રાજા દધિવાહને સુદર્શન શેઠને ખમાવી મોટા ઉત્સવ સાથે તેને ઘેર લઇ ગયો. રાજાએ નિશ્ચય કર્યો કે, આ મારી સ્ત્રીએ આ મહાન નરને ખોટું કલંક લગાડયું છે. મહા સતી મનોરમાના સતીધર્મની ભારે પ્રશંસા થઈ. પછી પરમ શીળવાન સુદર્શન શેઠ સંયમ લઇ કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ સુખને પામ્યા હતા. સતી મનોરમા પણ અનુક્રમે સાધ્વી થઈ મુક્તિપુરીએ પહોંચી હતી.

એ રીતે એ પવિત્ર પતિ પત્ની ધાર્મિક અને સાંસારિક

કેળવણીના પ્રભાવથી ગૃહસ્થાવાસનું અમૂલ્ય સુખ ઘણો કાળ ભોગવી આ ભારતવર્ષ ઉપર પોતાનું નામ અમર રાખી ગયાં છે. તેમનું યશોગાન જૈન પ્રજા અદ્યાપિ કરે છે, અહા! ધન્ય છે, પવિત્ર દંપતી તમારી મહત્ત્વતાને!!! આ દંપતીના ચમત્કારી ચરિત્ર ઉપરથી શ્રાવિકાઓએ ખૂબ સમજી રાખવું કે, દુરાચાર અને દુરાચારીના સંગથી સર્વદા દૂર રહેવું. અભયા અને કપિલા જેવી અધમ અબળાનો સંગ કદિ પણ કરવો નહીં.





# મદનરેખા.

સતી મદનરેખા ભરતખંડમાં આવેલા સુદર્શનપુરના રાજા મણીરથના ભાઈ યુગબાહુની સ્રી હતી. તે યુગબાહુ યુવરાજ પદે હતો. મદનરેખા ખરેખર મદનનીજ રેખા હતી. તેણીનું સૌંદર્ય અનુપમ હતું. જેવું તેનામાં સૌંદર્ય હતું, તેવાંજ તેણીનામાં ગુણ હતા. મદનરેખાએ પોતાનાં પિતાને ઘેર રહી બાળપણમાં ધાર્મિક અને સાંસારીક કેળવણી સારી રીતે લીધી હતી. તેણીની મનોવૃત્તિ ધાર્મિક સંસ્કારોથી ઘણીજ પવિત્ર થઇ હતી. હમેશાં સામાયિક, પ્રતિક્રમણ વગેરે આવશ્યક ક્રિયા કરી તે ક્ષત્રિયરમણી પોતાનો કાળ નિર્ગમન કરતી. તેનો પતિ યુગબાહુ પણ ઘણોજ ધાર્મિક વૃત્તિનો હતો. બન્ને શ્રાવક દંપતી હમેશાં આર્હત ધર્મના પવિત્ર પુસ્તકો વાંચી આત્માને અતિશય આનંદ પમાડતા હતા.

એક વખતે મદનરેખાના સૌંદર્યનું સ્વરૂપ તેના જેઠ મણિરથ રાજાના જોવામાં આવતાં તે વિષયી રાજાને મદનરેખાને પ્રાપ્ત કરવાનો દુષ્ટ ઇરાદો થયો હતો. મણિરથ અને યુગબાહુ બન્ને સહોદર બંધુ હતા, પણ તેઓની વૃત્તિમાં ઘણો તફાવત હતો. એકનામાં ધાર્મિક વૃત્તિ હતી ત્યારે બીજાનામાં વિષયોથી મલિન થયેલી વૃત્તિ હતી. મદનરેખામાં

મોહ પામેલા મણિરથે એક વખતે મદનરેખાને લોભાવવાને પોતાની એક વિશ્વાસુ દાસીની સાથે સારાં સારાં આભૂષણો વસ્ત્રો, સુગંધી પુષ્પો અને તાંબૂલ વગેરે વસ્તુઓની ભેટ મોકલી. નિર્મળ હૃદયની મદનરેખાએ 'રાજાનો આ પ્રસાદ છે,' એમ ગણી તેનો અંગીકાર કર્યો. પછી મણિરથની પ્રેરણાથી તે દાસી ફરીવાર મદનરેખાની પાસે આવી આ પ્રમાણે કહેવા લાગી—બાઈ સાહેબ, તમારા પૂજ્ય જેઠ મણિરથ રાજા તમારા ગુણોથી તમારી ઉપર આસક્ત થયા છે, અને તેઓ તમને મળવાની ઇચ્છા રાખે છે. સતી મદનરેખા સ્ત્રીકેળવણીનો મહાપ્રસાદ મેળવી શીળધર્મનું માહાત્મ્ય સારી રીતે જાણતી હતી. તે દાસીનાં આવાં વજ્ર જેવાં વચન સાંભળી મનમાં ઘણો ક્ષોભ પામી ગઈ. તેણીએ શાંત વચને દાસીને કહ્યું, દાસી, મારા પૂજ્ય જેઠ મને શામાટે મળવા ઇચ્છે છે? દાસી સ્પષ્ટ રીતે બોલી—બા, એમાં શું પુછો છો? ચતુર સ્ત્રીએ તો પુરૂષની ઇચ્છા જાણી લેવી જોઈએ. દાસીનાં આવાં વચન સાંભળી મદનરેખાના હૃદયમાં તે વાત વધારે સ્ફુટ થઇ. પછી તેણે કહ્યું કે, દાસી, રાજા મણિરથ તે મારા વડિલ જેઠ થાય છે, તેઓ મારે પૂજ્ય પિતાને ઠેકાણે છે. હું તેમના લઘુ ભ્રાતાની પત્ની પુત્રીવત્ છું. ગુણિકા જેવી સ્ત્રીઓના પણ બંધુજન તેની સાથે ભોગ ભોગવવાની ઇચ્છા કરતા નથી. આપણા ધર્મ ગુરૂ અને પરમેશ્વર મહાવીરે ગૌતમને કહ્યું છે કે, "પાપ કર્મની અનંત રાશિઓ એકઠી થાય છે ત્યારે જીવ સ્ત્રીવેદપણું પામે છે." દાસી, એવા સ્ત્રીવેદમાંથી મુક્ત થવાનો ઉપાય શીળ વ્રત છે. વળી મહારાજા મણિરથને આવું ઉત્તમ પ્રકારનું અંતઃપુર છતાં તે શામાટે નરકે જવાને પરસ્ત્રીને ભોગવવાની ઇચ્છા કરે છે? દાસી, તારા

રાજાને કહે જે કે, એવી પાપ બુદ્ધિ છોડી દે. હું શીળ વ્રતને પાળનારી શ્રાવિકા છું. મારા પ્રાણનાથ હયાત છતાં જે માણસ મારા ઉપર કુદૃષ્ટિ કરશે, તે જરૂર મૃત્યુજ પામશે. અને જો કદિ તે બળાત્કાર કરશે, તો હું શરીર આપવાને બદલે તેને મારા પ્રાણજ આપીશ.

જીવ-હિંસા, અસત્ય વચન, પરદ્રવ્યહરણ અને પરસ્ત્રી સેવન—એ ચાર વાના માણસને નરકના દ્વાર આગળ લઇ જાય છે. તેમાં પણ રાજાએ તો એવી પાપ બુદ્ધિ કરવીજ ન જોઈએ, કારણકે, વિશ્વમાં સર્વ લોકો તેનુંજ અનુકરણ કરે છે. સતીનાં આવાં વચનો સાંભળી દાસીએ કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહીં અને તેણીએ રાજાની આગળ આવી મદનરેખાના તે બધાં વચનો કહી સંભળાવ્યાં. તે સાંભળી વિષયી રાજા મણિરથે વિચાર કર્યો કે, "જ્યાંસુધી મારો ભાઈ યુગબાહુ હૈયાત છે, ત્યાંસુધી મદનરેખા મારે વશ થશે નહીં; માટે કોઈ પણ ઉપાયથી યુગબાહુને મારી નાખવો જોઇએ." **કામાંધ પુરૂષો શું નથી કરતાં?** મદનરેખાએ વીચાર કર્યો કે આ વાત મારા સ્વામીનાથને જો હું કરીશ તો બેઉ ભાઇને આપસમાં જગડો થશે તેમ સમજી તે મનમાં સમજી બેશી રહી. હવે કર્મયોગે મદનરેખા સગર્ભા થઇ. એક વખતે રાત્રે સુખે સુતેલી તે સતીએ સ્વપ્નામાં પૂર્ણ ચંદ્ર જોયો. તે વાત તેણીએ પોતાના પતિ યુગબાહુને કહી એટલે યુગબાહુએ આનંદપૂર્વક જણાવ્યું કે, પ્રિયા, થોડા વખતમાં તને ચંદ્રના જેવો તેજસ્વી પુત્ર થશે. પતિનાં આવાં વચન સાંભળી સતી હૃદયમાં સાનંદા થઇ. જ્યારે ગર્ભને ત્રીજો માસ થયો એટલે સતી શ્રાવિકાને દોહદ થયો કે, "હું જિનેંદ્રની પૂજા કરૂં, ગુરૂને પ્રતિલાભું અને ધર્મકથાનું શ્રવણ કરૂં," આવો ઉત્તમ

દોહદ થયેલો જાણી યુગબાહુ ઘણોજ ખુશી થયો, કારણકે, તે વિદ્વાન્ યુવરાજ જાણતો હતો કે, "ગર્ભને વિષે પુણ્યવાન્ જીવ આવ્યો હોય તો માતાના ચિત્તને વિષે સારો મનોરથ ઉત્પન્ન થાય છે." એક વખતે વસંતઋતુમાં યુવરાજ યુગબાહુ મદનરેખાની સાથે ઉદ્યાનમાં ક્રીડા કરવાને ગયો. ત્યાં આખો દિવસ જળ વગેરેમાં ક્રીડા કરી રાત્રે યુગબાહુ શાંત થઈ નવકાર મંત્રનો જપ કરતો એક કદલીગૃહમાં જઈને સુતો. આ વખતે દુષ્ટ હૃદયવાળા રાજા મણિરથે વિચાર કર્યો કે, "યુગબાહુ એકલો ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો છે, માટે ત્યાં જઈને તેને મારી નાખવાનો આ લાગ છે." આવું વિચારી મણિરથ જ્યાં યુગબાહુ અને મદનરેખા સુતાં હતાં, ત્યાં હાથમાં ખડ્ગ લઈને આવ્યો. મણિરથ આવતાંજ યુગબાહુ જાગી ઉઠયો. સતી મદનરેખા એક તરફ દૂર લજ્જા કરી ઉભી રહી. પોતાના બંધુને ખડ્ગ સાથે આવેલા જોઈ શુદ્ધહૃદયના યુગબાહુએ કહ્યું, બંધુ, અચાનક અહિં કયાંથી? કપટી મણિરથ માયા કરી બોલ્યો—"મારો ભાઈ એકલો ઉપવનને વિષે રહે તે ઠીક નહીં" એમ ધારીને હું આવ્યો છું. યુગબાહુએ જ્યેષ્ઠ બંધુને નમસ્કાર કરી ઉપકાર માન્યો. પછી મણિરથે યુગબાહુની સાથે કલ્પિત વાર્ત્તા કરવા માંડી. ક્ષણવાર યુગબાહુને વાતે ચડાવ્યા પછી અચાનક ખડ્ગનો ઘા કરી તેને મારી નાખ્યો. તે વખતે પોતે કપટ કરી બુમો પાડી કે "પ્રમાદથી મારા હાથથી ખડ્ગ પડી જવાથી મારો બંધુ ઘાયલ થયો" અને તે કપટ રૂદન કરવા લાગ્યો. આ વખતે સતી મદનરેખા તરતજ મનમાં સમજી ગઈ કે "આ દુષ્ટે મારા માટે કામાંધથી મારા પતિને માર્યો છે હવે અવસર ઉચિત કરવું ઠીક છે રૂદન કરે કાંઇ વળશે નહીં." આ વખતે યુગબાહુના અંગ-

રક્ષક સુભટો ત્યાં દોડતા આવ્યા. પોતાના સ્વામીને ઘાયલ થઇ ભૂમિપર પડેલો જોઈ તે સુભટો મણિરથને મારવા તૈયાર થઇ ગયા. તે વખતે ઘાયલ થઇ પડેલા યુગબાહુએ પોતાના સુભટોને મંદ સ્વરે કહ્યું કે, અરે! સુભટો, એ મારા સહોદર બંધુને મારશો નહીં. મને મારવામાં તેનો દોષ નથી, પણ મારા પૂર્વ કર્મનો દોષ છે. અહા! કેવો દિવ્ય બંધુપ્રેમ! કેવી મહત્તા! અને કેવી હૃદયની પવિત્રતા! યુગબાહુ, ધન્ય છે, તારા જીવિતને!

દુષ્ટ મણિરથ ત્યાંથી બચી પોતે ધારેલું કાર્ય સિદ્ધ થયેલું જાણી મનમાં હરખાતો ઘેર ચાલ્યો ગયો. ઘેર જતાંજ તેને અચાનક સર્પે ડશ્યો અને તેથી તે દુરાચારી મરણને શરણ થઇ ગયો. શીળધર્મનો કેવો અદ્ભુત પ્રભાવ છે? પવિત્ર સતીની ઊપર કુદૃષ્ટિ કરનાર પાપી પુરૂષનું શ્રેય કયાંથી થાય? અતિ પાપ અને અતિ પુણ્યનું ફળ આ લોકમાંજ સત્વર મળે છે.

યુગબાહુને ચંદ્રયશા નામે એક પુત્ર હતો, તેના જાણવામાં આવ્યું કે, મારા પિતાને મારા કાકા મણિરથે ઘાયલ કરેલ છે, આ ખબર સાંભળી તે કુમાર પોતાના પિતાને લાગેલો ઘા રૂઝાવાના ઔષધો લઇ ત્યાં દોડી આવ્યો. સતી મદનરેખા પોતાના પતિનો અવસાન કાળ જાણી ચંદ્રયશાની ચિકિત્સા નહીં કરતાં તે મદનરેખાએ છેલ્લા શ્વાસ લેતાં એવા પતિને કહ્યું, પ્રાણનાથ, તમે હૃદયમાં જરા પણ ખેદ કરશો નહીં તમારા હૃદયને ધર્મ ધ્યાનની સાથે જોડી દો. આ જીવ કરેલા કર્મથી છુટી શકતો નથી. પ્રાણી આ ભવમાં કે પરભવમાં જે કર્મ કરેછે, તે તેણે અન્ય ભવમાં કરેલાં કર્મનાં નિમિત્તરૂપ થાય છે. આપે મન, વચન કે કાયાથી જે કાંઇ દુષ્કૃત કર્યું હોય તે સર્વને આપ નિંદજો. સત્પુરૂષો શત્રુ કે મિત્ર, મણિ કે પાષાણને વિષે કદિ પણ મોહ કરતા નથી;

તેમજ પોતાની સ્ત્રી, પુત્ર કે વૈભવને વિષે જરા પણ મોહિત થતા નથી, કારણકે, એ બધા આ અનંત સંસારનું કારણ છે એમ તે જાણે છે. પ્રાણનાથ, જે આપનો મિત્ર હોય કે શત્રુ હોય, સ્વજન હોય કે પરજનહોય તેની સાથે આપ ક્ષમા કરો, અને તેમની પ્રગટપણે ક્ષમા માગો. વળી આપે કોઇ વખતે જે કોઇ તિર્યંચને, નારકીના જીવોને, દેવતાઓને કે મનુષ્યોને દુભાવ્યા હોય, તેમની આપ ક્ષમા માગો; અને તેમની સાથે મૈત્રીભાવ જો અને તેમને પણ આપ ક્ષમા આપો. હે હૃદયેશ્વર, આ જીવિત, યૌવન, લક્ષ્મી, રૂપ અને પ્રિય સમાગમ એ સર્વ પવને ચળાયમાન કરેલા સમુદ્રના તરંગના જેવા અસ્થિર છે. વ્યાધિ, જન્મ, જરા અને મૃત્યુ વગેરેથી ગ્રસ્ત થયેલા પ્રાણીઓને આ લોકમાં એક જિનભાષિત ધર્મજ શરણ થાય છે; એ ધર્મનું આપ શરણ લ્યો. પ્રિયનાથ, આ જગત્માં સર્વ જન સ્વજન થયા છે. સર્વ જન દુર્જન પણ થયા છે; એક જીવ ઉત્પન્ન થાય છે, એક જીવ મૃત્યુ પામે છે, એક સુખ અનુભવે છે, ને તેનેજ દુઃખ પણ અનુભવવું પડે છે. પ્રાણપતિ, આપ જૈન સિદ્ધાંતના જ્ઞાતા છો. માટે આ વખતે આપે તે વિષેના તત્ત્વોનું મનન કરવું. આ અવસર આપણા પવિત્ર જીવનને સફળ કરવાનો છે, તેથી આપે ધૈર્ય રાખવું ને કાયરપણું ત્યજી દેવું, કારણકે, એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી, એવું કોઇ સ્થાન નથી, કે એવું કોઇ કુળ નથી કે જ્યાં સર્વ જીવ અનંત વાર જન્મ્યા કે મૃત્યુ પામ્યા નહીં હોય. 'હું એકાકી છું, મારૂં કોઇ નથી, અને હું પણ કોઇનો નથી.' એવું અદીનમન રાખી તમારા આત્માને શીખામણ આપજો. સતી મદનરેખાના આવાં હિતવચનો સાંભળી યુગબાહુ શુભધ્યાન કરતાં મૃત્યુ પામી બ્રહ્મદેવલોકમાં દેવતા થયો.

આવી પવિત્ર સતીઓને સહસ્ત્ર વાર ધન્ય છે. ધાર્મિક કેળવણી મેળવી સુશિક્ષિત થયેલી સતી શ્રાવિકાઓ પોતાનો અને પોતાના પતિનો ઉદ્ધાર કરી શકે છે, એ દાખલો સતી મદનરેખાએ પોતાના જીવનમાં પ્રત્યક્ષ બતાવી આપ્યો છે.

યુગબાહુ મૃત્યુ પામ્યો ત્યારે ચંદ્રયશા અને મદનરેખાએ ઘણો શોક કર્યો હતો. પછી સતીએ પોતાના પુત્ર ચંદ્રયશાને સમજાવી ઘેર મોકલી પોતે વિચાર કર્યો કે, "દુષ્ટ મણિરથ મારા શીળનો ભંગ કરવા આવશે. હવે મારો કોઈ રક્ષક નથી, તેથી મારે હવે સ્વર્ગ અને મોક્ષના સુખને આપનારા શીળવ્રતની રક્ષા કરવી પડશે" એવું ધારી તે સતી ત્યાંથી ગુપ્ત રીતે નીકળી ગઈ. જેનો પત્તો રાજા મણિરથ અને ચંદ્રયશા પણ મેળવી શકયા ન હતા.

સતી ત્યાંથી આગળ ચાલતાં એક મોટા જંગલમાં આવી ચડી. ત્યાં કોઇ જળાશય પાસે આવેલા કદલીગૃહમાં સાત દિવસ રહી, તે વખતે તેણીએ એક પુત્રને જન્મ આપ્યો. જે પુત્ર ગર્ભમાં હતો ત્યારે તેણીએ સ્વપ્નામાં પૂર્ણ ચંદ્રને જોયો હતો. આવા ભયંકર જંગલમાં શીળના પ્રભાવથી તે કુશળ ક્ષેમ રહી શકી હતી. એક દિવસે પોતાના બાળપુત્રના હાથમાં પોતાના સ્વામી યુગબાહુના નામની મુદ્રિકા પેહેરાવી તેને રત્નકંબળમાં વીંટાળી એક વૃક્ષની છાયામાં મુકી પોતે સરોવરના તીર ઉપર વસ્ત્ર ધોવા ગઇ. જેવામાં તે વસ્ત્ર ધોવા કાંઠા ઉપર જળમાં પેઠી ત્યાં એક જળહસ્તીએ આવી તેને પકડી જોરથી આકાશમાં ઉછાળી. તે વખતે કોઇ વિદ્યાધર નંદીશ્વર દ્વીપની યાત્રા કરવા આકાશ માર્ગે જતો હતો. તેણે આકાશમાંથી નીચે પડતાં તેણીને ઝીલી લીધી. તેણીના રૂપથી મોહિત થઇને તે વિદ્યાધર તેને વૈતાઢ્ય પર્વત ઉપર લઇ ગયો ત્યાં મદનરેખાને અતિ રૂદન કરતી જોઇ

વિદ્યાધરે તેનું કારણ પુછ્યું, ત્યારે તેણીએ પોતાનો બધો વૃત્તાં જણાવી કહ્યું કે, હે દયાળુ પુરૂષ, તમે મને જે ઠેકાણેથી લાવ છો, ત્યાં મારો બાળપુત્ર પડયો રહ્યો છે, તે મને કૃપા કરી લાવ આપો. પછી કામી વિદ્યાધરે કહ્યું કે, સુંદરી, જો તું મને પ તરીકે અંગીકાર કર તો હું તારા પુત્રને લાવી આપું, અને વ તારો દાસ થઇને રહું. ચતુર મદનરેખાએ પોતાના મનમાં વિચા કર્યો કે, "આ વખતે હું સમય પ્રમાણે વર્તું નહીં તો પુત્રને નાશ અને મારા શીળનો ભંગ થશે." આવું વિચારી સતી વિન યથી બોલી—'એક વાર મારા પુત્રને અહીં લાવો.' વિદ્યાધ મોહથી જણાવ્યું, સુંદરી, હું વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા રત્નાવ નગરના રાજા મણિચૂડ વિદ્યાધરનો પુત્ર છું. મારૂં નામ **મણિ પ્રભ** છે. મારા પિતાએ મને રાજ્ય સોંપી ચારણ મુનિન પાસે દીક્ષા લીધી છે; ગઇ કાલે મારા પિતા વિહાર કરતાં કરતાં નંદી શ્વર દ્વીપના દેવતાને વંદન કરવા ગયા છે. તેમની પાછળ હું આજે જતો હતો ત્યાં તું મને મળી. હે રમણી, તું મ વરીશ તો વિદ્યાધરોના મોટા રાજ્યની રાણી થઇશ. મેં પ્રજ્ઞ પ્તિ વિદ્યાથી તારા બાળપુત્રની હકીકત જાણી લીધી છે મિથિલા નગરીના રાજા પદ્મરથને જ્યાં તારો પુત્ર હતો ત વનમાં તેનો તોફાની અશ્વ ખેંચી લાવ્યો, ત્યાં તે તારા પુત્રને જોઇ તેને પોતાના નગરમાં લાવ્યો છે, અને તેણે પોતાની પ્રિયા પુષ્પમાળાને સોંપ્યો છે. તે તેને પોતાના પુત્રની માફક ઉછેરે છે. તે સર્વ રીતે સુખી છે, તું તેની ચિંતા કરીશ નહીં. હવે પ્રસન્ન થઇને મારો અંગીકાર કર્ય. વિદ્યાધરનાં આવાં વચન સાંભળી તે સતી ચિંતામાં પડી—અરે! હવે શું કરવું? મારે શીળની રક્ષા શી રીતે કરવી? આ પ્રમાણે ચિંતા કરતાં તેણીને પોતાના બચાવનો ઉપાય સ્ફુરી આવ્યો.

તેણીએ વિદ્યાધરને કહ્યું, "હે ખેચર, તમે મને પહેલા નંદીશ્વર દ્વીપમાં લઈ જાઓ. ત્યાં સર્વ દેવને નમસ્કાર કર્યા પછી જેમ તું કહીશ, તેમ હું કરીશ." તે સાંભળી પ્રસન્ન થયેલો વિદ્યાધર એક ક્ષણવારમાં તેણીને નંદીશ્વર દ્વીપમાં લઇ ગયો. ત્યાં તેઓએ પ્રત્યેક જિનેશ્વરોને વંદના કરી, પછી તેઓ મણિચૂડ મુનીશ્વર પાસે આવ્યા, ત્યાં તેમને વંદના કરી તેઓ ધર્મ સાંભળવા બેઠા. તે વખતે મણિચૂડમુનિ પોતાના જ્ઞાનથી જાણી ગયા કે, આ પુત્ર આ પવિત્ર સતીની સાથે અકાર્ય કરવા ધારે છે, તેથી તેમણે પુત્રને અસર થાય તેવી રીતે ઉપદેશ આપ્યો, જે સાંભળી મણિપ્રભના હૃદય ઉપર સારી અસર થઈ ગઇ, પછી તે ઉભો થઇ મદનરેખાને કહેવા લાગ્યો કે, સતી, હવેથી તું મારી બ્હેન છે. કહે તારો શો ઉપકાર કરૂં? સતીએ સવિનય જણાવ્યું, ભાઇ, તેં મને આ તીર્થવંદન કરાવ્યું, તે મારો મોટો ઉપકાર કર્યો છે; માટે તું મારો ભાઇ છું. પછી સતીએ પોતાના પુત્રનું વૃત્તાંત જાણવાને મુનિને વિનંતિ કરી, મુનિએ કહ્યું, સતી, પૂર્વે પરસ્પર પ્રીતિવાળા બે રાજપુત્રો હતા, તેઓ પુણ્યના પ્રભાવથી દેવતા થયા હતા. તે માંહેલો એક ત્યાંથી ચ્યવીને પદ્મરથ રાજા થયો અને બીજો તારો પુત્ર થયો. રાજા પદ્મરથને તેનો અશ્વ જંગલમાં ખેંચી ગયો ત્યાં તેણે તારા પુત્રને જોયો. તેને લઈ પોતાની રાણી પુષ્પમાળાને સોંપ્યો છે, રાજા પદ્મરથ પૂર્વભવના સંબંધને લઇને તેની ઉપર ઘણો સ્નેહ રાખે છે અને તે હાલ સુખી છે.

આ પ્રમાણે મુનિવર મણિચૂડ વાર્ત્તા કરતા હતા, ત્યાં આકાશમાંથી એક તેજસ્વી વિમાન ઉતર્યું, તેમાંથી એક દિવ્ય સ્વરૂપવાળો દેવ ઉતરી મદનરેખાની પાસે આવ્યો અને તેને ત્રણ પ્રદક્ષિણા કરી ચરણમાં નમ્યો. તે પછી મુનીશ્વરને નમસ્કાર

કરી ધર્મ સાંભળવા બેઠો. આ દેખાવ જોઈ વિદ્યાધર મણિપ્રભ આશ્ચર્ય પામી બોલ્યો—"દેવતાઓ પણ અનીતિને માર્ગે ચાલે છે, ત્યારે અમારો શો દોષ? આ દેવે આ જ્ઞાનધારી મુનિને મુકી આ સ્ત્રીને પેહેલી વંદના કેમ કરી?" તે વખતે જ્ઞાની મુનિ બોલ્યા—અરે વિદ્યાધર! તું એમ બોલ નહીં. આ દેવ નિર્દોષ છે. આ મદનરેખાના સ્વામી યુગબાહુને તેના ભાઇ મણિરથે માર્યો હતો. યુગબાહુનાં મરણ વખતે આ સતી સ્ત્રીએ પોતાના પતિને ધર્મની આરાધના કરવાનો ઉત્તમ બોધ આપી તેને શુભ ધ્યાન કરાવ્યું હતું. તે ધ્યાનના પ્રભાવથી યુગબાહુ મૃત્યુ પામીને પાંચમે દેવલોકે ગયો છે અને ત્યાં તે ઇંદ્રનો સામાયિક દેવતા થયો છે, તે અવધિજ્ઞાને કરી મદનરેખાને પોતાની ગુરૂ તરીકે ઓળખી અહિં આવ્યો છે, અને તેથી તેણે પોતાની ઉપકારિણી સતીને પહેલો નમસ્કાર કર્યો છે. સતી મદનરેખાએ એને ધર્મ પમાડયો. માટે તે તેની ધર્માચાર્યા થઇ, તેથી તે તેને સર્વ રીતે વંદન કરવા યોગ્ય છે. મુનિનાં આવાં વચન સાંભળી તે બુદ્ધિમાન્ વિદ્યાધરે દેવતાની ક્ષમા માગી, પેલા દેવતાએ સતીને પુછયું, કે, 'હું તારૂં શું પ્રિય કરૂં?' સતીએ નમ્રતાથી જણાવ્યું કે, દેવ, મને તો જન્મ, જરા, મૃત્યુ, રોગને શોકથી રહિત એવું મોક્ષસુખ પ્રિય છે, પણ તમે તે આપવાને સમર્થ નથી. તથાપિ મને મિથિલા નગરીમાં લઈ જાઓ ત્યાં હું મારા પુત્રનું મુખ જોઇ સંયમધર્મ અંગીકાર કરીશ. એ ઉપરથી દેવતા તેને મિથિલા નગરીમાં લઇ ગયો. જે નગરીમાં મલ્લિનાથ પ્રભુના જન્મ, દીક્ષા અને જ્ઞાનના ઉત્સવો થયા હતા. તે નગરીમાં ચૈત્યની અંદર પ્રભુનાં દર્શન કરી તેઓ એક સાધ્વીની પાસે આવ્યા. સતી મદનરેખા સાધ્વીને પ્રણામ કરી આગળ બેઠી એટલે તે સાધ્વીએ તેને ધર્મોપદેશ આપ્યો. તે ધર્મો-

પદેશથી સતીનાં પવિત્ર હૃદયમાં ભારે અસર થઈ આવી. તે વખતે દેવતાએ કહ્યું, ભદ્રે, ચાલો હવે તમને રાજપુત્રનાં દર્શન કરાવું. તે સાંભળી જ્ઞાનવતી મદનરેખાએ વિચાર કર્યો કે, "પુત્ર સ્નેહ તે પણ આ સંસારના ભ્રમણનો હેતુ છે, માટે હવે પુત્રના મોહમાં પડવું યોગ્ય નથી"—આવું વિચારી મદનરેખા બોલી—ભદ્ર, હવે મારે મોહકારી પદાર્થનો સંગ કરવો નથી. મારે તો જૈન સાધ્વીઓના ચરણનુંજ શરણ છે. મદનરેખાનાં આવાં વચન સાંભળી દેવતા તેની રજા લઇ સ્વર્ગે ગયો. પછી મદનરેખાએ તે સાધ્વીની પાસે દીક્ષા લીધી અને તેણીએ **સુવ્રતા** એવું નામ ધારણ કર્યું.

હવે મદનરેખાના બાળપુત્રને વનમાંથી લઈ જનાર પદ્મરથ રાજાને તે ભાગ્યવાન્ બાળકના પ્રભાવથી તેના રાજ્યવૈભવમાં મોટો વધારો થયો હતો. સર્વ શત્રુઓ તેને નમતા હતા અને ભારતભૂમિમાં તેની કીર્ત્તિ ચંદ્રના જેવી પ્રકાશતી હતી. તે પુત્રનું નામ તેણે **નમિ** પાડયું હતું. તેને ધર્મની, નીતિની અને કળાની સારી કેળવણી અપાવી ઘણો બાહોશ કર્યો હતો. જ્યારે તે તરૂણ થયો ત્યારે તેણે એક હજાર ને આઠ સુંદર રાજકન્યાઓની સાથે તેને પાણિગ્રહણ કરાવ્યું હતું. પછી રાજા પદ્મરથ પુત્રને રાજ્ય સોંપી જ્ઞાનસાગર સૂરિની પાસે દીક્ષા લઈ તીવ્ર તપસ્યા કરી કેવળ જ્ઞાન પામી મોક્ષે ગયો હતો.

મણિરથરાજા સર્પ ડશવાથી મૃત્યુ પામ્યા પછી તે રાજ્યના અધિકારીઓએ વિચાર કરી મદનરેખાના પુત્ર ચંદ્રયશાને રાજ્યાસન ઉપર બેસાર્યો હતો અને ચંદ્રયશા પોતાના પિતાની જેમ ધાર્મિક વૃત્તિનો હોવાથી તે રાજ્યનું નીતિથી સારી રીતે પાળન કરતો હતો.

એક વખતે મિથિલાપતિ નમિરાજાની હસ્તિશાળામાંથી એક હાથી ગાંડો થઇ છુટો થઈ નાઠો, તે વિંધ્યાટવીમાં આવ્યો, ત્યાં સુદર્શનપુરના રાજા ચંદ્રયશાના હાથમાં તે પકડાયો. તેણે તે હાથીને બળથી બંધનમાં નાખી પોતાને નગરે આણ્યો. બાતમીદારોએ આ ખબર નમિરાજાને આપ્યા એટલે તેણે એક દૂત મોકલી ચંદ્રયશાને કહેવરાવ્યું કે, "તે હાથી પાછો આપો નહીં તો યુદ્ધ થશે." દૂતનાં એવાં વચન સાંભળી ચંદ્રયશાને ક્રોધ ચડયો અને તેણે દૂતને અપમાન કરી કાઢી મુકયો. દૂતે તે બધી વાત નમિરાજાને કહી એટલે તે નમિરાજા ભયંકર કોપ કરી ચંદ્રયશા ઉપર ચડી આવ્યો.

સતી મદનરેખા કે જે સુવ્રતા સાધ્વી થઇ વિશ્વમાં વિચરતાં હતાં, તેના જાણવામાં આવ્યું કે, "પોતાના પૂર્વના સંસારના બન્ને પુત્રો પરસ્પર યુદ્ધ કરવા તૈયાર થયા છે. તે બન્ને સહોદર બંધુ છે, તેમના કલહમાં હજારો જીવોનો ઘાત થઇ જશે, માટે તે અટકાવવાનો કાંઇ ઉપાય કરવો જોઇએ." આવું વિચારી તે સતી પોતાના ગુરૂણીજીની આજ્ઞા લઈ સાધ્વીઓના પરિવાર સાથે જ્યાં પોતાના પુત્રો યુદ્ધની તૈયારી કરતા હતા, ત્યાં આવી, પ્રથમ તેણી નમિરાજા પાસે આવી અને તેણીએ મધુર અને સત્ય વચનોથી તેને ઉપદેશ આપ્યો, કે, જે ઉપદેશે નમિના નિર્મળ હૃદયમાં સારી અસર કરી. પછી સાધ્વીએ તેને એકાંતમાં જઈ કહ્યું કે, "રાજા, જેની સામે તું યુદ્ધ કરવા આવ્યો છું, તે તારો મોટો ભાઇ છે." નમિ વિચારમાં પડી ગયો અને તેણે સાધ્વીને પુછ્યું, સાધ્વીજી, ચંદ્રયશા મારો ભાઇ શી રીતે થાય? પછી સાધ્વીએ તેનો સંબંધ કહી સંભળાવ્યો. હૃદયમાં ચકિત થઇ ગયેલા નમિને તે વાત ઉપર વિશ્વાસ આવ્યો નહીં, પછી તેણે પોતાની માતા પુષ્પમાળાને

પુછાવ્યું, ત્યારે તેણીએ પણ કહ્યું કે, એ સત્ય વાત છે. તું સાધ્વીનો પુત્ર છું. એમ કહી તેણીએ નમિને મુદ્રાસહિત રત્નકંબળ બતાવી. આવી સાબીતી આપવાથી નિશ્ચય થયો છતાં તે દુરાગ્રહી નમિ પોતાના માનની ખાતર યુદ્ધથી વિરામ પામ્યો નહીં, એટલે સતી સુવ્રતા ચંદ્રયશાની પાસે ગઇ ને ત્યાં એને પણ તેણીએ ધર્મોપદેશ આપ્યો. ચંદ્રયશાએ ઇંતેજારીથી પુછયું કે, સાધ્વી, તમે આવા યુદ્ધના પ્રસંગે કેમ આવ્યા? એટલે સતીએ તેના બીજા ભાઇનો બધો વૃત્તાંત કહ્યો. તે ઉપરથી ચંદ્રયશાએ પુછયું, "તે મારો ભાઇ કયાં છે?" સાધ્વીએ કહ્યું, "આ તારા નગરને વીંટાઇને પડયો છે, તેજ તારો એ ભાઇ." આવી ખબર જાણીને ચંદ્રયશા તો તત્કાળ ભાઇને મળવા ચાલ્યો. ભાઇ મળવા આવે છે, એમ જાણી નમિરાજા પણ સંગ્રામ તજી દઇને સન્મુખ આવી પોતાના જ્યેષ્ટ ભ્રાતાના ચરણમાં પડયો; એટલે મોટો ભાઇ તેને ઉભો કરી હૃદયથી ભેટી પડયો. બન્ને ભાઇઓના નેત્રમાંથી હર્ષના આંસુની ધારા ચાલી.

આમ બન્ને ભાઇઓ હર્ષસહિત મળ્યા પછી ચંદ્રયશાએ મહાન્ ઉત્સવ સાથે તેને પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. બન્નેએ પોતાની પૂર્વ જનની સાધ્વીને પ્રેમથી વંદન કર્યું. પછી ચંદ્રયશાએ આગ્રહ કરી પોતાના બંધુ નમિને પોતાનું રાજ્ય આપી દીક્ષા લીધી.

સાધ્વીપુત્ર નમિ ન્યાયથી રાજ્યનું પાળન કરવા લાગ્યો. રાજ્ય કરતાં છ માસ થયા, તેવામાં તેના શરીરમાં અકસ્માત્ દાહજ્વર ઉત્પન્ન થયો. વૈદ્યોએ ઘણા ઉપચાર કર્યા પણ તેમાં કાંઇ પણ ફેર પડયો નહીં. એવામાં દાહજ્વરની શાંતિ માટે

તેની રાણીઓ ચંદન ઘસતી હતી, તે વખતે તેમના કંકણના ઝણકારના શબ્દથી નમિને અતિ વેદના થવા લાગી. ત્યારે રાજાએ કહ્યું, "આ કાનને કઠોર લાગે તેવો દારૂણ શબ્દ શેનો સંભળાય છે?"

સેવકોએ ચંદન ઘસાવાની વાત કરી. પછી રાજાએ કહ્યું, "તેમના હાથમાંથી એક એક કંકણ ઉતરાવી નાખો" એમ કર્યું એટલે રાજાને શાંતિ વળી એમ કરતાં તેણે તેમના બધા કંકણ ઉતરાવી નાખ્યાં ફક્ત સૌભાગ્યને માટે એક એક કંકણ રહેવા દીધું. એટલે અવાજ થતો બંધ રહ્યો; એટલે રાજાએ પુછાવ્યું કે, "હવે રાણીઓ ચંદન ઘસે છે કે નહીં?" મંત્રીએ તે વાત જણાવી. તે ઉપરથી નમિએ વિચાર્યું કે, "અહા! આ સંસારમાં જેમ ઓછો પરિગ્રહ હોય તેમ શાંતિ મળે છે સંક્ષેપ એજ સુખનું કારણ છે. વળી બે હોય ત્યાં ખડખડાટ થાય છે અને એકાકીપણામાં આનંદ રહે છે." આવો વિચાર કરતાં તેના હૃદયમાં વૈરાગ્યભાવ ઉત્પન્ન થઇ આવ્યો. તેણે નિશ્ચય કર્યો કે, "જો આ મારો દાહજ્વર તદ્દન શાંત થશે તો હું ચારિત્ર અંગીકાર કરીશ." આમ વિચારી જેવો તે સુઇ ગયો તેવામાં તેનો દાહજ્વર શાંત થઇ ગયો. તેણે સ્વપ્નામાં ઐરાવણ હાથી અને મેરૂ પર્વત જોયો. જે સ્વપ્નાએ તેના રોગનો અભાવ સૂચવ્યો હતો. પ્રાતઃકાળે જાગ્રત થયેલા નમિરાજાને જાતિસ્મરણ જ્ઞાન થઇ આવ્યું. "મેં પૂર્વે ચારિત્ર પાળ્યું હતું, ત્યાંથી મૃત્યુ પામી હું પ્રાણત દેવલોકમાં દેવતા થયો હતો." આમ જાતિસ્મરણ થવાથી તેણે પોતાના પુત્રને રાજ્ય આપી દીક્ષાગ્રહણ કરી હતી. નમિ રાજર્ષિની પરીક્ષા કરવાને ઇંદ્ર બ્રાહ્મણને રૂપે આવ્યો હતો, અને તેને ચળાયમાન કરવાને કેટલાએક પ્રશ્નો પુછ્યાં હતાં, તથાપિ

એ સતીપુત્ર ચળાયમાન થયો ન હતો. અને છેવટે ઇંદ્ર તેને ધન્યવાદ આપી ચાલ્યો ગયો. પવિત્ર સંયમને ધારણ કરનાર નમિમહર્ષિ અંતે કેવળ જ્ઞાન પામી મોક્ષે ગયા હતા.

"પોતાના બન્ને પુત્રો ચારિત્ર લઇ સન્માર્ગે પ્રવર્ત્યા છે," એ વાર્ત્તા સાંભળી સતી મદનરેખા સાધ્વીને હૃદયમાં ઘણો આનંદ થયો હતો. તેણીએ પોતાના જીવનમાં સ્ત્રી કેળવણીનો સારો ચળકાટ બતાવ્યો હતો. પોતાનો જેઠ મણિરથરાજા અને વિદ્યાધર તેની ઉપર કુબુદ્ધિ કરી આવ્યા હતા, તોપણ તે સતી પોતાના શીળનું રક્ષણ કરી શકી હતી. પોતાના પતિ યુગબાહુનો અવસાન કાળ જાણી તેણીએ દ્રઢતા રાખી તેને ધર્મનો બોધ આપ્યો હતો. એ કેળવણીનોજ પ્રભાવ હતો. દરેક જૈન બાળાઓએ આ સતીના જીવનમાંથી શીળના સંરક્ષણની અને આપત્તિ વખતે ધૈર્ય રાખવાની ઉત્તમ શિક્ષા શીખવાની છે. મરણની પથારીએ પડેલા પતિ વા પુત્રને ધાર્મિક બોધ આપવાનું અથવા પંચપરમેષ્ઠીના મહામંત્રનું સ્મરણ કરાવવાનું ખરૂં કર્ત્તવ્ય ભુલી જઈ મોટે સાદે રૂદન કરનારી, બેઅદબી રીતે માથું અને છાતી કુટનારી અબળાઓએ આ વાત સર્વદા લક્ષમાં રાખવાની છે. આ મહાસતી અનુક્રમે ચારિત્ર પાળી સદ્ગતીને પ્રાપ્ત થયાં હતાં.





# દમયંતી.

આ પતિભક્તા અને પવિત્ર સ્ત્રી કોશલ દેશના ધર્મવીર રાજા નળની સ્ત્રી થાય છે, અને તે વિદર્ભ દેશમાં આવેલા કુંડિનપુરના ભીમક રાજાની પુત્રી થાય છે. ભીમક રાજાની પત્ની પુષ્પવતીના ઉદરમાંથી તેણીનો જન્મ થયો હતો. જ્યારે તે ગર્ભમાં હતી ત્યારે તેની માતા પુષ્પવતીને સારાં સ્વપ્નો દેખાયાં હતાં. તેણીને જન્મથીજ કોઇ પૂર્વના શુભ કર્મના ઉદયને લઇ લલાટ ઉપર સૂર્યના જેવું તિલક હતું. રાજા ભીમકને તે તિલકવતી પુત્રીને જોઇ ઘણો હર્ષ થયો હતો અને તેનું નામ **દમયંતી** પાડ્યું હતું. માતા પુષ્પવતીએ પુત્રીની બુદ્ધિનું ચાતુર્ય જોઈ તેને સારી કેળવણી આપી હતી. ધર્મશાસ્ત્ર અને વ્યવહારશાસ્ત્રમાં તે ઘણી પ્રવીણ થઇ હતી. વિવેક, વિનય, નમ્રતા અને સુશીલ વગેરે ઉત્તમ ગુણોએ તેણીનામાં આવી વાસ કર્યો હતો. જેવું તેણીએ શિક્ષણ લીધું હતું, તેવુંજ તે વર્ત્તન કરતી હતી.

દમયંતી જ્યારે સાત વર્ષની થઇ ત્યારે શ્રાવિકાને કરવા યોગ્ય એવી આવશ્યક ક્રિયા કરતા શીખી ગઈ હતી અને હમેશાં તે એક નિષ્ઠાથી કરતી હતી. એક વખતે નિર્વૃતી દેવીએ શ્રી શાંતિનાથ ભગવાનની સુવર્ણપ્રતિમા દમયંતીને આપી કહ્યું

હતું કે, "રાજપુત્રી, કલ્યાણને કરનારી આ પ્રતિમાનું તારે હમેશાં પૂજન કરવું. એનાથી તારો આ લોક તથા પરલોકમાં ઉદય થશે." એ ઉપરથી દમયંતીએ એ પ્રતિમા લઈ ઘર દેરાસરમાં રાખી હતી અને તે રાજબાળા હમેશાં તેની ત્રિકાળ પૂજા કરતી હતી. સતી દમયંતી જ્યારે યૌવન વયને પ્રાપ્ત થઈ, ત્યારે તેના માતાપિતાને તેણીને યોગ્ય પતિ શોધી કાઢવાની ચિંતા થઈ. તેની માતા પુષ્પવતીએ પોતાના પતિ ભીમકને કહ્યું કે, "સ્વામી, હવે દમયંતી લાયક થઈ છે, માટે તેણીના રૂપ ગુણને યોગ્ય એવો કોઈ રાજકુમાર શોધી કાઢો. આ સુંદર પુત્રી કેળવણી પામેલી છે અને જૈનધર્મના સદાચારને જાણનારી છે, માટે તેણીને કોઈ યોગ્ય વરને આપજો. નિર્ગુણ, મૂર્ખ અને દુરાચારી પતિને આપશો નહીં. જેવા તેવા પતિની સાથે આવી સદ્ગુણી પુત્રીનો વિવાહ કરશો તો તેણીનું બધું જીવન નિષ્ફળ જશે." પુષ્પવતીનાં આવાં વચન સાંભળી રાજા બોલ્યો—પ્રિયા, તમારૂં કહેવું યોગ્ય છે. સદ્ગુણી સુતાને જ્યાં ત્યાં ફેંકી દેવી એ તેની હત્યા કરવા બરાબર છે. આજકાલ ભારતવર્ષ ઉપર તેને યોગ્ય એવો કોઈ કુમાર દૃષ્ટિએ પડતો નથી. કદિ કોઈ હશે તો તે જાણવામાં આવતો નથી, માટે આપણી વિદ્વાન્ પુત્રીનો સ્વયંવર કરવો મને યોગ્ય લાગે છે. કારણકે, એ સદ્બુદ્ધિવાળી અને સારા નરસા ગુણની પરીક્ષક છે, માટે તે પોતેજ પોતાને યોગ્ય એવા પતિને શોધી લે.

ભીમક રાજાના આ વચનને પુષ્પવતીએ અનુમોદન આપ્યું, પછી રાજાએ સ્વયંવરનો મોટો મંડપ રચવાની આજ્ઞા કરી અને ભારતના રાજપુત્રોને આમંત્રણ કર્યું.

આ વખતે કોશલ દેશમાં **નિષધ** નામે રાજા રાજ્ય કરતો હતો, તેને **લાવણ્યસુંદરી** નામે સ્ત્રી હતી. તેને **નળ**

અને કૂબર નામે બે પુત્રો થયા હતા. તેમાં નળ ઘણો તેજસ્વી અને પરાક્રમી હતો. એ સમયે ભીમક રાજાના દૂતે વિજ્ઞપ્તિ કરવાથી નિષધ રાજા પોતાના બે પુત્ર નળ અને કૂબરને લઈ સ્વયંવર ઉપર આવી પહોંચ્યો. બીજા પણ અનેક રાજાઓ તે સ્વયંવર મંડપમાં આવી હાજર થયા. ભીમક રાજાએ સર્વ રાજાઓને સામા જઈ તેડી લાવી આસન વિગેરેથી તેમનો સત્કાર કર્યો. જ્યારે સ્વયંવરનો દિવસ આવ્યો એટલે પ્રભાતે સર્વ રાજાઓ ઉંચા પોશાકો પહેરી સ્વયંવર મંડપમાં દાખલ થયા, અને પોતપોતાને યોગ્ય એવા સુંદર આસનો ઉપર આવીને બેઠા. જ્યારે સર્વ સમાજ ભરાઈ ગયો એટલે રાજાની આજ્ઞાથી રાજકુમારી દમયંતી સુખાસનપર બેસી પોતાની સખીઓની સાથે મંડપમાં આવી. તે વખતે રાજબાળાએ ઉત્તમ અલંકારો ધારણ કર્યાં હતાં. તેણીના લલાટ ઉપર સૂર્યના જેવું તેજસ્વી તિલક ચળકતું હતું. રાજબાળા રાજાઓના સમાજમાં ફરવા લાગી, પ્રતિહારિણીએ પ્રત્યેક રાજાઓને તેમના દેશ, વંશ અને ગુણોનું બ્યાન કરી ઓળખાવવા માંડ્યા. જ્યારે તેણી નિષધ પુત્ર નળ રાજાની પાસે આવી ત્યારે પ્રતિહારિણીએ તેના ઉત્તમ ગુણોનું વર્ણન કરી બતાવ્યું, જે સાંભળી તેણીના હૃદયમાં અતિશય આનંદ થઈ આવ્યો અને તરતજ તેણીએ રાજકુમાર નળના કંઠમાં વરમાળા આરોપણ કરી. દમયંતી નળને વરી, એટલે જયજયકાર થઈ ગયો. પછી નિષધ રાજાએ અને ભીમક રાજાએ તેમનો વિવાહ કર્યો.

વિવાહ થયા પછી દમયંતીને સાસરે વળાવતાં તેની માતા પુષ્પવતીએ ઘણો સારો બોધ આપ્યો હતો. જે બોધ વાંચવાથી તે વખતે કુલીન કાંતાઓને કેવી ઉંચી કેળવણી આપવી તેનો ખ્યાલ વાચકોના હૃદયમાં ખડો થાય છે. માતા પુષ્પવતીએ

પોતાની પુત્રીને અમૂલ્ય બોધ આપ્યો હતો. કે જે દમયંતીના હૃદયમાં કોતરાઈને રહ્યો હતો. તે બધા બોધમાંથી "પુત્રી, તારે પતિને ઘેર જઈ સાસુ, સસરા વિગેરે વડિલ વર્ગનો વિનય કરવો અને પતિને અનુકૂળ વર્ત્તન કરવું." આ મહાવાક્ય દમયંતીએ ઇષ્ટ મંત્રના જેવું ગણી હૃદય મંદિરમાં સ્થાપી રાખ્યું. નિષધ રાજા દમયંતીને લઈ પોતાની રાજધાની તરફ ચાલ્યા. આગળ જતાં માર્ગને વિષે ઘણું અંધકાર થઈ ગયું, એટલે નિષધ રાજાને ત્યાં થોભવું પડયું. આ વખતે નિદ્રાવશ થયેલી પોતાની પ્રિયાને નળે કહ્યું, પ્રિયે, નિદ્રાનો ત્યાગ કરી તારા તિલકને પ્રગટ કર, કે જેથી આ અંધકાર નાશ પામે અને પ્રકાશ થઇ જાય. પતિની આજ્ઞાને અનુસરી દમયંતીએ પોતાના લલાટના તિલકને પ્રગટ કર્યું એટલે સૂર્યસમાન તેજથી સર્વ સ્થળ પ્રકાશમય થઇ રહ્યું; ત્યાં કાયોત્સર્ગે રહેલા એક મુનિ તેમના જોવામાં આવ્યા. મુનિના શરીરની સાથે એક હાથી પોતાના શરીરને ઘસતો હતો, તોપણ તે મુનિ પોતાના ધ્યાનમાં અચળ ઉભા હતા. તે જોઇ રાજા નિષધ, નળ અને દમયંતી વિગેરે આશ્ચર્ય પામી તેમની પાસે ગયા. મુનિને વંદના કરી આગળ બેઠા પછી મુનિએ ધ્યાનમુક્ત થઇ તેમને ધર્મોપદેશ આપ્યો. ઉપદેશ સમાપ્ત થઇ રહ્યા પછી નળકુમારે વિનયથી પુછયું કે, "આ રાજપુત્રીના લલાટ ઉપર જન્મથી આવું પ્રકાશમાન તિલક શાથી હશે?" મુનિવર બોલ્યા—રાજપુત્ર, આ બાળાએ પૂર્વભવને વિષે ચોવીશ જિનેશ્વર દીઠ ચોવીશ આંબેલ કર્યા હતાં. અને તે તપના ઉદ્યાપનમાં ચોવીશ પ્રભુઓને ભાવથી ચોવીશ તિલક કર્યાં હતાં, તે પુણ્યના પ્રભાવથી તેણીના લલાટમાં આ સૂર્યસમાન તેજસ્વી તિલક થયેલું છે. વળી આ રાજબાળા આગળ જતાં કલ્યાણનું પાત્ર થશે, અને સતીપદ સંપાદન કરશે. ગુરૂના મુખથી આવાં વચન

સાંભળી તેમણે આંબીલ તપની પ્રશંસા કરી તે તપ કરવાનો નિશ્ચય કર્યો. નિષધ રાજા પુત્ર અને પુત્રવધૂને લઈ પોતાની રાજધાનીમાં આવ્યો. ત્યાં તેણે મોટા ઉત્સવથી નગર પ્રવેશ કર્યો હતો.

જ્યારે નળકુમાર યોગ્ય થયો એટલે ધર્મિષ્ઠ નિષધ રાજા નળને કોશલ દેશનું રાજ્ય સોંપી અને કુબરને યુવરાજ પદે સ્થાપી સંયમ લઈ ચાલી નીકળ્યો હતો. અને ચારિત્ર ધર્મ પાળી તે સ્વર્ગે ગયો હતો.

ધાર્મિક અને સાંસારિક કેળવણી પામેલા નળ રાજા નીતિથી પ્રજા પાળન કરતો હતો. તેણે ચિરકાળ રાજ્ય કરી પોતાના બાહુબળથી ઘણા દેશોને સાધ્યા હતા. એક વખતે નળનું રાજ્ય વૃદ્ધિ પામેલું જાણી તેના અનુજ ભાઈ કુબરને કપટથી તેનું રાજ્ય લેવાનું મન થયું. નળ નિર્મળ હૃદયનો હતો તેથી ભાઈના કપટને સમજી શક્યો નહીં અને તેથી કપટી કુબરે નળની સાથે જુગાર રમવાનો ઠરાવ કર્યો અને તે વાત નળે માન્ય કરી. સાંસારિક કેળવણી પામેલી દમયંતી જુગારને દુર્વ્યસન જાણતી હતી, તેથી તેણીએ અને બીજા નળના હિતકારી મંત્રીઓએ વાર્યા છતાં પણ ભવિતવ્યતાને આધીન થયેલા નળ રાજાએ કુબરની સાથે જુગાર રમવા માંડ્યો. આખરે તે પોતાનું બધું રાજ્ય જુગારમાં હારી બેઠો. જ્યારે નળ સર્વસ્વ હાર્યો ત્યારે કપટી કુબરે કહ્યું કે, ભાઈ, હવે તું મારો દેશ તજી ચાલ્યો જા. કારણકે, પારકું ધન કે ભૂમિ ભોગવવાથી પ્રાણી નરકે જાય છે.

ન્યાયી અને ધર્મિષ્ઠ નળ રાજા પોતાના ભાઈ કુબરને રાજ્ય સોંપી વનમાં જવા તૈયાર થયો, તે વખતે સતી દમયંતી તેની સાથે આવવા તત્પર થઈ. નળે પ્રિયાને સમજાવી કહ્યું કે, "તમે

અહિં દીયરના તાબામાં રહો. તમારાથી વનવાસનાં કષ્ટ ભોગવાશે નહીં. દમયંતી ગ્લાનિ પામીને બોલી—"પ્રાણનાથ, આ શું બોલો છો ? હું આપની અર્ધાંગના દાસી છું. આપ વનમાં દુઃખ ભોગવો અને હું મહેલમાં મોજ કરૂં, એ કેમ બને ? પતિપ્રાણા પત્નીએ પોતાના પતિને સુખમાં અને દુઃખમાં અનુસરવું જોઇએ. શરીર અને છાયાનો જેવો સંબંધ છે, તેવો પત્ની અને પતિનો સંબંધ છે. છાયા શરીરથી જુદી પડી શકતી નથી. તેમ આ દાસી તમારાથી જુદી પડી શકશે નહીં. 'દમયંતી રાજમહેલમાં રહી અને નળરાજા વનમાં ગયા' આવાં વિપરીત કલંકને આ કુલીન રાજકન્યા કેમ ધારણ કરે ? જ્યારે હું તમારાથી જુદી રહું તો મારા માતાપિતાને અપવાદ લાગે. સ્વામી, હું ભીમક જેવા ધર્મિષ્ટ પિતા અને પુષ્પવતી જેવી કોળાએલી માતાની પુત્રી છું, માટે આપના વિના મારાથી એકલા રાજમેહેલમાં રહી શકાશે નહીં. દમયંતીના આવા આગ્રહથી નળરાજાએ તેને સાથે લીધી હતી. બન્ને ધર્મી રાજદંપતી રાજધાનીને છોડી વનમાં ચાલી નીકળ્યાં. અને કપટી કૂબર રાજ્યનો સ્વામી થયો. મહાનુભાવ, નળરાજા ભયંકર અરણ્યમાં પોતાની પ્રિયાની સાથે ચાલતો હતો. તેના પગમાં કાંટાઓ પેશી જતા, તેથી તેને ભારે વેદના થતી હતી. કોમળ ચરણમાં કાંકરાઓ વાગતા તે પણ બન્ને સ્ત્રી પુરૂષ સહન કરતાં હતાં. જ્યારે તે રાજા શ્રમિત થઇ જતો ત્યારે દમયંતી કોઇ વૃક્ષની શીતળ છાયામાં પતિના ચરણ ચાંપતી અને પવન નાખતી હતી. રાજા પણ પોતાની પ્રિયા તૃષિત થતી ત્યારે જળ લાવી આપતો અને ક્ષુધા વખતે પ્રાસુક ફળફુલ મેળવી તેને સંતોષ આપતો હતો. એમ કરતાં કરતાં સાયંકાળ થયો ત્યારે તે દંપતી કોઇ લતાગૃહનો આશ્રય લઇ તેમાં રાત્રિ નિર્ગમન કરતાં હતાં.

આ પ્રમાણે તેમણે ભયંકર જંગલમાં કેટલાએક દિવસો નિર્ગમન કર્યાં હતાં.

એક વખતે દમયંતી સરોવરના જળથી પોતાના પ્રિય પતિના ચરણનું પ્રક્ષાલન કરતીહતી, તે વખતે તે સતીની સ્વામિભક્તિ જોઇ નળરાજા મનમાં પ્રસન્ન થઈ વિચારવા લાગ્યો કે, અહા! કેવી પતિભક્તિ! કોશલ દેશની મહારાણી અને વિદર્ભ દેશની રાજકુમારી આવા ઘોર જંગલમાં મારી સાથે ભટકે છે અને મહા કષ્ટ વેઠે છે, તે હું કઠોર પુરૂષ નજરે જોઉં છું. અહો! ક્યાં આ પ્રવાળાના જેવી કોમળ પ્રિયા! અને ક્યાં આ વિકટ માર્ગ! ક્યાં મારૂં સમૃદ્ધિવાન્ રાજ્ય! અને ક્યાં આ દુઃખદાયક વનવાસ! પછી નળરાજાએ વિશ્રામ લેવા માટે કોઇ સુંદર શિલાતળ ઉપર કેળના પત્રોની શય્યા રચી પછી બન્ને દંપતી તે ઉપર પંચપરમેષ્ઠીનું સ્મરણ કરી સુઈ ગયાં. દમયંતી નિદ્રાવશ થઈ ગઈ અને નળને દુઃખના વિચારમાંજ નિદ્રા આવી નહીં.

ભવિતવ્યતા બળવાન્ છે. અને કર્મની શક્તિ અનિવાર્ય છે. વિચક્ષણ અને પ્રિયાના પ્રેમને જાણનારા નળરાજાના હૃદયમાં આ પ્રમાણે વિચાર થયો. "અહા! આ પ્રિયા બીચારી મારી પરમભક્ત છે, પણ તેણીને મારી સાથે વનવાસનું દુઃખ ભોગવવું પડે છે. અને મારે પણ તેની સાથે રહી વધારે દુઃખ ભોગવવું પડે છે, એક તો વનવાસ, તેમાં વળી દરિદ્રતા અને તેમાં પણ આ પ્રિયા સાથે છે, તે પગબંધન છે, માટે એણીને અહિં સુતી મુકી ચાલ્યો જાઉં." અહા! પુરૂષોની કેવી કઠોરતા અને કેવી સ્વાર્થ બુદ્ધિ! દમયંતી જેવી પ્રેમવતી પત્નીને નિર્જન વનમાં મુકી ચાલ્યા જવું, તે કેવું અનુચિત કહેવાય? નળ જેવા ધર્યાધર્મી રાજાને તે કામ કલંક આપનારૂં છે. પણ તેમાં નળનો

દોષ નથી. નળ નિર્દોષ છે. દમયંતીનાં કર્મોએ નળની બુદ્ધિમાં વિકાર ઉત્પન્ન કર્યો હતો.

પછી નળરાજાએ દમયંતીનાં ચીરને ફાડયું. તે માંહેથી અર્ધ ભાગ રાખી, બાકીના અર્ધ ભાગનાં છેડા ઉપર આ પ્રમાણે લખતો ગયો, "હે પવિત્ર સુંદરી, અહિંથી ડાબી બાજુએ કુંડિનપુર જવાનો માર્ગ છે અને અહિં જે આ કેશુંડાં ઉગ્યાં છે તેની દક્ષિણ દિશાએ કોશલા નગરીનો માર્ગ છે. માટે જ્યાં તને રૂચે ત્યાં જજે. હું કયાંય પણ મારૂં મુખ બતાવવાને અસમર્થ છું." આ પ્રમાણે અક્ષરો લખી નળરાજા નેત્રમાંથી આંસુની ધારા વર્ષાવતો ત્યાંથી આગળ ચાલ્યો. તે વારંવાર પાછો ફરી ફરી સુતેલી સુંદરીનું મુખ જોતો જાય છે. જરા દૂર જઇને તેણે ઉંચે સ્વરે કહ્યું, "હે વિધાતા, તેં આ દમયંતીને આ વિશ્વમાં સર્વથી સુંદર બનાવીને પાછી તેને આવી દુ:ખી કેમ કરી? હે વનદેવતાઓ, તમે આ સતીની રક્ષા કરજો. સ્ત્રીઓએ સ્ત્રીની રક્ષા કરવી જોઇએ. આ વનના હિંસક પ્રાણીઓથી તેને લેશ માત્ર ભય ન થાય તેવું કરજો." થોડે આગળ જતાં તેણે પોતાને સંબોધીને કહ્યું, "અરે દુરાત્મા નળ, તારી પરમભક્ત પ્રિયા વનને વિષે એકલી સૂતી છે, અને તું સુખની આશાથી તેણીનાથી છુટો થઇ ચાલ્યો જાય છે, એ કેવું અનુચિત"? આવા આવા વિચાર કરતા નળરાજાએ તે રાત્રિ માર્ગમાંજ નિર્ગમન કરી હતી.

ત્યાંથી આગળ ચાલતાં નળની દૃષ્ટિએ જ્વાળાઓથી ભયંકર એવો દાવાનળ આવ્યો. તે બળતાં દાવાનળમાંથી કોઇનો આક્રંદ શબ્દ સાંભળવામાં આવ્યો. એટલે નળ તેની પાસે ગયો ત્યાં નીચે પ્રમાણે તેણે મનુષ્યવાણી સાંભળી:—

"હે ઇક્ષ્વાકુ વંશરૂપ સમુદ્રમાં ચંદ્રરૂપ, વિશ્વવત્સળ નળરાજા, મને આ દાવાનળમાંથી બચાવ."

નળે ધ્યાન દઇ અવલોકન કર્યું, ત્યાં એક સર્પને બળતો જોયો, એટલે ધીર નળરાજા બોલ્યો—અરે નાગ, તેં મારૂં નામ શી રીતે જાણ્યું? અને સર્પ છતાં તું મનુષ્ય વાણી કેમ બોલી શક્યો? સર્પે ઉત્તર આપ્યો, મહારાજા, હું પૂર્વ ભવે મનુષ્ય હતો, તેના સંસ્કારથી હું મનુષ્યવાણી જાણું છું. વળી મને અવધિ જ્ઞાન પણ છે, તેથી આ બધું જગત્ હાથમાં રહેલું હોય, તેમ સ્ફુટ રીતે જોઇ શકું છું. વળી હું તમારો ઉપકાર કરનારો છું. નળ બોલ્યો—"ત્યારે તું આ મારા વસ્ત્રના પલ્લવને અવલંબીને બહાર નીકળ્ય." તે પ્રમાણે કરી સર્પ બહાર નીકળ્યો ને તરતજ તેનો ઉદ્ધાર કરનાર નળરાજાને કરડયો, જેથી નળનું રૂપ કુબડું થઇ ગયું. પછી નળ પોતાનું શરીર કુબડું જોઇ વૈરાગ્ય પામી દીક્ષા લેવાને તૈયાર થયો, એટલે પેલો સર્પ દિવ્યરૂપ ધારણ કરી કહેવા લાગ્યો. "હે વત્સ, હું તારો પિતા નિષધ છું. ખેદ કરીશ નહીં. હું દીક્ષાના પ્રભાવથી બ્રહ્મ દેવલોકમાં દેવતા થયો છું. તારૂં દુઃખ જોઇ ઉપકાર કરવાને ત્યાંથી અહીં આવ્યો છું. મેં તને વિરૂપ કરેલો છે, એટલામાટે કે, તું એકલો હોવાથી શત્રુઓ તને ઉપદ્રવ કરે નહીં. તારા પૂર્વભવના કર્મને યોગે તને કેટલોક કાળ આપત્તિ રહેશે, પણ અંતે તને ત્રણ ખંડનું રાજ્ય પ્રાપ્ત થશે. યોગ્ય સમય આવશે ત્યારે તને દીક્ષા લેવાની હું સૂચના કરીશ હમણાં તો તું આ શ્રીફળ અને કંડીઓ લે. તે તું તારી પાસે રાખજે. જ્યારે તને તારૂં મૂળરૂપ પ્રગટ કરાવાની ઇચ્છા થાય, ત્યારે આ શ્રીફળમાંથી વસ્ત્ર કાઢીને અને આ કંડીયામાંથી આભૂષણ કાઢીને શરીર ઉપર ધારણ કરજે, એટલે તારૂં મૂળ સ્વરૂપ પ્રગટ થઇ જશે. "આ પ્રમાણે કહી તે દેવતાએ ફરીથી જણાવ્યું કે, વત્સ, તું અહીંથી સુસુમાર નગરમાં જજે. નળે કહ્યું, મહાનુભાવ, એ નગરના રસ્તાની મને ખબર નથી, પછી દેવતાએ

પોતાની દિવ્ય શક્તિથી નળને સુસુમાર નગરના સીમાડા ઉપર મુકી દીધો, અને દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો હતો.

આ વખતે સુસુમાર નગરના રાજા દધિપર્ણનો હાથી બંધન તોડી તોફાન કરતો હતો, લોકો તેનાથી ત્રાસ પામી કોલાહલ કરતા હતા, તે વખતે નળે પોતાના પરાક્રમથી તે હાથીને વશ કરી લીધો હતો. તેથી રાજા દધિપર્ણ તેની ઉપર ખુશી થઈ ગયો હતો અને તેણે કુબડા રૂપવાળા નળને પુછ્યું કે, તું કોણ છે? તેણે કહ્યું, હું કોશલાનગરીનો રહેવાસી છું. તે નગરના રાજા નળનો હુંડિક નામે રસોયો છું. તે ઉદાર મહારાજાની પ્રીતિને લીધે હું સર્વ કળામાં પ્રવીણ થયો છું. વળી એ નળરાજા સૂર્યની કૃપાથી સૂર્યપાક રસોઈ કરી જાણે છે, તે હું પણ જાણું છું. હમણું દુર્દૈવને લીધે પોતાના ભાઇ કૂબરની સાથે જુગાર રમવાથી પોતાનું રાજ્ય ખોઈ પ્રિયા દમયંતીને સાથે લઈને એણે વનવાસ અંગીકાર કર્યો છે, એ કોણ જાણે ક્યાંય મૃત્યુ પામ્યા હશે?

રાજા દધિપર્ણ નળના ગુણો સાંભળી તેની ઉપર રાગી બન્યો હતો, તેથી તે નળની આવી વાત સાંભળી ઘણો ખેદાતુર થઇ ગયો હતો. એક વખતે દધિપર્ણ રાજાએ ઘણો આગ્રહ કરી કુબડા-રૂપે રહેલા નળની પાસે સૂર્યપાક રસોઇ કરાવી. તે રસોઇ જમી દધિપર્ણ તેની ઉપર ઘણો ખુશી થઇ ગયો અને તેને પાંચસો ગામ બક્ષીસ આપ્યાં. પણ તે તેણે લીધાં નહીં. ત્યારે દધિપર્ણે તેને ફરીથી કહ્યું કે, "તને જે પ્રિય હોય તે માગી લે." દયાધર્મી નળ-રાજા બોલ્યો—"રાજન, જો તમે મારી ઉપર પ્રસન્ન થયા હો તો જેટલી પૃથ્વીમાં આપનું રાજ્ય છે, તેટલી પૃથ્વીમાં જીવહિંસા, માંસ અને મદિરાનો અટકાવ કરો; કારણકે, એ બહુ પાપનાં મૂળ છે." રાજાએ તે વાત કબુલ કરી અને પોતાના રાજ્યમાં બધા વ્યસનોનો નિષેધ કરાવ્યો. પછી નળરાજા કુબડારૂપે રાજાનો માનીતો રસોઇયો થઈ ત્યાં સુખે રહ્યો હતો.

એક વખતે નળરાજા એક સરોવરને તીરે બેઠો હતો તેવામાં કોઇ દેશાંતરથી આવેલો મુસાફર ગીત ગાતો ગાતો ત્યાં આવી ચડયો. તેણે કુબ્જને કહ્યું, "આ જગત્માં અનાર્ય, નિર્લજ, દુર્બુદ્ધિ, અને આત્મઘાતી માણસોની પંક્તિમાં હું નળરાજાને પહેલો મુકું છું," જે કઠોર નળ પોતાની વિશ્વાસુ, પ્રેમવાળી અને સતી સ્ત્રીને વનમાં એકલી સુતી મુકીને જતો રહ્યો છે. કુબડે કહ્યું, ભાઇ, તેં વાત તો સારી કાઢી. ભાઇ, તું ક્યાંથી આવે છે? અને નળરાજાનો વૃત્તાંત ક્યાંથી જાણે છે? તેણે કહ્યું, "હું કુંડિલપુરથી આવું છું અને તે નળની સ્ત્રી દમયંતીની પાસેથી એ વૃત્તાંત મેં સાંભળ્યો છે. કુબડો બોલ્યો—નળે દમયંતીનો ત્યાગ કર્યો—એટલે સુધીની વાત તો મેં સાંભળી છે, પણ નળરાજાએ તેણીને તજી દીધા પછી શું થયું? તે વાતની મને ખબર નથી. મુસાફરે કહ્યું, "નળરાજા દમયંતીને તજીને જતો રહ્યો, તે રાત્રિએ તે નિર્દોષ બાળાએ એવું સ્વપ્ન દીઠું કે, 'હું આમ્રફળ ખાવાની ઇચ્છાથી તેના વૃક્ષ ઉપર ચડી, પણ એટલામાં તો એક હસ્તીએ આવી તે વૃક્ષ ઉખેડી નાખ્યું, એટલે હું ભૂમિ ઉપર પડી.' આ સ્વપ્ન જોતાંજ તે પ્રભાતે જાગી ગઇ. ત્યાં તેણીએ પોતાના પતિ નળને જોયો નહીં, એટલે તેણીએ ભારે વિલાપ કર્યો હતો. "અરે મારા પ્રિય પતિને કોઇ દેવ કે દાનવ હરી ગયું હશે?" આમ ચિંતા-કરતી તે બાળાએ એવું રૂદન કર્યું કે, તેણીને જોઇને પાસે રહેલા પક્ષીઓ પણ રૂદન કરવા લાગ્યા. એમ કરતાં તેણીને મૂર્છા આવી ગઈ, તે ઘણી વારે વળી. જ્યારે તે રાજરમણી સચેતના થઇ એટલે પોતે જોયેલાં સ્વપ્નાનો અર્થ વિચારવા લાગી— "મેં જે આંબાનું વૃક્ષ જોયું, તે મારા પ્રાણપતિ, ફળ તે રાજ્ય લક્ષ્મી, વૃક્ષને ઉખેડનાર હસ્તી જોયો તે મારો કપટી દીયર કૂબર તેણે ફરી મને પછાડી તે એમ સૂચવે છે કે, મને

મારા પતિનો વિયોગ થયો." આવું વિચારી તે જ્ઞાનવતી બાળા પોતાના પૂર્વભવના કર્મનો દોષ કાઢતી હતી, તેવામાં તેણીએ પોતાના વસ્ત્રના છેડા ઉપર લખેલા અક્ષરો જોયા. તેની નીચે એમ પણ લખેલું હતું કે, "પ્રિયા, હું તને કોઈ કારણસર વનમાં એકલી મુકીને જાઉં છું, તેમાં તું મારૂં દૂષણ ગણીશ નહીં." આ વાકય વાંચતાંજ તે પતિભક્તા સતીએ વિચર્યું કે, 'હું હજુ મારા પ્રાણેશના હૃદયમાંજ છું,' કોઇ કારણે મને અહીં મુકીને તેને જવું પડયું છે. માટે હવે હું તેણે સૂચવેલે રસ્તે પિતાને ત્યાંજ જઉં, કારણકે, પતિના શરણ વગરની સુંદરીને પિતાનું ઘરજ શરણ છે." આવું વિચારી એ પવિત્ર શ્રાવિકા હૃદયમાં નળનુંજ સ્મરણ કરતી કુંડિનપુર ભણી ચાલતી થઇ. પવિત્ર સતી દમયંતી એકલી વનમાં ચાલી જતી હતી. તેણીના સતી ધર્મના પ્રભાવથી તેણીને કોઇ પણ પ્રાણી અંતરાયરૂપ થઈ શકયું ન હતું. પારધિ લોકો તેને માતા સમાન ગણતા હતા, સર્પો તેને જાંગુલી મંત્રની વિદ્યા સમાન જાણતા હતા, હાથીઓની નજરે તે સિંહણ જેવી દેખાતી હતી. સિંહ વિગેરે શીકારી પશુઓ તેને સહાયભૂત થતા હતા. સતી ધર્મનો પ્રભાવ દિવ્ય છે. એક શીળરૂપ સદ્ગુણને ધારણ કરનારી સુંદરીઓ ત્રણે લોકમાં કદિપણ પરાભવને પામતી નથી. શીળવતીની આગળ કુદ્રતના બધા સ્થાવર જંગમ પદાર્થો દાસ થઈને રહે છે.

સતી દમયંતી વનમાં આગળ ચાલી ત્યાં એક મોટો સાથ તેણીના જોવામાં આવ્યો. થોડીવાર થઇ ત્યાં તો લુંટારાઓનું મોટું ટોળું તે સાથને લુંટવા આવ્યું. જ્યારે તેઓએ સાથને અટકાવ્યો ત્યાં સતી દમયંતી તેને નજીક આવી અને તેણીએ હૃદયમાંથી હુંકારાનો નાદ કર્યો, એટલે લુંટારાઓ સાથને પડતો

સુધી ત્રાસ પામીને નાશી ગયા. 'શીળનો પ્રભાવ કેવો અદ્ભૂત છે'? સતીનો ચમત્કાર જોઈ તે સાર્થનો સ્વામી વસંત ચકિત થઈ ગયો, પછી તે પરિવારસહિત તેણીની પાસે આવ્યો, અને તેણીને કુળદેવી તરીકે જાણી વારંવાર નમન કરવા લાગ્યો. સાર્થપતિ બે હાથ જોડી બોલ્યો—કલ્યાણી, આપ કોણ છો? આવા નિર્જન વનમાં અમારા પુણ્ય યોગે આપ ક્યાંથી આવી ચડયા? સતીએ ઉત્તર આપ્યો, "સાર્થપતિ, હું વિદેશ ગયેલા નળ રાજાની દાસી છું." તે સાંભળી સાર્થપતિએ તેને આગ્રહ કરી પોતાની બ્હેન ગણી સાથે રાખી હતી. તે સાર્થ આગળ ચાલ્યો ત્યાં વર્ષાઋતુ આવી એટલે ચાર માસ સુધી સાર્થ જઈ શકે તેવું ન હતું. તેને બહુ દિવસ વિલંબ થશે, એમ જાણીને સાર્થપતિને કહ્યા વિનાજ દમયંતી એકલી આગળ ચાલી નીકળી હતી.

તે સિવાય આ પ્રભાવક સતીને એક ભયંકર રાક્ષસ મળ્યો હતો. રાક્ષસ દુષ્ટ બુદ્ધિથી તેણીને વિઘ્ન કરવા આવતો હતો, પણ તે સતીએ તેને કહ્યું કે, "દૂર રહેજે. જો તું મારી ઉપર ધસારો કરીશ તો બળીને ભસ્મ થઈ જઈશ. કારણકે, જૈન-ધર્મના પ્રતાપી દેવતા મારી રક્ષા કરે છે." સતીની પવિત્ર વૃત્તિ અને સાહસ જોઈ તે રાક્ષસ નમ્ર થઈ બોલ્યો—સતી, તારી ઉપર હું પ્રસન્ન છું, કહે, તારી શી ઇચ્છા છે? દમયંતી બોલી, "મારા પતિનો મારે ક્યારે મેળાપ થશે?" રાક્ષસે કહ્યું, "બાર વર્ષ પછી તારે તારા પતિનો સમાગમ થશે, અને તું સુખી થઇશ." આ પ્રમાણે કહી તે રાક્ષસ પોતાને સ્થાને ચાલ્યો ગયો. પછી સતીએ તે વખતે અભિગ્રહ કર્યો કે, "જ્યાંસુધી પતિનો મેળાપ થાય નહીં, ત્યાંસુધી મારે તાંબૂળ, રાતું વસ્ત્ર, પુષ્પ, આભૂષણ અને વિષય—એ સર્વનો ત્યાગ છે." સતિ દમયંતી,

ધન્ય છે તારી પતિભક્તિને, તારા જેવી પતિભક્તા શ્રાવિકાથીજ આ જગત્ મંડિત છે.

સતી દમયંતી ત્યાંથી આગળ ચાલી ત્યાં એક ગુફા આવી. તે ગુફાને જોઇ તેણીએ તેમાં પ્રવેશ કર્યો. ત્યાં શાંતિથી બેસી સતીએ મૃત્તિકા વડે એક શાંતિનાથની સુંદર પ્રતિમા બનાવી અને પુષ્પ વગેરેથી તેની પૂજા કરવા માંડી, અને તીવ્ર તપસ્યા કરી પ્રાસુક ફળ વગેરેથી પારણું કરતી તે પવિત્ર રમણી પંચપરમેષ્ટી નમસ્કારનું સ્મરણ કરતી કેટલોક સમય ત્યાં રહી. એવામાં પેલો સાર્થપતિ વસંત અનુક્રમે પ્રયાણ કરતો ત્યાં આવી ચડયો. તેણે દમયંતીને જિનપૂજામાં લીન થયેલી દીઠી. પૂર્વની ઉપકારી તે સતીને ઓળખી પ્રણામ કરી તેણે પુછયું, "આ કોની પ્રતિમા છે"? સતીએ ઉત્તર આપ્યો. "શ્રી શાંતિનાથ ભગવાનની આ પ્રતિમા છે." તેમનો કોળાહલ સાંભળી 'અહિં કોઈ માણસો છે' એવું ધારી તે વનની આસપાસ રહેનારા કેટલાએક તાપસો ત્યાં આવી એકઠા થયા. સમકિતને ધારણ કરનારી અને ઉંચી કેળવણી પામેલી એ ક્ષત્રિય બાળાએ જૈનધર્મ વિષે એક વ્યાખ્યાન આપ્યું, જે વ્યાખ્યાન સાંભળી સાર્થપતિ વસંત અને બીજા તાપસોના હૃદયમાં સારી અસર થવાથી તેમણે જૈનધર્મને અંગીકાર કર્યો અને સતી દમયંતીની તેઓ ભારે પ્રશંસા કરવા લાગ્યા. તેવામાં અચાનક વર્ષાદ ચડી આવ્યો અને જોસબેર વૃષ્ટિ થવા લાગી. વૃષ્ટિના ઉપદ્રવથી બધા સાર્થ, સાર્થપતિ વસંત અને બીજા તાપસો કંટાળી ગયા. તેમને દુઃખી થતાં જોઈ સતી દમયંતીએ પોતાનું સુવર્ણકુંડળ હાથમાં લઈને કહ્યું, "જો હું જૈનધર્મની પાળનારી સતી શ્રાવિકા હોઉં તો જિનશાસનની અધિષ્ઠાયિકા દેવી આ વૃષ્ટિને બંધ કરો." તત્કાળ તે વૃષ્ટિ બંધ થઈ ગઈ અને બધાએ ક્ષણમાં સ્વસ્થ થઈ ગયા.

તેઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, "આ કોઈ સ્ત્રી રૂપે વન-દેવી આવી છે ધન્ય છે તેના સતીત્વને." આવું વિચારી તેમણે બોધ પામી જૈનધર્મ સ્વીકાર્યો હતો.

આ સ્થળે સાર્થપતિ વસંતે એક સુંદર નગર વસાવી તેનું નામ **તાપસપુર** પાડ્યું હતું. તે નવીન નગરમાં શાંતિનાથ ભગવાનનું એક મનોહર મંદિર બંધાવ્યું હતું તે પવિત્ર નગરમાં **વિમળમતી** નામના કુળપતિએ યશોભદ્રસૂરિની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું હતું.

આ અરસામાં કૂબરનો પુત્ર **સિંહકેસરી** ગુરૂ પાસેથી પોતાનું આયુષ્ય કેટલું બાકી છે, એ જાણી દીક્ષા લઈને ગિરિશિખર ઉપર રહ્યો હતો. ત્યાં શુભ ધ્યાન કરતાં તેને કેવળ જ્ઞાન ઉપજ્યું હતું. તે ખબર જાણી સતી દમયંતી, સાર્થપતિ વસંત અને તાપસો તે કેવળીને વંદન કરવા ગયા હતા. ત્યાં કેવળીના મુખથી તેમણે ધર્મોપદેશ સાંભળ્યો હતો. તે પ્રસંગે કેવળી ભગવાને વસંત સાર્થપતિ અને પેલા તાપસોને જણાવ્યું હતું કે, "આ દમયંતી મહાસતી છે અને અર્હંત પ્રભુની પરમ ભક્તા છે." આટલું કહ્યા પછી તે કેવળી ત્યાંજ મુક્તિ પામ્યા હતા.

પછી સિંહકેસરીના ગુરૂ યશોભદ્રસૂરિ કે જે ચારણ મુનિ હતા, તેને દમયંતીએ પોતાના પૂર્વભવનો સંબંધ પુછયો, એટલે તે મહાનુભાવે ઉત્તર આપ્યો કે, "એક **મંમણ** નામે રાજા હતો, તેને **વીરમતી** નામે સ્ત્રી હતી. એક વખતે તેઓ પરગામ જતાં હતાં, ત્યાં તેમને એક જૈનમુની સામા મળ્યા. મુનિ સામા મળ્યા એ અપશુકન થયાં, એવું જાણી તેમણે મુનિને બાર ઘડી સુધી ત્યાં રોકાવ્યા. મુનિને ઘણી વાર રોકવાથી કોપ ચડયો. પછી પાછળથી જ્યારે તેમનો કોપ શમ્યો એટલે તેમણે

મુનિની પાસે જઇને ક્ષમા માગી. મુનિએ તેમને ઉપદેશ આપ્યો. તે ઉપદેશ સાંભળી તેમણે જૈનધર્મ અંગીકાર કર્યો અને દયા ધર્મ પાળવા માંડયો. મંમણરાજા અનુક્રમે મૃત્યુ પામીને નળરાજા થયો અને તેની રાણી જે વીરમતી હતી, તે અષ્ટાપદ પર્વત ઉપર યાત્રા કરવા ગઈ હતી. ત્યાં તેણીએ ચોવીશ પ્રભુને ઉદ્દેશી પાંચસો આંગેલની તપસ્યા કરી અને સુવર્ણનાં તિલકનાં દાન કરી તે તપનું ઉદ્યાપન કર્યું. આથી ઘણું પુણ્ય ઉપાર્જન કરી મૃત્યુ પામી; તું દમયંતી થઇ છું. તમે પૂર્વે મુનિને બાર ઘડી રોકયા હતા, તેથી તમારા બન્નેની વચ્ચે બાર વર્ષનો વિયોગ રહેશે. આવું સાંભળી સતી દમયંતીએ ત્યાં પ્રભુની પૂજા કરતાં સાત વર્ષ નિર્ગમન કર્યાં હતાં. એક વખતે સતી દમયંતી પ્રભુની પૂજા કરી ધ્યાન કરતી હતી, ત્યાં કોઇએ ગુફાના દ્વાર આગળ આવી કહ્યું કે' "હે સ્ત્રી, મેં તારા પતિને અહિં પાસેજ જોયો છે, હું હવે જલદી જાઉં છું, કારણકે, મારા માટે બધો સાર્થ થોભશે નહીં." આ સાંભળી પતિપ્રેમી દમયંતી આરંભેલું ધ્યાન છોડી ત્યાંથી ચાલતી થઇ. પતિનાં દર્શનની આકાંક્ષાવાળી તે ખાશ્રા વનમાં એકલી પડી ગઈ; પણ સતીધર્મના પ્રભાવથી તેણીને કોઇ વિઘ્ન કરી શકતું ન હતું. આગળ જતાં તેને એક રાક્ષસી મળી, તે તેણીના શીળના પ્રભાવથી સ્તંભી ગઈ. પછી તેની ક્ષમા માગી ચાલી ગઈ; ત્યાંથી આગળ ચાલતાં તે મહાસતીને ઘણીજ તૃષા લાગી. તેણીએ ત્યાં તૃષાની પીડાથી પગ પછાડયો; ત્યાં તે સ્થળે નદી પ્રગટ થઈ. અહા! શીળનું માહાત્મ્ય કેવું ચમત્કારી છે? તે સ્થળની આસપાસ રહેનાર તાપસો તે નદીના જળનું પાન કરવાને આવ્યા અને સતીની પ્રશંસા કરવા લાગ્યા. એમ કરતાં તેણીને ધનદેવ નામના એક ગૃહસ્થનો સાર્થ મળ્યો. તેની સાથે સતી અચળપુરમાં આવી.

આ અચળપુરમાં ઋતુપર્ણ નામે રાજા હતો, તેની રાણીનું નામ **ચંદ્રયશા** હતું. ચંદ્રયશા દમયંતીની માસી થતી હતી. કોઇ દાસીએ ચંદ્રયશાને ખબર આપ્યા કે, " આપણા નગરની બાહેર કોઇ દેવસુંદરી જેવી સુંદર સ્ત્રી આવી છે." તે ઉપરથી તેણીએ દમયંતીને પોતાની પાસે બોલાવીને રાખી હતી. ચંદ્રયશાએ દમયંતીને ઓળખી નહીં, પણ તેમ દમયંતીએ પણ ઓળખાણ કાઢી નહીં. તેણીને પુછવામાં આવ્યા છતાં તેણીએ પોતાનું ગુપ્ત વૃત્તાંત તેણીને જણાવ્યું નહીં. તોપણ ચંદ્રયશાએ તેણીના ગુણ જોઇ તેને પુત્રીની જેમ પોતાની પાસે રાખી હતી. સતી દમયંતી પોતાની માસીના કહેવાથી હમેશાં દાન આપવાનું કામ કરતી હતી.

એક વખતે **પિંગળ** નામના એક ચોરને બાંધીને ઋતુપર્ણ રાજાના સુભટો મારીનાખવાને લઇ જતા હતા. તેને સતીએ જોયો એટલે તેણીના પવિત્ર હૃદયમાં દયા આવી. પછી દાસીને મોકલી તેને છોડાવ્યો. રાજાના સુભટોએ તે પિંગળને સતીની પાસે મોકલી દીધો. સતીએ તેને ઓળખી લીધો કારણકે, તે વસંત સાર્થપતિનો સેવક હતો. દમયંતીના પુછવાથી પિંગળે કહ્યું કે, " જ્યારે તમે તાપસપુરમાંથી એકલા જતા રહ્યા, ત્યારે પાછળ વસંત શેઠ તમારા વિયોગથી બહુ ખેદ પામ્યા હતા. શ્રી યશોભદ્રસૂરિએ જ્યારે બોધ આપ્યો ત્યારે તેમણે સાતમે દિવસે આહાર લીધો હતો. તે સુવર્ણ રત્ન વિગેરેની કીંમતી ભેટો આપી કૂબર રાજાને સંતોષી પોતે તાપસપુરના સ્વામી થયા છે અને તેણે **વસંતશેખર** એવું નામ ધારણ કર્યું છે. તે ત્યાં સુખે રાજ્ય કરે છે. હું ત્યાં અપમાન પામવાથી અહીં આવ્યો ને કર્મ સંયોગે મેં રાજાના મેહેલની અંદર ચોરી કરી, તેથી આવી શિક્ષા પામ્યો, તેમાંથી તમે દયા લાવી મને

છોડાવ્યો છે. પછી દમયંતીએ તેને બોધ આપી દીક્ષા લેવાનું કહ્યું, તે પ્રમાણે તે લઘુકર્મી જીવે દીક્ષા લઇ આત્મસાધન કર્યું હતું.

હરિમિત્ર—નામનો એક કુંડિનપુરનો બ્રાહ્મણ ચંદ્રયશાની પાસે આવ્યો. ચંદ્રયશાએ તેને પોતાના કુટુંબના અને સંબંધીઓના કુશળ સમાચાર પુછયા, એટલે હરિમિત્રે કહ્યું, આ, એક નઠારા ખબર લાવ્યો છું, તે સાંભળી આપને ખેદ થયા વગર રહેશે નહીં. "નળરાજા કૂબરની સાથે જુગાર રમી રાજ્ય હારી ગયા, તે દમયંતીને લઇ વનમાં ગયા હતા, ત્યાં દમયંતીને એકલાં સુતાં મુકીને તે ક્યાં જતા રહ્યા છે. આ ખબર સાંભળી ભીમરાજા અને પુષ્પવતી રાણીએ ઘણો અપશોષ કરી મને તેમની શોધમાં મોકલ્યો છે. હું દેશેદેશ ગામેગામ ફરીને અહીં આવ્યો, પરંતુ મેં તેમને ક્યાંઈ પણ દીઠા નહીં." હરિમિત્રનાં આવાં વચન સાંભળી ચંદ્રયશાએ રૂદન કરવા માંડ્યું, તેને લીધે આખું રાજકુટુંબ પણ વિલાપ કરવા લાગ્યું. પછી ક્ષુધાતુર થયેલો તે હરિમિત્ર દાનશાળામાં ગયો, ત્યાં દાન આપતી સતી દમયંતી તેના જોવામાં આવી. દમયંતીને જોતાંજ તે બ્રાહ્મણે તેને ઓળખી લીધી. બ્રાહ્મણ ચકિત થઈ તેણીને નમન કરી બોલ્યો—"સતી, હું તમારી શોધ કરતાં ફરી ફરીને થાકી ગયો, પણ કોઇ ઠેકાણે મને તમારૂં દર્શન થયું નહીં. અહા! દૈવની ગતિ કેવી વિચિત્ર છે. રત્ન તો ઘરમાંજ હતું ને હું મૂઢ તેને શોધવાને આખી પૃથ્વી ફરી આવ્યો." પછી હરિમિત્રે રાજા ઋતુપર્ણને અને તેની માસી ચંદ્રયશાને તે વાત જણાવી. તે સાંભળતાંજ સર્વનાં શોકનાં આંસુ, હર્ષનાં આંસુ થઇ પડ્યાં. ચંદ્રયશા બેબ્હાકળી થઈ દાનશાળામાં ગઈ અને તે ઘણા ભાવથી પોતાની પવિત્ર ભાણેજને ભેટી પડી. દમયંતીને બાથમાં

લઇ તે બોલી.—"અરે! મને ધિક્કાર છે કે મેં મારી ભાણેજને ઓળખી નહીં, પુત્રી, તેં પણ આત્માને ગોપવી રાખી શા સારૂ મને છેતરી ?" આ પ્રમાણે કહી ચંદ્રયશા સતીને પોતાના મેહેલમાં લાવી, ત્યાં સુગંધી જળથી સ્નાન કરાવી અને રેશમી વસ્ત્ર પેહેરાવી તેણીને પોતાની પાસે બેસાડી. પછી તેણીના માસા ઋતુપર્ણ અને ચંદ્રયશાએ તેણીને બધો વૃત્તાંત પુછ્યો, જે તેણીએ વિસ્તારથી કહી સંભળાવ્યો; અને જે કહેતાં કહેતાં તેણીના નેત્રમાંથી પતિ પ્રેમને સૂચવતી આંસુની ધારા છુટી હતી. તેણીના મુખ ઉપરથી આંસુ લુછતાં લુછતાં રાજાએ કહ્યું કે, "બ્હેન, શોક કરીશ નહીં. કર્મની ગતિ વિચિત્ર છે."

આ પ્રમાણે ચંદ્રયશા, ઋતુપર્ણ અને દમયંતી વાત કરતાં બેઠાં હતાં, ત્યાં આકાશમાંથી એક દિવ્ય તેજથી પ્રકાશમાન થતો દેવ આવ્યો. તેણે દમયંતીને વંદન કરી કહ્યું, "હે ઉપકારી સતી, હું તમારો આભારી પિંગળ ચોર છું. તમારા કહેવાથી દીક્ષા લઇ હું શ્મશાનમાં કાયોત્સર્ગે રહ્યો હતો. ત્યાંથી મૃત્યુ પામી સ્વર્ગલોકમાં દેવતા થયો છું. આ બધો તમારોજ પ્રસાદ છે. તમે ચિરકાળ જય પામો." આ પ્રમાણે કહી તેણે ત્યાં સાત કોટી સુવર્ણની વૃષ્ટિ કરી. આવો પ્રત્યક્ષ પ્રભાવ જોઇ, રાજા ઋતુપર્ણે, ચંદ્રયશાએ અને બીજા લોકોએ એ મહાસતીની સ્તુતિ કરી જૈનધર્મ અંગીકાર કર્યો હતો. પછી બ્રાહ્મણ હરિમિત્રે ઋતુપર્ણ અને ચંદ્રયશાને વિનંતિ કરી કહ્યું કે, "દમયંતી અહિં ઘણું રહ્યાં છે, હવે તેમને તેમના દર્શનાતુર માતાપિતાને મળવા મોકલો." તે ઉપરથી રાજા ઋતુપર્ણે સતીને એક મોટી સેના સાથે કુંડિનપુર મોકલી હતી. અગાઉથી હરિમિત્રે વધામણી આપવાથી હર્ષ પામેલા ભીમરાજા અને પુષ્પવતી પ્રેમભર્યાં પુત્રીની સામે આવ્યાં. સતી માતાપિતાના ચરણમાં પડી. પવિત્ર પિતા

અને માયાળુ માતા હર્ષનાં આંસુ લાવી પોતાની વ્હાલી દીકરીને ભેટી પડ્યાં. પુત્રીને ઘેર લઈ જઈ, ત્યાં તેમણે સાત દિવસ ઉત્સવ કર્યો. દમયંતીએ પોતાના વનવાસનો વૃત્તાંત મર્યાદાથી માતાપિતાની આગળ કહી સંભળાવ્યો. પછી પુત્રીને આશ્વાસન આપી ભીમરાજાએ તે હરિમિત્ર બ્રાહ્મણને પાંચસો ગામ બક્ષીસ આપ્યાં, અને વળી કહ્યું કે, "જ્યારે નળરાજા આવશે ત્યારે તને અર્ધ રાજ્ય આપીશ."

એક વખતે દધિપર્ણ રાજાએ ભીમરાજાને પોતાનો મિત્ર કરવા માટે એક દૂત મોકલ્યો. તે દૂતનો ભીમરાજાએ સારો સત્કાર કર્યો. દૂતે પ્રસંગને લઈને વાત કરી કે, "દેવ, અમારા રાજા દધિપર્ણ રાજા પાસે નળરાજાનો એક રસોઇઓ છે, તે સૂર્યપાક રસોઇ જાણે છે, વળી હાથી ઘોડાને વશ કરવા વગેરેની ઘણી કળાઓમાં તે ઘણોજ પ્રવીણ છે." આ સાંભળી ભીમરાજાએ દમયંતીને પુછયું, ત્યારે દમયંતીએ કહ્યું કે, "સૂર્યપાક રસોઇ તેમના વિના બીજું કોઇ જાણતું નથી; માટે એ કોઇ ગુટિકાથી અથવા દેવતાઇ મંત્ર વિદ્યાથી પોતાની આકૃતિ ગોપવીને રહેલા તમારા જમાઇજ હશે." પુત્રીનાં આવાં વચન સાંભળી ભીમરાજાએ એક કુશળ બ્રાહ્મણને શિક્ષણ આપી દધિપર્ણ રાજા પાસે મોકલ્યો. તેણે કુબડા નળને જોયો ત્યાંજ તેના મનમાં ખેદ થયો કે, "ક્યાં મુક્તાફળીની ભ્રાંતિ કરાવનારી દમયંતી! ને ક્યાં દેહધારી લક્ષ્મીના પુંજ જેવો સુંદર નળરાજા! ક્યાં આ કુરૂપી કુબડો! હા! દમયંતીનાં સર્વ મનોરથ વ્યર્થ છે! તેને ખેદ કરતો જોઇ કુબડે પુછયું—કેમ તમે આટલોબધો મનમાં ખેદ કરો છો? બ્રાહ્મણે કહ્યું, "હું નળરાજાનો બ્રાહ્મણ છું, માટે મને ખેદ થાય છે." પછી કુબડે કહ્યું, અરે બ્રાહ્મણ ખેદ કર્ય નહીં.

ચાલ, હું તારો સત્કાર કરૂં એમ કહી નળ તેને પોતાના આવાસમાં લઈ ગયો અને સૂર્યપાક રસોઇ કરી તેને જમાડ્યો. અને પોતાને પૂર્વે મળેલું આભૂષણ વગેરે તેને ભેટ આપ્યું.

તે બ્રાહ્મણ ત્યાંથી ચાલી વિદર્ભદેશની રાજધાનીમાં આવ્યો અને તેણે ભીમરાજાને અને દમયંતીને તે કુબડાની વાત કરી અને કહ્યું કે, મને તેણે સૂર્યપાક રસોઇ જમાડી અને તે સાથે આભૂષણો અને કેટલુંક દ્રવ્ય આપ્યું છે. તે કુબડો મારી સાથે વાત કરતાં રૂદન કરી જતો હતો. તે સાંભળી સતી દમયંતીએ લજ્જા છોડી પિતાને કહ્યું કે "પૂજ્ય પિતા, એ કુબડોજ તમારો જમાઇ છે. હવે તમારે વિચાર કરવાનો નથી. જો એક વાર તે અહિં આવે તો હું તેને બીજા કેટલાએક શરીરના આકારો ઉપરથી ઓળખી શકીશ." પછી રાજા ભીમે વિચાર કરી દમયંતીનો મિથ્યા સ્વયંવર કરવાનો વિચાર કર્યો. એક સાધારણ સ્વયંવર મંડપ રચાવી તેણે દેશદેશના રાજાઓને આમંત્રણ પત્રિકાઓ મોકલાવી. એક દૂતને કુંકુમપત્રિકા આપી દધિપર્ણ રાજાની પાસે પણ મોકલ્યો. તેમાં ચૈત્ર શુદી પંચમીનો દિવસ લખી જણાવ્યો હતો. રાજા દધિપર્ણ તે લગ્નપત્રિકા વાંચી વિચાર કરી બોલ્યો કે, "મુહૂર્ત્તનો દિવસ નજીક છે અને ઘણું દૂર જવાનું છે, તેથી પોહોંચવું મુશ્કેલ છે." તે સાંભળી કુબડાએ કહ્યું, "સ્વામી, ચિંતા કરો નહીં. જો તમારી ત્યાં જવાની ઇચ્છા હોય તો બે ઘોડાનો રથ જોડી મંગાવો. હું સારથિ થઇશ ને મારી મંત્રશકિતના પ્રભાવથી હું તમને ત્યાં જલદી પોહોંચાડીશ." કુબડાની હિંમતથી દધિપર્ણ કેટલીએક સામગ્રી સાથે રથ મંગાવ્યો. કુબડો સારથિ થયો. તેણે અશ્વના કાનમાં મંત્ર કહીને વેગથી આકાશ માર્ગે ચલાવી મુકયા. માર્ગમાં એક ફળેલું વૃક્ષ આવ્યું, તેને જોઈ રાજાએ પુછ્યું કે, " આ વૃક્ષને કેટલાં

ફળ હશે? કુબડે કહ્યું, "તે આપજ ગણો." પછી દધિપર્ણે તે ઝાડનાં ફળ ગણી લીધાં અને કહ્યું કે તેનાં હજાર ફળ છે, તે જોઇ નળ ખુશી થઇ ગયો. પછી તે કુબડે દધિપર્ણને અશ્વવિદ્યા શીખવી, અને દધિપર્ણે તેને ફળ ગણવાની વિદ્યા શીખવી હતી.

અહીં સતી દમયંતીને તે રાત્રે સ્વપ્ન આવ્યું. તેણીએ સવારે પોતાના પિતાને કહ્યું કે, પિતાજી, ગઇ રાત્રે મેં સ્વપ્નામાં એવું જોયું કે, "નિવૃતિ દેવીએ મને લઈ જઇને કોશલાપુરીના વનમાં મુકી; ત્યાં મેં એક રસાળ અને પાકેલા ફળવાળું ઝાડ જોયું તે ઝાડને કોઇ કમળ ઉપર બેઠેલા પક્ષીએ પૃથ્વી ઉપર પાડી નાખ્યું." સ્વપ્નાનો વૃત્તાંત સાંભળી ભીમરાજાએ કહ્યું, વત્સે, તેં ઉત્તમ સ્વપ્ન જોયું છે. એ સ્વપ્ન તને એમ સૂચવે છે કે, તને તારા ભર્તારનો જલદી મેળાપ થશે.

પિતા અને પુત્રી આમ વાત કરે છે, તેવામાં તો દધિપર્ણ રાજાનો રથ નગરીની બાહેર આવી પોહોચ્યો. સર્વ રાજાઓની સાથે એને પણ ઉતારો આપ્યો. અને તેનું યોગ્ય સન્માન કર્યું. દધિપર્ણ રાજાને રસોઇ સૂર્યપાક રસોઇ થાય છે, એ વાત સાંભળી સતી દમયંતીએ કોઈ દાસીની મારફત ભિક્ષાને મ્હાને તે મંગાવી. તે સ્વાદ લઈ સતીને નિશ્ચય થયો કે, "આ કુબડોજ નળરાજા છે, તે પોતાની વિદ્યાના બળથી રૂપ ફેરવીને છાની રીતે રહેલ છે." હવે સ્વયંવરનો દિવસ આવ્યો અને સમય થયો, એટલે દમયંતી સુખાસન ઉપર બેસી સર્વ રાજાઓના સમાજમાં ગઈ. તેણીએ દરેક રાજા જોવા માંડ્યા, પણ તેણીના હૃદયને કોઇ રૂચિકર લાગ્યો નહીં. છેવટે જ્યારે તે દધિપર્ણની પાસે બેઠેલા કુબડાની નજીક આવી એટલે તેણીએ રોમાંચિત શરીરે તે કુબડાના કંઠમાં વરમાળા આરોપિત કરી દીધી. તે જાણે સોનામાં કોણાહલ

થઇ રહ્યા કે, "રાજપુત્રી આવા સુંદર રાજાઓને છોડી કુબડાને વરી, એ ઘણું અયોગ્ય કર્યું." પોતાના પ્રાણપતિને વર્યા પછી સતી વિનયથી તે કુબડાને કહેવા લાગી. "નેત્રમણિ હૃદયનાથ, મેં આપને ઓળખ્યા છે. આપનું સ્વરૂપ હવે પ્રગટ કરો. આપ તો આશ્રિતોનાં કલ્પવૃક્ષ છો." પ્યારીનાં આવાં પ્રેમભરેલાં વચન સાંભળી દયાળુ નળરાજાએ પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કર્યું. પ્રિયતમની મનોહર મૂર્ત્તિ જોઈ પતિપ્રાણા સાધ્વીએ લજ્જાથી નીચું જોયું. બધા લોકો ચકિત થઈ ગયા. તે વખતે ભીમરાજાએ આવી પોતાના જમાઇને આસન આપ્યું. અને અંજળિ જોડી કહ્યું, "રાજા, આ મારૂં રાજ્ય તમારૂં છે. તેનો રૂચિ પ્રમાણે ઉપભોગ કરો, અમે તો તમારા આદેશને માનનારા છીએ." રાજા દધિપર્ણ પણ આ વખતે નમન કરી બોલ્યો—"રાજેંદ્ર, મેં અજ્ઞાનતાથી તમારી પાસે રસોઈનું નીચ કામ કરાવ્યું છે, તે મારો અપરાધ ક્ષમા કરો." પછી ભીમરાજાએ મોટા આડંબરથી નળરાજાને મળવાની ખુશાલીનો મોટો ઉત્સવ કરાવ્યો. જે ઉત્સવ એક માસ સુધી ચાલ્યો હતો. આ અરસામાં સાર્થવાહ ધનદેવ અને તાપસપુરનો સ્વામી ઋતુપર્ણ રાજા દમયંતીને મળવા આવ્યા હતા, તેઓને પોતાના ઉપકારી જાણી સતીએ તેમનું સારૂં સન્માન કરાવ્યું હતું.

આર્હતધર્મના ઉપાસક નળ અને દમયંતીના મેળાપની વાત વિશ્વમાં પ્રસરી ગઇ હતી. એક વખતે સતી સ્વામીની સમક્ષ ધર્મ તથા નીતિની વાર્ત્તા કરતી હતી, ત્યાં આકાશમાંથી એક દેવ આવ્યો. તેણે સતીને નમન કરી કહ્યું, ભદ્રે, તમને યાદ છે? હું તમારો પૂર્વનો આભારી છું, હું તાપસવનમાં તાપસ હતો. ત્યાં તમે મને પ્રતિબોધ આપી સમકિત વગેરે બાર વ્રત ગ્રહણ કરાવ્યાં હતાં. પછી અનુક્રમે ચારિત્ર લઈ, મૃત્યુ પામી

હું સૌધર્મ દેવલોકમાં કેસર નામે દેવતા થયો છું. તમે મારા ઉપકારી ધર્મગુરૂ છો, એવું ધારી હું તમારાં દર્શન કરવા આવ્યો છું. આ પ્રમાણે કહી સાત ક્રોડ સુવર્ણની વૃષ્ટિ કરી તે દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો. આ દેખાવ જોઇ હર્ષિત થયેલા નળે પોતાની પ્રિયપત્નીને અભિનંદન આપ્યું.

પછી સર્વ રાજાઓએ મળીને ત્યાં નળરાજાને રાજ્યાભિષેક કર્યો. રાજા નળ સતીને સાથે લઇ મોટા સૈન્ય સાથે કોશળા નગરી ઉપર આવ્યો. ત્યાં પોહોંચી દૂત મોકલીને કૂબરને કહેવરાવ્યું કે, "હવે તું મારી સાથે જુગાર રમ નહીં તો હું તને મારીશ." એવી ધમકીથી કૂબરને તેની સાથે જુગાર રમવું પડ્યું. તેમાં કૂબર હારી ગયો; એટલે નળરાજાએ પોતાનું પાછું રાજ્ય ગ્રહણ કર્યું. અને કૂબરને યુવરાજ કર્યો. પછી અર્ધ ભરતના રાજાઓએ આવીને તેને કીંમતી ભેટો આપી.

સ્વધર્મનિષ્ટ અને સમ્યક્ત્વના સ્વરૂપને સમજનારો નળરાજા નીતિથી રાજ્ય કરતો હતો. તેણે પોતાના તાબાના સર્વ દેશમાં અમારી ઘોષણા કરાવી હતી. નવા નવા જિનચૈત્યો રચાવતો અને જીર્ણનો ઉદ્ધાર કરાવતો. નળરાજા ભારતવર્ષમાં ઉત્તમ જૈનરાજા કહેવાયો હતો. સતી દમયંતી પણ પોતાના સ્વામીની સાથે રહી હમેશાં જિનપૂજાના ઉત્સવો કરતી અને દીનજનને દાન આપતી હતી. તેણીએ પોતાના દેશમાં જૈનધર્મની ધાર્મિક અને સાંસારિક કેળવણી વૃદ્ધિ પામે તેવાં ઘણાં સાધનો ઉભાં કર્યાં હતાં, અને રાજ્ય તરફથી ધર્મ અને કેળવણીને મોટા આશ્રય અપાવ્યા હતા. નળરાજા અને દમયંતીને એવી રીતે ધર્મરાજ્ય કરતાં એક હજાર વર્ષ વીતી ગયાં હતાં.

સતી દમયંતીને પુષ્કળ નામનો એક પુત્ર થયો હતો. તેને સતીએ બાળવયથી સારી કેળવણી આપી વિદ્વાન્ બનાવ્યો

હતો. પુષ્કળકુમાર જ્યારે યોગ્ય વયનો થયો ત્યારે સતીની સલાહ લઈ નળરાજાએ તેને એક ગુણવાન્ રાજકુમારીની સાથે પરણાવ્યો હતો. પતિપ્રાણા દમયંતી બાળકને કેમ ઉછેરવા અને કેવી રીતે શિક્ષણ આપવું? એ વાત સારી રીતે જાણતી હોવાથી તેણીએ તેવું શિક્ષણ આપવાને કેટલીએક શ્રાવિકાશાળાઓ સ્થાપી હતી.

નળરાજાનો પિતા નિષધ જે મૃત્યુ પામીને સ્વર્ગમાં દેવતા થયો હતો, તેણે સ્વર્ગમાંથી આવી પોતાના પુત્ર નળને કહ્યું, "વત્સ, રાજ્યને અંતે નરક ગતિ છે, માટે હવે સંયમ ગ્રહણ કર્ય." પિતાની ચેતવણીથી નળે દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો તે વખતે સતી દમયંતીએ વિનંતિ કરી કે, "સ્વામી, મને પણ સંયમ લેવા દ્યો. શ્રાવકદંપતી સંસાર અને ધર્મ સાથેજ સાધે છે." નળરાજાએ તે વાત માન્ય કરી, પછી પુષ્કરને પોતાનું સમૃદ્ધિવાળું રાજ્ય સોંપી નળે દમયંતીની સાથે દીક્ષા લીધી હતી. નળરાજાએ પોતાના **શ્રુતસાગર** નામના ગુરૂ પાસે જૈનશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો.

કોઈ ગ્રંથમાં નળને માટે એવો પણ લેખ છે કે, નળરાજા શરીરે સુકુમાર હોવાથી પાછળથી સંયમને વિષે શિથિળ થયો હતો. વળી નિષધદેવે આવીને તેને દૃઢ કર્યો હતો, પણ તે વારંવાર દમયંતીમાં આસક્તિ રાખતો હતો.

નળમુનિ અને સાધ્વી દમયંતીએ પોતાની ચારિત્રાવસ્થા પણ સારી રીતે દીપાવી હતી. પવિત્ર નળરાજા છેવટે અનશન કરી સ્વર્ગ લોકને વિષે **કુબેર** નામનો દેવતા થયો હતો, અને દમયંતી પૂર્વના પતિભક્તિના પ્રભાવથી અને પતિ તરફના અનન્ય પ્રેમથી તે કુબેરની સ્ત્રી થઈ હતી. ત્યાંથી ચ્યવીને વસુદેવની પત્ની કનકવતી થઇને અંતે તે મહાસતી મોક્ષપુરીમાં

ગઇ હતી. નળ પણ સ્વર્ગથી ચ્યવી મનુષ્યમાં આવી અનુક્રમે મોક્ષે ગયો હતો.

પ્રિય માતાઓ અને બ્હેનો, આ મહાસતીનું ચમત્કારી ચરિત્ર વાંચી તેમાંથી યોગ્ય સાર ગ્રહણ કરજો. સતી દમયંતીએ પતિના સહવાસમાં રહી ઘણું દુઃખ ભોગવ્યું હતું, તથાપિ પતિ ઉપરનો તેણીનો પ્રેમ અવિચ્છિન્ન રહ્યો હતો. તે પવિત્ર સતીએ પોતાના જીવનમાં સતીધર્મના જે ચમત્કારો દર્શાવ્યા હતા, તે અપૂર્વ હતા. તેણીનામાં જે આર્હતધર્મની પવિત્ર ભાવના હતી, તે દરેક શ્રાવિકાએ અનુકરણ કરવા યોગ્ય છે.





# નર્મદાસુંદરી.



આ સતી વણિક જાતિમાં થઈ હતી. તેણીના પિતાનું નામ **સહદેવ** હતું. સહદેવ પહેલાં તો વર્દ્ધમાન નગરમાં રહેતો હતો, પણ જ્યારે તેની સ્ત્રી સગર્ભા થઈ ત્યારે તેણીને જળક્રીડા કરવાનો દોહદ થયેલો તે ઉપરથી નર્મદા નદીમાં જળક્રીડા કરવા ગયો હતો, અને ત્યાં **નર્મદા** નામે એક નગરી વસાવી પછી ત્યાં રહ્યો હતો. તે નગરીમાં આ સતીનો જન્મ થયો હતો. સહદેવના પિતાનું નામ **ઋષભસેન** હતું, અને માતાનું નામ **વીરમતી** હતું. તેને **વીરદાસ** નામે એક ભાઈ હતો અને **ઋષિદત્તા** નામે એક બ્હેન હતી.

જ્યારે નર્મદાસુંદરીનો જન્મ થયો ત્યારે સહદેવે નર્મદાપુરીમાં મોટો ભારે ઉત્સવ કર્યો હતો. સહદેવના કુળમાં પરંપરાથી જૈન-ધર્મ પળાતો હતો. જૈનધર્મની પવિત્ર મહાશિક્ષા પ્રમાણે તેનું કુટુંબ ચાલતું હતું. સહદેવે નર્મદાપુરીના મધ્ય ભાગે એક સુંદર ચૈત્ય કરાવ્યું હતું અને બીજું ચૈત્ય નર્મદા નદીના તીર ઉપર રચાવ્યું હતું. એ ચૈત્યની શોભા વિમાન જેવી હતી. ચૈત્યમાં કરાવેલી કારીગરીથી આકર્ષાઇ ઘણા વિદેશી લોકો વાહાણમાં બેસી

તેનાં દર્શન કરવાને આવતા હતા, તેથી આખરે એ નર્મદાપુરીની એક મોટી યાત્રા થઇ પડી હતી.

નર્મદાસુંદરી યોગ્ય વયની થઇ ત્યારથી તેની મનોવૃત્તિ ધાર્મિક વિશેષ હતી. તેણીના પિતા સહદેવે તેણીને સારી કેળવણી આપી હતી. કેળવણીના પ્રતાપથી એ બાળશ્રાવિકાની વૃત્તિ નીતિના શિક્ષણ તરફ વિશેષ રહેતી હતી. તે હમેશાં સત્ય વચન બોલતી અને સત્ય ઉપર ચાલતી હતી. પરોપકાર કરવામાં તે હમેશાં વધારે કાળજી રાખતી હતી. જ્યારે તે કિશોર વયની થઈ ત્યારે તે ઘણીજ સ્વરૂપવાન્ અને તેજસ્વી થઇ હતી; તેમજ વિદ્વાન્, સત્યવાદી, નીતીજ્ઞ અને પરોપકારી બની હતી એકંદર તેણીનામાં જેવું સૌંદર્ય હતું, તેવાજ ઉત્તમ ગુણો પણ વાસ કરી રહેલા હતા.

નર્મદાસુંદરીના પિતા સહદેવને જે **ઋષિદત્તા** નામે બ્હેન હતી. તેને **રૂદ્રદત્ત** નામનો એક મિથ્યાત્વી વણિક બનાવટી શ્રાવક થઇને પરણી ગયો હતો. તેનાથી **મહેશ્વરદત્ત** નામે એક પુત્ર થયો હતો.

ઋષિદત્તા વર્દ્ધમાન નગરમાં રહેતી હતી. ત્યાં તેણીએ સાંભળ્યું કે, પોતાના ભાઇ સહદેવને નર્મદાસુંદરી નામે એક પુત્રી થઇ છે, તે ઘણી ચાલાક, વિદ્વાન્ અને સ્વરૂપવાન્ છે. આથી ઋષિદત્તાએ વિચાર કર્યો કે, મારા પુત્ર મહેશ્વરદત્તને માટે હું નર્મદાસુંદરીની માગણી કરૂં તે વિચાર કરતાં તેણીને સ્ફુરી આવ્યું કે, કદિ મારા પિતાના કહેવાથી મારો ભાઇ સહદેવ મારા પુત્રની સાથે નર્મદાસુંદરીને પરણાવે, પણ મારાથી બોલી શકાય તેમ નથી. હું મિથ્યાત્વી શ્રાવકને પરણી ધર્મ રહિત થઇ ગઇ છું. અરે! મારાં ભાગ્ય સારાં નથી. મેં પાપિણીએ જૈનધર્મનો ત્યાગ કરી મારા જીવનને મલિન કરી નાખ્યું

છે. મારા જેવી ધર્મભ્રષ્ટ સ્ત્રીના પુત્રને મારો શ્રાવકબંધુ પોતાની પુત્રી શી રીતે આપે? આ પ્રમાણે પોતાની માતાને વિલાપ કરતી જોઇને મહેશ્વરદત્તે તેનું કારણ પુછ્યું–ઋષિદત્તાએ તેને પોતાના મનમાં હતું, તે કહી બતાવ્યું, તે સાંભળી મહેશ્વરદત્ત બોલ્યો—માતા, તું શામાટે અપશોષ કરે છે? તું મને મારા મામાને ઘેર મોકલ. હું ત્યાં જઇને મારા મોશાળીઆને વશ કરીને મારા મામાની પુત્રી નર્મદાસુંદરીને પરણી લાવીને તને હર્ષ પમાડીશ."

પુત્રનાં આવાં વચન સાંભળી ઋષિદત્તાએ તેને નર્મદાપુરીમાં મોકલ્યો. જે થોડા રોજમાં નર્મદાપુરીમાં આવી પોહોચ્યો હતો. તે વખતે તેનો માતામહ (નાના) ઋષભસેન શેઠ પોતાના પુત્રને મળવાને નર્મદાપુરીમાં આવ્યો હતો. તેઓએ પોતાના મિથ્યાત્વી ભાણેજ મહેશ્વરદત્તને જોયો. તે મિથ્યાત્વી હોવાથી તેના મોશાળીઆને ગમ્યો નહીં, પણ લોકલજ્જાને લઇને તેનો જરા સત્કાર કર્યો હતો. કારણકે, જૈનશાસ્ત્રકારો લખે છે કે, "સર્વની સાથે ઉચિતાચાર કરવો જોઇએ. ઉચિતાચારમાં મિથ્યાત્વ કે સમ્યકત્વ જોવાનું નથી."

મહેશ્વરદત્ત માન અપમાન ગણ્યા વગર કેટલોક વખત પોતાના મોશાળમાં રહ્યો હતો. ત્યાં તેણે પોતાના કેટલાએક ગુણોથી સર્વના મનને વશ કરી લીધા હતા. તેનો મામો સહદેવ, તેની મામી, અને મામાની પુત્રી નર્મદાસુંદરી—એ બધાની તેની ઉપર ઘણી સારી પ્રીતિ થઇ હતી.

એક વખતે મહેશ્વરદત્ત પોતાના માતામહ ઋષભસેન શેઠના ઉત્સંગમાં બેઠો હતો, વૃદ્ધ શેઠ પોતાના ભાણેજને પવિત્ર પ્રેમની દૃષ્ટિથી નિરખતા હતા. ક્ષણવાર પછી તે વૃદ્ધે આનંદપૂર્વક જણાવ્યું કે" "વત્સ, તારા માબાપ તો મિથ્યાત્વી છે,

તે છતાં તેમને ઘેર તું આવો વિનયી અને ધર્મી પુત્ર થયો છું, તેને માટે મને સંતોષ થાય છે. બેટા, તેં તારા ઉત્તમ ગુણોથી અમારા મનને હરી લીધું છે. આજે હું તારી ઉપર ઘણોજ ખુશી થયો છું, માટે જે તારી ઈચ્છામાં આવે તે માગી લે." માતામહનાં આવાં વચન સાંભળી મહેશ્વરદત્ત શરમાતો શરમાતો બોલ્યો—"નાના, જો મારી ઉપર ખુશી થયા હો તો 'મને નર્મદાસુંદરી પરણાવો.' મામાની દીકરી પરણવાનો આપણામાં રીવાજ છે." તે સાંભળી ઋષભસેન બોલ્યો—બેટા, એ વાત ખરી છે, પણ તારૂં કુળ મિથ્યાત્વી છે, માટે મિથ્યાત્વીના કુળમાં શ્રાવકની કન્યા આપવી તે મને રૂચતું નથી. સમકીતધારી શ્રાવકોની કન્યાઓ મિથ્યાત્વી કુળમાં આપવી તે તેમને ધર્મ ભ્રષ્ટ કરવા જેવું છે. જે લોકો શ્રાવક થઈને મિથ્યાત્વી કુળની સાથે પુત્રી આપવાનો અને લેવાનો પ્રસંગ રાખે છે, તેઓની ઓલાદ અલ્પ સમયમાં ધર્મભ્રષ્ટ થઈ મિથ્યાત્વી બની જાય છે.

પિતામહનાં આવાં વચન સાંભળી મહેશ્વરદત્ત બોલ્યો—પૂજ્ય, મારૂં કુળ ભલે મિથ્યાત્વી રહ્યું, તે કુળની વાત કરવી રહેવા દ્યો, કારણકે, લોકો કમળને જુવે છે, કાંઈ તેની ઉત્પત્તિ જોતાં નથી. હું પોતે જૈનધર્મી છું. તમારે ઘેર રહીને મેં જૈનધર્મનાં પવિત્ર શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે. જો આપને શંકા રહેતી હોય તો મારી પરીક્ષા કરો.

મહેશ્વરનાં આવાં વચન સાંભળી ઋષભસેને પોતાના પુત્ર સહદેવની સંમતિ લઈ નર્મદાસુંદરીને તેની સાથે પરણાવી. સતી નર્મદા જૈનધર્મમાં ઘણી કુશળ હતી. તેમજ તે અન્ય દર્શનનાં સિદ્ધાંતો જાણતી હતી, અને તેમાં જે દોષો રહેલા છે, તે બતાવી શકતી હતી; તેથી તેણીએ પોતાના પતિ મહેશ્વરદ-

ત્તને તેના મિથ્યાત્વના શાસ્ત્રનો અને જૈનશાસ્ત્રનો સંબંધ કહી બતાવી પોતાના જૈનધર્મમાં ઘણો કુશળ કરી દીધો. સતી નર્મદાના પ્રભાવથી મહેશ્વરદત્ત ખરેખરો શુદ્ધ શ્રાવક બની ગયો. સતીના પવિત્ર પ્રસંગે તેનું બધું જીવન નિર્મળ થઇ ગયું.

એક વખતે મહેશ્વરદત્તે સ્રીસહિત પોતાના વતનમાં જવાની સાસરાની પાસે આજ્ઞા માગી, ઋષભસેન અને સહદેવે ખુશીથી આજ્ઞા આપી એટલે મહેશ્વરદત્ત નર્મદાસુંદરીને લઇ પોતાના વતનમાં આવ્યો. વિનયવતી નર્મદાસુંદરી પોતાના પૂજ્ય સાસૂ ઋષિદત્તાને નમન કરવા પગે પડી. સુશીલા નર્મદાસુંદરીને જોઈ ઋષિદત્તા ઘણીજ ખુશી થઇ. પોતાની ધારણા પ્રમાણે મળેલી પુત્રવધૂને અવલોકી ઋષિદત્તાને અપાર આનંદ થયો હતો.

કેળવણી પામેલી શ્રાવિકાઓના પ્રસંગથી કુટુંબમાં કેટલો બધો લાભ થાય છે, એ વાતને સતી નર્મદાએ સાબીત કરી બતાવી હતી. તેણીએ થોડા દિવસમાં તો પોતાના સાસરાના મિથ્યાત્વી કુટુંબને જૈનધર્મમાં પૂરેપુરૂં આસ્તિક બનાવી દીધું હતું. તેણીની સાસૂ ઋષિદત્તાના હૃદયમાંથી જૈનધર્મની પવિત્ર ભાવના તદ્દન દૂર થઈ ન હતી, પણ આ પ્રભાવિક સતીએ તેને પાછી ઘણી સતેજ કરી હતી. સાસરીઆના બધાં માણસો સતીના પ્રભાવથી શ્રાવકધર્મને અંગીકાર કરી પોતાના જન્મને કૃતાર્થ માનતા હતા.

એક વખતે સતી શ્રાવિકા પોતાના ઘરના ગોખ ઉપર બેસી તાંબૂલ ચાવતી હતી. અને પોતાનું મુખ દર્પણમાં જોતી હતી, ભવિતવ્યતાના યોગે તેણીના મુખમાંથી તાંબૂલ પડી ગયું, તેજ વખતે કોઈ જૈનયતિ નીચે જતો હતો, તેની ઉપર તે તાંબૂલ પડયું. શુદ્ધ જૈનમુનિ શાંતિના ધારક હોય છે, પણ

પૂર્વ કર્મના યોગથી તે યતિના હૃદયમાં રોષ ઉત્પન્ન થઈ આવ્યો. તેણે ઉંચે જોયું, ત્યાં ગોખમાં નર્મદાસુંદરીને બેઠેલી જોઇ. તે જ્ઞાની યતિ કોપ કરીને બોલ્યો, "અમારા જેવા સાધુની આશાતના કરવાથી તું તારા પતિનો વિયોગ પામીશ." સતી, મુનિનાં વચન સાંભળી મનમાં ખેદ પામી અને તરતજ હેઠે ઉતરી સાધુના ચરણમાં પડીને બોલી—"મહારાજ, ક્ષમા કરો. હું મૂર્ખ શ્રાવિકા છું." અર્હંત પ્રભુની ઉપાસિકા છું, તે છતાં મેં પ્રમાદથી આ અવિનીત કાર્ય કર્યું છે, હે ક્ષમા નિધાન, હે કૃપાસિંધુ, આપ મહાત્મા છો. માટે મારો અપરાધ ક્ષમા કરો. મુનિઓ શત્રુ ઉપર પણ કોપાયમાન થતા નથી, પોતાની ઉપર મોહ રાખતા નથી, અને સર્વની ઉપર સમદૃષ્ટિ રાખે છે, માટે આપ મને આપેલો શાપ પાછો ખેંચી લ્યો. મહારાજ, આપ મહાનુભાવ જાણો છો કે, સ્ત્રીઓનું જીવન પતિ છે, તેના જીવિતનો આધાર અને સુખદુઃખનો સમભાગી સ્વામી છે. સતી શ્રાવિકાઓ જ્યાંસુધી સંસાર સાગરના મોજા સાથે અથડાય છે, ત્યાંસુધી તેમના જીવનરૂપ નાવનો નેતા અને નાયક પતિજ છે. વનિતાઓએ પોતાના જીવનમાં જો કાંઇ પણ સુખ મેળવવું હોય તો પતિની સેવા ભક્તિમાંજ છે. મહારાજ, કદિ આપને આ શાપ પાછો ખેંચવો ન હોય તો પતિના વિયોગ શિવાયનો બીજો શાપ આપો. આપ જાણો છો કે, સતી શ્રાવિકા પતિપ્રાણા હોય છે. સતીનાં આવાં મધુર વચન સાંભળી તે યતિએ પ્રસન્ન થઇ કહ્યું, હે ભદ્ર, ગુણી શ્રાવિકા, તારા પતિવ્રતને ધન્ય છે. મુગ્ધે, તું ખેદ કરીશ નહીં. જૈનમુનિઓ કલ્પિત શાપ દેતા નથી. જૈનશાસ્ત્ર કહે છે કે—"રાગદ્વેષને નાશ કરનારા મુનિઓ વંદન કરવાથી ખુશી થતા નથી, અને હીલના કરવાથી ખેદ પામતા નથી; પરંતુ તેઓ ચિત્તને દમી

નેજ વિચરે છે.” મેં જે કહ્યું તે શાપ નથી, પણ તારૂં ભવિષ્ય કહ્યું છે. કોઈના કહેવાથી કોઈને સુખદુઃખ થતું નથી એ તો સારાં નરસાં કર્મને ઉદયે સંયોગ વિયોગ થયા કરે છે. કયો સુજ્ઞ પુરૂષ પોતાના ઉપાર્જન કરેલા કર્મ ભોગવતાં ખેદ પામે? આ પ્રમાણે ઉપદેશ આપી નર્મદાસુંદરીએ કરેલા વંદનને સ્વીકારતો સાધુ પોતાને માર્ગે ચાલ્યો ગયો.

સતી નર્મદાસુંદરીએ આ વાત પોતાના પતિ મહેશ્વરદત્તને જણાવી—એટલે મહેશ્વરદત્તે કહ્યું કે, પ્રિયા એવો ખેદ કરીશ નહીં. તારા જેવી વિદ્વાન્ અને ધાર્મિક રમણીએ ભવિતવ્યતાનો ખેદ ન કરવો જોઇએ. પતિનાં આવાં ધીરજ ભરેલાં વચન સાંભળી તે વિનયી નર્મદાસુંદરી એક નિષ્ઠાથી જૈનધર્મ પાળી સુખે રહેવા લાગી.

એક વખતે મહેશ્વરદત્તે વ્યાપાર કરવાને અર્થે દૂર આવેલા યવનદ્વીપમાં જવાને તૈયાર થયો. તે વખતે સતી નર્મદા અતિ આગ્રહ કરી તેની સાથે તૈયાર થઇ. મહેશ્વરદત્ત પોતાની પ્રિયાને સાથે લઇ ઘણો માલ ભરી વાહાણમાં બેસી સમુદ્ર માર્ગે ચાલ્યો. બન્ને દંપતી ધર્મની ઉત્તમ ભાવના ભાવતાં અને જળમાર્ગની કુદ્રતી શોભા જોતાં સમુદ્રમાં ચાલ્યાં. આગળ જાતાં કોઇ પુરૂષનું મધુર સંગીત નર્મદાસુંદરીના સાંભળવામાં આવ્યું. તે વખતે સતીએ કહ્યું કે, સ્વામી, સાંભળો, આ મધુર ગીત કેવું મજેનું છે? આ ગીત ઉપરથી ગાનાર પુરૂષની બધી હકીકત જાણી શકાય છે. પતિએ કહ્યું, તે કેવી રીતે? સતી બોલી—પ્રિયપતિ, તેના સ્વરના સ્વભાવથી એમ જણાય છે કે, જે પુરૂષ મધુર વાણીથી આ ગીત ગાય છે, તેનું શરીર શ્યામ છે, તેના હાથ, પગ અને વાળ સ્થૂલ છે અને તે પુરૂષ મોટા સત્વવાળો છે. તે પુરૂષને ગુહ્ય સ્થાનમાં મષનું ચિન્હ છે, છાતીમાં લાંછન છે, અને

તેનું વય બત્રીશ વર્ષનું છે. પ્રિયાનાં આવાં વચન સાંભળી મહેશ્વરદત્તના મનમાં શંકા ઉત્પન્ન થઈ આવી. તેની ઉજ્વળ બુદ્ધિ શંકાથી મલિન થઇ ગઇ. તેણે વિચાર્યું કે, આ સ્ત્રી તે પુરૂષ સાથે મૈથુન રમેલ છે. જો એમ ન હોય તો એ અદૃશ્ય પુરૂષના શરીરની સ્થિતિ શી રીતે જાણી શકે? આટલો સમય હું એણીને મહાસતી જાણતો હતો, પણ આ તો કુળને કલંક લગાડે તેવી નીકળી. આવી કુભાર્યાને જીવતી રાખવી તે યોગ્ય નથી. "કર્મની વિચિત્રતા કેવી છે? મહેશ્વરદત્ત જેવો દીર્ઘ વિચારી પુરૂષ ક્ષણમાં બદલાઈ ગયો." પછી તે વિચાર કરવા લાગ્યો કે, આ કુબુદ્ધિવાળી કામિનીને આ સમુદ્રમાં ફેંકી દઉં કે કદલીની જેમ તેણીનું મસ્તક છેદી નાખું? તે આવો વિચાર કરતો હતો, ત્યાં વાહાણનો ખારવો શઢ ઉપર ઉભો રહી ઊંચે સ્વરે કહેવા લાગ્યો કે, "વાહાણ ઉભું રાખો અને શઢ ઉતારી લ્યો. આ રાક્ષસદ્વીપ આવ્યો છે, ત્યાંથી અન્ન જળ વગેરે જે કાંઇ સામગ્રી લેવી હોય તે લઇ લ્યો." પછી વાહાણ ઉભું રાખ્યું એટલે મહેશ્વરદત્ત કપટથી નર્મદાસુંદરીને ઉતારી બંદરને કાંઠે આવેલા કોઇ જંગલમાં તેણીને લઇ ગયો. ત્યાં એક સરોવર આવ્યું, તેના કાંઠા ઉપર બન્ને બેઠા, તેવામાં નર્મદાસુંદરીને નિદ્રા આવી. તે જોઈ મહેશ્વરે વિચાર્યું કે, આ વિશ્વાસ કરી સુતેલી સુંદરીને મારી નાખવાથી સ્ત્રી હત્યાનું મહા પાપ લાગશે, માટે તેણીને અહિં છોડીને ચાલ્યા જવું, તે વધારે સારૂં છે, આવું વિચારી સતીને ત્યાંજ સુતી મુકી મહેશ્વર પાછો બંદર ઉપર આવ્યો, બીજા લોકો તેને તેની સ્ત્રીના ખબર પુછવા લાગ્યા, એટલે તેણે કહ્યું કે, આ વનમાં અમે ક્રીડા કરવા ગયા હતા, ત્યાં મારી સ્ત્રીને કોઈ વાઘ આવી ખાઈ ગયો. આમ કહી તેણે વૃથા રૂદન કરવા માંડ્યું. લોકોએ તેને સમજાવી શાંત કર્યો. કપટી લોકો સર્વે અને

શોકનો દેખાવ કરી શકે છે. હવે તે વાહાણ ત્યાંથી આગળ ચાલી કેટલેક દિવસે તે યવનદ્વીપમાં આવી પોહોંચ્યું. ત્યાં રહી તેણે પુણ્યના પ્રભાવથી ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું. તે દ્રવ્યથી મોટું વાહાણ ભરી તે પાછો પોતાને વતન આવ્યો. ત્યાં તેણે પોતાના માતાપિતાને જણાવ્યું કે, તેની સ્ત્રી નર્મદાસુંદરીને કોઈ રાક્ષસ ભક્ષણ કરી ગયો હતો. આ વાર્ત્તા સાંભળી તેના પિતા રૂદ્રદત્તે અને માતા ઋષિદત્તાએ ઘણોજ અપસોસ કર્યો. અને સતી નર્મદાસુંદરીના સદ્ગુણોનું વારંવાર સ્મરણ કરી ઘણુંજ કલ્પાંત કર્યું હતું. પછી તે નર્મદાસુંદરીની ઉત્તરક્રિયા કરી ઋષિદત્તાના કહેવાથી રૂદ્રદત્ત મહેશ્વરદત્તને કોઈ સુંદર વણિકકન્યા પરણાવી હતી.

અહિં રાક્ષસ દ્વીપ પાસે આવેલા જંગલમાં સતી નર્મદા જેવામાં પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતી જાગ્રત થાય છે, ત્યાં તેણીએ પોતાના પતિને જોયો નહીં. એટલે તેણીનાં પ્રેમી હ્રદયમાં ભારે આઘાત થઈ આવ્યો. ક્ષણવારે તેણીએ વિચાર કર્યો કે, "શું મારા પ્રાણેશ મને છોડી ચાલ્યા જાય? એ વાત બનેજ નહીં જરૂર તે મારી મશ્કરી કરતાં હશે." એમ ધારીને તે ઊંચે સ્વરે બોલી "સ્વામીનાથ, સત્વર દર્શન આપો. પ્રેમીજનનું હાસ્ય ઘણી વાર હોય નહીં. મને ઉત્તર આપી પ્રમોદ પમાડો." જ્યારે તેણીને કાંઈ પણ પ્રત્યુત્તર મળ્યો નહીં એટલે તે ઉઠીને બેઠી થઈ. તે સતી જળાશયને કાંઠે ભય પામતી મંદમંદ પગલાં ભરતી પતિને શોધવા લાગી, પણ તેણીને કોઈ ઠેકાણે દર્શન થયાં નહીં. જ્યારે ઘણીવાર થઈ પણ પતિને જોયા નહીં, ત્યારે તેણી ધ્રુજવા લાગી અને ઊંચે સ્વરે રૂદન કરવા લાગી. તે પતિભક્તા પત્નીએ એવું રૂદન કર્યું કે, જેથી જંગલના પશુ, પક્ષી અને વૃક્ષો પણ જાણે રૂદન કરતાં હોય તેવો દેખાવ થઈ

રહ્યો. તે શરણરહિત સુંદરી પોતાની ચતુરાઇ ભુલી ગઈ. પોતાના રૂદનના પ્રતિધ્વનિ ગુફાઓમાં પડતાં સાંભળી તે ભ્રાંતિ પામી તે તરફ દોડવા લાગી. એવો કોઇ વનનો પ્રદેશ, કોઈ વૃક્ષની ઘટા કે ગુફા ન હતી કે જ્યાં તે ફર્યા વિના રહી ન હોય.! તેમ કરતાં રાત્રિ પડી. આકાશમાં ચંદ્ર ઉગ્યો. તે ચંદ્રને જોઇ તે બાળા બોલી કે,—"હે પ્રેમરૂપી અમૃતથી પૂર્ણ એવા ચંદ્રરૂપ સ્વામી, આ પ્રિયાને મુકી કયાં ચાલ્યા ગયા? ગયા તો ભલે પણ એકવાર ઉત્તર આપી આ અધીરી અબળાને શાંત તો કરો." આ પ્રમાણે વિલાપ કરતી તે સતીએ તે વનમાં પાંચ દિવસ નિર્ગમન કર્યા હતા. તેવા નિર્જન વનમાં શીળધર્મના પ્રભાવથીજ તેની રક્ષા થઈ હતી.

સતી નર્મદાસુંદરીને **વીરદાસ** નામે એક કાકો હતો, તે વ્યાપાર કરવાને ફરવા નીકળ્યો હતો. તે રાક્ષસ દ્વીપના અંદર ઉપર ઉતર્યો હતો. તે વખતે ત્યાં ફરતી નર્મદાસુંદરી તેની નજરે પડી. પોતાની ભત્રીજીને જોઈ વીરદાસ તેણીની પાસે આવ્યો. પોતાના કાકાને જોઈ સતીએ ગાઢ રૂદન કરવા માંડયું. જ્યારે વીરદાસે તેણીને પુછયું કે, આવા અજાણ્યા પ્રદેશમાં તું કયાંથી આવી ચડી? ત્યારે સતીએ પોતાના કર્મનો દોષ કાઢી પોતાની બધી હકીકત જણાવી હતી. પછી વીરદાસે તેણીને પોતાની સાથે લીધી. વીરદાસ **બર્બર** દેશમાં આવ્યો. અને નગરની બાહેર એક તંબૂ નાંખી પડયો. બર્બર દેશના રાજાને સારી ભેટ કરી તે મળવા ગયો. રાજાએ તેનાથી પ્રસન્ન થઈ તેની જગાત માફ કરી ત્યાં વેપાર કરતાં તેણે ઘણું દ્રવ્ય પેદા કર્યું.

તે દેશમાં **હરિણી** નામે એક વેશ્યા હતી. તેની ઉપર રાજાની ઘણી મેહેરબાની હતી. તેથી રાજાએ તેણીને માટે એવી વ્યવસ્થા કરી હતી કે, "જે વ્યાપારી ત્યાં વેપાર કરવા આવે, તેની પાસેથી દર વર્ષે એકસો ને આઠ સોના મ્હોરો તેણીએ

લેવી." તે ઉપરથી હરિણીએ વીરદાસ પાસેથી પોતાનો કર લેવા એક દાસીને તેને બોલાવા મોકલી. વીરદાસ સ્વદારસંતોષ વ્રતને ધારણ કરનાર હતો, તેથી પોતે ત્યાં ગયો નહીં અને તેના કરનું જેટલું દ્રવ્ય હતું, તે દાસીની સાથે મોકલાવી આપ્યું. વેશ્યાની દાસી જ્યારે વીરદાસ પાસે આવેલ ત્યારે તેણીએ તેના તંબૂમાં નર્મદાસુંદરીને જોઈ હતી, તેથી તેણીએ આવી વેશ્યાને કહ્યું કે—"તે શેઠ પોતે આવ્યા નહીં અને આપણાં કરનું દ્રવ્ય મારી સાથે મોકલાવ્યું છે. વળી તેમની સાથે કોઈ સ્ત્રી છે, તે ઘણીજ સુંદર છે." તે સાંભળી વેશ્યાએ દાસીને કહ્યું કે—"મારે દ્રવ્યનું કામ નથી, એ વીરદાસને અહિં બોલાવી લાવ્ય." પછી દાસી જઈને ગમે તે યુક્તિ કરીને તે વીરદાસને લાવી. ચતુર વેશ્યા વીરદાસને જોઇ તેને મોહિત કરવાને અનેક જાતના હાવભાવ કરવા લાગી, પણ તેથી દૃઢ વ્રતવાળા વીરદાસના મનમાં કાંઈ પણ વિકારી અસર થઇ નહીં. પછી છેવટ કાંઇ કપટ કરવાને નિમિત્તે વેશ્યાએ વીરદાસના હાથમાંથી તેના નામવાળી મુદ્રિકા કાઢી લીધી. તે ગુપ્ત રીતે તેણીએ પોતાની દાસીને આપીને કહ્યું કે—"દાસી, તું આ વીરદાસ શેઠને ઉતારે જા. તેની સાથે આવેલી સ્ત્રીને આ મુદ્રિકાની નીશાની બતાવી તેણીને અહિં લાવ્ય." તે સાંભળી કપટમાં કુશળ એવી તે દાસીએ ત્યાં જઈને નર્મદાસુંદરીને કહ્યું—"શેઠ અમારે ઘેર બેઠેલા છે, ત્યાં તમને જલદી બોલાવે છે, નીશાની તરીકે તેમણે આ મુદ્રિકા મોકલાવી છે." નર્મદાસુંદરી પોતાના કાકાના નામની મુદ્રિકા જોઇ નિઃશંકપણે દાસીની સાથે વેશ્યાને ઘેર આવી. વેશ્યાએ પોતાના ઘરમાં આવેલા ભૂમિગૃહ—ભોંયરામાં તેને સંતાડી દીધી. આ પ્રમાણે ગણિકાએ પોતાનું ધાર્યું કરી પછી તે મુદ્રિકા વીરદાસને આપી. વીરદાસ પોતાનું સ્વદારસંતોષ વ્રત અખંડિત રાખી હર્ષ પામતો બાહેર આવી પોતાને ઉતારે આવ્યો. ત્યાં નર્મદાસુંદરીને જોઇ

નહીં એટલે તેના મનમાં ઘણો પરિતાપ થયો. તેણે સેવકોને પુછયું, ત્યારે સેવકોએ કહ્યું કે—"અમોને તેની કયાંઇ ખબર નથી." આ ઉપરથી વીરદાસે વિચાર્યું કે—"જે પુરૂષ નર્મદાને પહેલાં હરી ગયો હતો, તેજ પાછો ફરી ગયો હશે. હું અહિં હોઇશ ત્યાં સુધી તે તેણીને કદાપિ પ્રગટ કરશે નહીં." આવું વિચારી વિરદાસ રાજાની આજ્ઞા માગી પોતાના નગર તરફ ચાલ્યો, અનુક્રમે તે ભૃગુપુર (ભરૂચ) પોહોંચ્યો, ત્યાં તેણે જિનદાસ નામના માણસને નર્મદાની શોધ માટે બર્બરકૂલ તરફ મોકલ્યો હતો.

વીરદાસ ગયા પછી પેલી વેશ્યાએ નર્મદાને ભોંયરામાંથી બાહેર કાઢી અને કહ્યું કે, "સુંદરી, તું અહીં સુખેથી રહે અને અમારો ધંધો શીખી પરપુરૂષના મન રંજન કરી પુષ્કળ દ્રવ્યની માલિક થા. આ જગતમાં સર્વ પ્રકારનું સુખ સંપાદન કરવાને માટે આપણો જન્મ છે, જે સર્વ નારીજાતિમાં સર્વથી શ્રેષ્ઠ ગણાય છે." વેશ્યાનાં આવાં વચન સાંભળી શીળરૂપ રત્નને રક્ષણ કરનારી નર્મદા બોલી—"તું વિચારીને બોલ. હું વેશ્યા કુળની બાળિકા નથી, પણ શ્રાવક કુળની બાળિકા છું. જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી મારૂં શીળરૂપ રત્નને હરવાને કોણ સમર્થ છે?" આ જગત શીળના પ્રભાવને વશ છે. શીળના તીવ્ર પ્રકાશની આગળ તારા જેવી દુષ્ટ સ્ત્રીઓ ક્ષણમાં ઝાંખી પડી જાય છે. "નર્મદાનાં આવાં વચન સાંભળી વેશ્યાને ક્રોધ ચડયો. તરત તે સતીનાં કોમળ શરીર ઉપર પ્રહાર કરવા લાગી. આ વખતે તે પવિત્ર શ્રાવકરમણી પંચપરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરવા લાગી. શીળ અને મંત્રના પ્રભાવથી વેશ્યાનું આયુષ્ય પૂર્ણ થઈ ગયું, અને તે તરત મૃત્યુ પામી ગઇ. આ ખબર રાજાને પડતાં તેણે નર્મદાને દરિણી વેશ્યાનું પદ લેવાનું કહેવા મંત્રીઓને મોકલ્યા.

મંત્રીઓએ આવી તેણીને વેશ્યાનું પદ લેવા પ્રાર્થના કરી. તે વખતે ચતુર શ્રાવિકાએ મનમાં વિચાર્યું કે, "જો હું આ મંત્રીઓને ના કહીશ તો રાજા મારી પાસે આવશે અને મારૂં રૂપ જોઈ મોહિત થઇ મારા શીળનો ભંગ કરવા પ્રયત્ન કરશે; તેથી આ વખતે કબુલ કરી પછી યુક્તિથી શીળરૂપ રત્નની રક્ષા કરવી." આવું વિચારી તેણીએ તે વાત માન્ય કરી. પછી મંત્રીઓએ તે વાત રાજાને જણાવી, એટલે રાજાએ તેણીને બોલાવાને સુખાસન મોકલ્યું. ભોઈ લોકો નર્મદાને સુખાસન પર બેસારી દરબાર તરફ ચાલ્યા. સતીએ રસ્તામાં વિચાર કર્યો કે, "હવે શીળના રક્ષણ માટે કોઈ યુક્તિ કરવી જોઈએ." આવું વિચારી જ્યારે તેણીનું સુખાસન નગરની ગટર પાસે આવ્યું, ત્યાં તેણીએ સુખાસન ઉપરથી પડતું મુકયું, અને તે ગટરની અશુચિથી પોતાના બધા શરીર ઉપર લેપન કરી તે બાહેર નીકળી અને પોતાનાં વસ્ત્રો ફાડવા લાગી તથા માથા ઉપર વારંવાર ધુળ નાંખવા લાગી. પછી થોડી વારે તેણીએ વ્યંતરીની જેમ દોડી હોકારા કરવા માંડયા, તેથી લોકો ભય પામી તેણીની પાસેથી નાશી ગયા. આવા ખબર મંત્રીઓએ રાજાને કહી, તે ઉપરથી રાજાએ તેણીને વશ કરવા મંત્રવાળાઓને મોકલ્યા, તેઓએ તેણીને બહુ મારવા માંડી, પણ શીળરત્નના રક્ષણ માટે તેણીએ તેપણ સહન કર્યું.

વીરદાસે તેણીની શોધ માટે મોકલેલો પેલો જિનદાસ અહીં આવીચડયો. તે સતી નર્મદાને ગાંડી થયેલી જોઈ તેની પાસે આવી પુછવા લાગ્યો. સતીએ તેની સૌમ્ય આકૃતિ ઉપરથી જાણ્યું કે, આ 'શુદ્ધ શ્રાવક છે,' તેથી તેણીએ તેની સાથે એક તરફ જઇ વાત કરવા માંડી. જ્યારે સતીએ પોતાની સત્ય હકીકત કહી એટલે જિનદાસ તેણીના ચરણમાં પડી બોલ્યો—"બ્હેન, તમારા કાકા વીરદાસે મને ભૃગુપુરમાંથી તમારીજ શોધને માટે

મોકલ્યો છે. આજે અચાનક તમારો મેળાપ થઇ ગયો, તે સારૂં થયું. હવે તમે આવીજ સ્થિતિમાં રહેજો એટલે રાજા તમને નગરની બાહેર કાઢી મુકશે. પછી હું તમને બાહેરથી બંદર ઉપર લઇ જઇશ. પછી આપણે સ્વદેશ તરફ ચાલ્યા જઇશું." જિનદાસના કહેવા પ્રમાણે તેણીએ કર્યું પછી આ સ્ત્રીને વ્યંતરીનો વળગાડ છે, એવું ધારી રાજાએ તેને નગરની બાહેર કાઢી મુકી, જ્યાં પેલો જિનદાસ તેણીને મળી બંદર ઉપર લઇ ગયો. માર્ગમાં તે સતીને સ્નાન કરાવી અને ઉત્તમ વસ્ત્ર પેહેરાવ્યાં પછી તેણીને વાહાણમાં બેસારી નર્મદાપુર લાવ્યો હતો.

નર્મદાપુરીમાં સતીનાં માબાપોએ સાંભળ્યું હતું કે, "નર્મદાને કોઇએ મારી નાખી છે અને તે પછી મહેશ્વરદત્ત કોઈ બીજી સ્ત્રીને પરણ્યો છે," તેઓએ જ્યારે પોતાની પુત્રી જિનદાસની સાથે જીવતી જોઈ ત્યારે તેમના હૃદયમાં ઘણો હર્ષ થયો. તેણીના જન્મોત્સવના જેવો મોટો ઉત્સવ કરાવ્યો અને જિનમંદિરોમાં સ્નાત્ર પૂજા અને સાધર્મિવાત્સલ્યનો મહોત્સવ કર્યો. જિનદાસ પણ મોટા માન સાથે કેટલોક વખત નર્મદાપુરમાં રહી પછી વીરદાસની આજ્ઞા માગી પોતાને વતન ભૃગુપુરમાં ગયો હતો.

નર્મદાસુંદરી પિતાને ઘેર રહી સંસાર ઉપર વિરક્ત થઈ પરોપકારના કામ કરતી હતી. હમેશાં સવારે અને સાંઝે સામાયિક લઇ પોતાની સાધર્મી બ્હેનોને સદ્બોધ આપતી અને જ્ઞાનની આરાધના કરાવતી હતી. બાળ શ્રાવિકાઓને બોધ થાય તેવી શુદ્ધવ્યહાર, ધર્મ તથા નીતિની વાર્તા કરતી પોતાનો વખત નિર્ગમન કરતી હતી. નિર્મળ બુદ્ધિવાળી નર્મદા સતીના સહવાસથી નર્મદાપુરીની બાળ, પ્રૌઢ અને વૃદ્ધ શ્રાવિકાઓને ઘણો લાભ મળ્યો હતો. સ્રી કેળવણીનો મધુર સ્વાદ લઈ નર્મદાપુ-

રની શ્રાવક નારીઓએ પોતાનું જીવન સુધાર્યું હતું. આથી ત્યાંના તીર્થરૂપ ચતુર્વિધ સંઘને ખાત્રી થઇ હતી કે—"સતી નર્મદાસુંદરીએ જે શીળનું ભારે માહાત્મ્ય જાણ્યું હતું, તે તેણીની ઉત્તમ કેળવણીનો પ્રતાપ હતો."

એક વખતે સતીના પ્રભાવથી વિશ્વમાં તીર્થ તરીકે પ્રખ્યાત થયેલી નર્મદાપુરીમાં **આર્યસુહસ્તિ** નામે આચાર્ય આવી ચડ્યા. તેમને વંદન કરવાને નર્મદાસુંદરી પોતાના પિતાનું કુટુંબ સાથે લઇને ગઇ હતી. આચાર્યે સર્વને ઉત્તમ પ્રકારનો ધર્મોપદેશ આપ્યો. ઉપદેશ સમાપ્ત થયા પછી સતીના ઉપકારી કાકા વીરદાસે તે આચાર્યને વિનયથી પુછ્યું—"ભગવન્! આ નર્મદાએ પૂર્વે એવાં શા કર્મ કર્યાં હશે? કે જેથી તેણીના પતિએ તે નિષ્કલંક છતાં તેની ઉપર કલંક ચડાવ્યું? ને વળી તે દુઃખી થઇ?" તે સાંભળી જ્ઞાની આચાર્ય બોલ્યા—"વિંધ્યાચળ નામે મોટો પર્વત છે, તેના એક દેશમાંથી આ નગરની પાસે આવેલી નર્મદા નદી નીકળે છે. એ નદીની **નર્મદા** નામે એક મિથ્યાત્વી અધિષ્ઠાયિકા દેવી હતી. એક વખતે કોઇ મુનિ તે નર્મદા નદીને કાંઠે કાયોત્સર્ગ કરી રહ્યાં હતાં, તેને એ મિથ્યાત્વી દેવીએ ઘણાં ઉપસર્ગો કર્યાં પણ તે શાંત મુનિએ તેણીની ઉપર જરાપણ દ્વેષ કર્યો નહીં. છેવટે એ નર્મદાદેવી ત્યાંથી ચવીને આ નર્મદાસુંદરી થઈ છે. જ્યારે આ નર્મદા ગર્ભમાં હતી, ત્યારે તેણીના પૂર્વના અભ્યાસને લીધેજ તેણીની માતાને નર્મદા નદીમાં ન્હાવાનો દોહદ થયો હતો. પૂર્વે તેણીએ સાધુને ઉપસર્ગ કર્યો હતો, તેને લીધે આ સતીને મિથ્યા કલંક લાગ્યું હતું અને તે દુઃખી થઇ હતી."

ધર્માચાર્ય આર્યસુહસ્તિના મુખથી પોતાનો પૂર્વભવ સાંભળતાંજ નર્મદા સતીને જાતિસ્મરણ જ્ઞાન થઇ આવ્યું અને તે સાથેજ તીવ્ર વૈરાગ્ય થવાથી તે મહાસતીએ આચાર્યની

પાસે દીક્ષા ગ્રહણ કરી. પવિત્ર નર્મદા કેળવણી પામેલી હોવાથી આચાર્યે તેણીને સર્વ સાધ્વીઓમાં પ્રવર્ત્તિનીનું પદ આપ્યું હતું. જે પદ મેળવી તે મહાસતીએ ઘણી શ્રાવિકાઓનો અને સાધ્વીઓનો ઉદ્ધાર કર્યો હતો. છેવટે ઉગ્ર તપસ્યા કરતાં તે નર્મદા સાધ્વીને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું હતું, જે જ્ઞાનનો સારો ઉપયોગ કરી તે સતીએ ચારિત્ર ધર્મની સત્કીર્ત્તિને આ ભારતવર્ષ ઉપર ફેલાવી હતી.

એક વખતે સાધ્વી નર્મદા વિહાર કરતાં ચંદ્રનગરમાં આવ્યાં હતાં. ત્યાં તેમણે શ્રાવિકાઓના સમાજ વચ્ચે એવી ઉપદેશ વાર્ત્તા કરી કે, જેથી તેમની ધર્મકીર્ત્તિ ચારે તરફ પ્રસરવા લાગી. તેમની સત્કીર્ત્તિ સાંભળી તે સતીનો પૂર્વ પતિ મહેશ્વરદત્ત જે કે ત્યાં રહેલો હતો, તે સાધ્વીને નમન કરવા આવ્યો. તે સાધ્વીના મુખથી ધર્મવાર્ત્તા સાંભળી ખુશી થયો. પછી તેણે વિનયથી સાધ્વીને પુછ્યું કે—"મેં મારી સ્ત્રીને કલંકિત જાણીને તજી દીધી, તો તે કલંકિત હતી કે નહીં?" સાધ્વીએ કહ્યું, તે તો નિષ્કલંક અને સતી હતી. આ સાંભળતાંજ મહેશ્વરદત્ત પોતાના આત્માને ધિક્કારવા લાગ્યો. "અરે! એ મેં એ નિર્દોષ સતીને ઘણી દુઃખી કરી, તે બીચારીનું જંગલમાં શું થયું હશે?" મહેશ્વરદત્તને આમ દુઃખી થતો દેખી સાધ્વીએ કહ્યું, "તે તારી સતી પ્રિયા હું પોતેજ હતી." તે સાંભળી મહેશ્વરદત્ત સાનંદાશ્ચર્ય થઇ ગયો અને પોતાના મનમાં ઘણોજ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. "ધિક્કાર છે મને! કે મેં તમને ભયંકર જંગલમાં એકલા તજી દીધા!! મારા જેવો પતિત કોઈ પાપિષ્ટ નહીં હોય?" સાધ્વી બોલ્યા— "શાંત થાઓ. વૃથા ખેદ કરો નહીં, તેમાં તમારો દોષ નથી. સર્વ પ્રાણી પોતાનાં કર્મને અનુસારે સુખદુઃખ ભોગવે છે." આ-

હૃત શાસ્ત્રમાં કહ્યું છે કે, "સર્વ પ્રાણીઓ પૂર્વ કર્મની પ્રેરણાથી પ્રવર્ત્તે છે તેમાં કોઇનો દોષ નથી, દોષ તો ફક્ત તેઓના આત્માનોજ છે." પછી તેણે નર્મદાસુંદરીની ક્ષમા માગી, તેણીના ગુરૂ આર્યસુહસ્તિની પાસે દીક્ષા લીધી. પાછળથી ઋષિદત્તાએ પણ દીક્ષા લીધી હતી. મહેશ્વરદત્ત અને ઋષિદત્તા સર્વ કર્મનો ક્ષય કરી તે નર્મદા નદીના પવિત્ર તીર ઉપર મુક્તિ પામ્યાં હતાં. ત્યાં દેવતાઓએ આવી નર્મદા સતી વિગેરે બધાનો મહોત્સવ કર્યો હતો. ત્યારથી લોકોમાં એ **નર્મદાનું** પવિત્ર તીર્થ વિખ્યાત થયું છે.

સાંપ્રતકાળે નર્મદાનું તીર્થ મિથ્યાત્વીઓને હસ્તગત થયું છે, પણ તે પ્રાચીનકાળે જૈનતીર્થ હતું. જૈનસતી નર્મદાસુંદરીના પવિત્ર જીવનનો કીર્ત્તિસ્તંભ એ તીર્થમાં સ્થાપિત થયો હતો. તે મહાસતીએ પોતાના જીવનમાં ઘણું ગ્રહણ કરવા યોગ્ય બતાવી આપ્યું છે. ઉત્તમ કેળવણી, સદાચરણ, પતિવ્રત, સ્વામીપર દૃઢ પ્રીતિ અને અચળ શીળવ્રત એ વિગેરે સદ્‌ગુણો નર્મદાસુંદરીના જીવનમાંથી દરેક શ્રાવિકાને શીખવાનાં છે. તે સાથે શીળવ્રત પાળવામાં તે મહાસતીએ જે હીંમત દર્શાવી હતી, તે અલૌકિક હતી; તેમજ તેણીના પતિએ નઠારી શંકા લાવી તેણીનો ત્યાગ કર્યો, તથાપિ અખંડિત પતિભક્તિ રાખી પતિની નિંદા કરી નહીં—એ મહાગુણો સન્નારીને અવશ્ય અનુકરણ કરવા યોગ્ય છે. ધન્ય છે, નર્મદા સતી તને કે તેં શીળરૂપ રત્નને સાચવવા હરિણી વેશ્યાના તથા રાજાના વૈભવ સુખને પણ ધિક્કારી કાઢ્યું ! ! કોઈ પણ લાલચના લોભમાં લપટાઇ નહીં. અંતે સાધર્મી બંધુઓનો અને સાધર્મી બ્હેનોનો ઉપદેશથી ઉપકાર કરી તે આ ભરત ક્ષેત્રમાં અમર નામના રાખી ગઈ છે, ધન્ય છે આવી શ્રાવિકા સતીને ! ! !



# સીતા.



મિથિલાનગરીમાં **જનક** નામે હરિવંશી રાજા હતો. તે **વાસુકિ** નામના રાજાની **વિપુલા** નામની રાણીના ઉદરથી જન્મ્યો હતો. તેને **વિદેહા** નામે સ્ત્રી હતી. તે વિદેહાએ પુત્ર પુત્રીના જોડાને સાથે જન્મ આપ્યો હતો. તેમાં જે પુત્ર જન્મ્યો તેને સૌધર્મ દેવલોકનો **પિંગળ** નામનો દેવ પૂર્વના વૈરથી હરિ ગયો, તેને હરિને પિંગળ જતો હતો, ત્યાં માર્ગમાં તેને દયા ઉપજી એટલે તેને કુંડળ વગેરે આભૂષણો પેહેરાવી વૈતાઢ્ય પર્વતના વનમાં છોડી દઇ ચાલ્યો ગયો હતો. તે વખતે રથનૂપુર નગરનો રાજા **ચંદ્રગતિ** ત્યાંથી નીકળ્યો, તેણે એ નાના બાળકને લઇ પોતાની **પુષ્પવતી** નામની પ્રિયાને સોંપી દીધો. પછી "પુષ્પવતીને ગુપ્ત ગર્ભ હતો, તેથી તેણીએ એક પુત્રને જન્મ આપ્યો છે," નગરમાં આવી વાત ફેલાવી તેણે પુત્રનો જન્મોત્સવ કર્યો અને તેના શરીર ઉપર ભામંડળનું ચિન્હ દેખવા ઉપરથી તેનું **ભામંડળ કુમાર** એવું નામ પાડ્યું. ચંદ્રગતિ અને પુષ્પવતીના અતિ લાડમાં ઉછરતો એ બાળક મોટો થઇ યૌવન વયને પ્રાપ્ત થયો.

પુત્રનો અચાનક લોપ થવાથી રાજા જનક અને વિદેહાએ ઘણો શોક કર્યો, પણ પછી જે પુત્રી હતી, તેણીની ઉપર પુત્રના જેવો પ્રેમ રાખી તેઓ તેને ઉછેરવા લાગ્યા. એ પુત્રીનું નામ **સીતા**

પાડ્યું. સીતા બાલ્ય વયમાંથીજ ઘણી ચાલાક, બુદ્ધિવાળી અને સદાચારને સેવનારી હતી. તેણીએ ધાર્મિક તથા સાંસારિક કેળવણી સંપાદન કરી પોતાના જીવનના આરંભ કાળને દીપાવી દીધો હતો. જ્યારે તેણી યૌવન વયને પ્રાપ્ત થઈ ત્યારે તેણીએ સ્ત્રીને યોગ્ય એવી સર્વ કળાઓમાં સારી પ્રવીણતા મેળવી હતી. સીતાને યૌવન વયમાં આવેલા જોઇ જનકરાજાને તેણીના વરને માટે ચિંતા થવા લાગી. રાજા જનક પોતાની પંડિત પુત્રીના પતિને માટે શોધ કરતો હતો, ત્યાં અચાનક યવનલોકો તેને મારવા તેના રાજ્ય ઉપર ચડી આવ્યા.

આ વખતે અયોધ્યામાં દશરથરાજા રાજ્ય કરતો હતો. તેનો **રામ** નામે કુમાર યુવરાજપદ ઉપર હતો. રાજા દશરથ જનકરાજાનો મિત્ર હતો, તેથી જનકે દૂત મોકલી દશરથરાજાને જણાવ્યું કે, "મારી ઉપર યવનલોકો ચડી આવ્યા છે, માટે મદદે આવો." તે ખબર રામના જાણવામાં આવ્યા એટલે રામ પિતાની આજ્ઞા લઇને જનકપુર આવ્યા. તેમણે ક્ષણવારમાં પોતાના બળથી તે મ્લેચ્છ લોકોને હરાવી કાઢી મુકયા; તે ઉપરથી જનકરાજા હર્ષ પામી રામને મહોત્સવ સાથે પોતાના નગરમાં લાવ્યો અને પોતાની ગુણવતી પુત્રી સીતાને આપવા તૈયાર થયો.

આ અરસામાં નારદમુની જનકરાજાને ઘેર આવી ચડ્યા. નારદનું વિચિત્ર રૂપ જોઇ સીતા ભય પામી નાસવા લાગી, અને તેણીની દાસીઓએ પણ કોળાહલ કરી મુકયો. તે સાંભળી રાજાનાં માણસો ત્યાં એકઠાં થઈ ગયાં અને તેમણે નારદને ગળે પકડી દરબારમાંથી કાઢી મુકયા. પોતાનું ભારે અપમાન થવાથી નારદને ક્રોધ ચડી આવ્યો, પછી સીતાની છબી આળેખીને તે પેલા ચંદ્રગતિ વિદ્યાધરના પુત્ર ભામંડળકુમારને બતાવી. ભામંડળકુમાર સીતાનો ભાઇ થાય છે, પણ બાળપણમાંથી જુદો

રહેલો હોવાથી તે પોતાનો સંબંધ જાણતો ન હતો, તેથી સીતાની સુંદર છબી જોઇ તે કામદેવથી વિહ્વળ થઇ ગયો.

પોતાનો પુત્ર જનકરાજાની પુત્રી સીતા ઉપર મોહિત થઇ દુઃખી થાય છે, એ ખબર જાણી તેના પિતા ચંદ્રગતિએ **ચપળગતિ** નામના એક દૂતને મોકલી જનકની પાસે સીતાનું માગું કર્યું. જ્યારે ચંદ્રગતિની માગણી આવી એટલે તેણે સ્વયંવર કરવાનો વિચાર કરી તે દૂતને કહ્યું કે, "મેં આ મ્હારી પુત્રી સીતાને દશરથરાજાના કુમાર રામને આપવી ધારેલી છે, તોપણ હવે હું પ્રતિજ્ઞા કરૂં છું કે, જે પુરૂષ મારી પાસે રહેલા **વજ્રાવર્ત્ત** નામના બે ધનુષ્યને ઉપાડી એના ઉપર પણછ ચઢાવશે તેને સીતા વરશે."

એમ કહી તેણે સ્વયંવર મંડપ રચાવ્યો અને તે બન્ને ધનુષ્યને સ્વયંવર મંડપમાં મુકી અનેક રાજાઓને આમંત્રણ કર્યાં.

ચપળગતિ દૂતે જઈ ચંદ્રગતિને એ વાત જણાવી એટલે ચંદ્રગતિ ભામંડળને લઇ જનકપુર આવ્યો. રાજા દશરથ પણ પોતાના પુત્રોને તેડી સ્વયંવર ઉપર આવી પોહોંચ્યો. બીજા અનેક રાજાઓ અને વિદ્યાધરોએ પણ એ મહોત્સવમાં ઉમંગથી ભાગ લીધો હતો. સ્વયંવરનો દિવસ આવ્યો એટલે સીતા ઉત્તમ વસ્ત્રાલંકાર પેહેરી મંડપમાં આવી ઉભી રહી. પછી જનકની આજ્ઞાથી જુદા જુદા દેશના રાજાઓએ ધનુષ્યને પણછ ચઢાવવાનો પ્રયાસ કર્યો, પણ તે બધો વૃથા થયો. તેઓ ધનુષ્યને તેના સ્થાનમાંથી ચળાયમાન પણ કરી શકયા નહીં. પછી દશરથના પુત્ર રામે ઉભા થઇ એક લીલા માત્રમાં એક ધનુષ્ય ઉપાડ્યું, ને તેના ઉપર પણછ ચઢાવી કે, તુરત સીતાએ તેના કંઠમાં વરમાળા આરોપણ કરી, એજ પ્રમાણે રામના નાના ભાઈ લક્ષ્મણે બીજા ધનુષ્યને ઉપાડીને તેના ઉપર પણછ ચઢાવી,

એટલે ત્યાં રહેલા વિદ્યાધરોએ પ્રસન્ન થઈને પોતાની અઢાર કન્યાઓ તેને આપી. આ વખતે રામના ભાઈ ભરતને પણ કનકરાજાએ પોતાની ભદ્રા નામની પુત્રી આપી હતી. પછી દશરથરાજા પોતાના પુત્રોને પરણાવી પોતાને નગર આવ્યો. ત્યાં સર્વ પ્રજા તરફથી આનંદ ઉત્સવ સાથે તેમનો પ્રવેશોત્સવ કરવામાં આવ્યો હતો.

જ્યારે રામ સીતાને પરણી ગયો, ત્યારે ભામંડળને ભારે અપશોષ થયો હતો. તે પોતાની ઈચ્છા પૂરી ન થવાથી મનમાં પરિતાપ પામતો ભામંડળ પિતાની સાથે આવતો હતો, ત્યાં આકાશવાણી થઈ કે, " હે ભામંડળ, ખેદ કરીશ નહીં, તે સીતા તારી બ્હેન છે, અને જનક તારા પિતા છે, કોઈ દેવે તારૂં હરણ કર્યું હતું, તેથી ચંદ્રગતિના હાથમાં તું આવી પડયો છે." એ સાંભળી ભામંડળ સીતાને બ્હેન જાણી અને જનકને પિતા જાણી પાછો વળ્યો અને હર્ષથી તેમને મળ્યો હતો. પછી પોતાની બ્હેન સીતાની ક્ષમા માગી અને પોતાના પિતા જનકરાજાની રજા લઈ ચંદ્રગતિની સાથે પાછો પોતાને નગરે ગયો હતો.

રામ પોતાની રાજધાનીમાં આવી સીતાની સાથે ગૃહસંસારનું ઉત્તમ સુખ લેતા હતા. સીતાએ સ્ત્રી ધર્મનું ઉત્તમ શિક્ષણ મેળવ્યું હતું, તેથી દશરથના રાજકુટુંબમાં તે ઘણી માનેતી થઇ પડી હતી. અનેક દાસ અને દાસીઓ છતાં સીતા પોતાના પતિ રામની જાતે સેવા કરતી, તેથી તે પતિના પ્રેમનું પૂર્ણ પાત્ર બની હતી. ધાર્મિક અને સાંસારિક કેળવણી પામેલી સતી સીતા દશરથરાજાના રાજ્યની સર્વ પ્રજામાં સારી કીર્ત્તિ પામી હતી. તે જૈનપર્વને દિવસે દરેક જિનાલયોમાં અને ધર્માલયોમાં પોતાની જાતે જતી અને ત્યાં અનેક જાતનાં ધાર્મિક કાર્યો કરતી હતી. કોઇ પણ શ્રાવક દુઃખી જણાય તો તેના ઉદ્ધાર કરવાને

તે પોતાનો ઉદાર હાથ લંબાવતી હતી. આથી સતી સીતાના મેહેલ આગળ અનેક દુઃખી જનો આશ્રય લેવાને આવતાં હતાં.

રામને **કૈકેયી** નામે એક ઓરમાન માતા હતી. તેણીના ઉદરથી **ભરત** નામે એક કુમાર થયો હતો કપટી કૈકેયીએ પૂર્વે રાજા દશરથ પાસેથી એવું વચન લીધેલું કે, " તેણીના પુત્ર ભરતને રાજ્ય આપવું અને રામને વનવાસ આપવો." આથી દશરથને ભરતને રાજ્ય આપવું પડયું અને રામને વનવાસ ગ્રહણ કરવાની આજ્ઞા કરવી પડી. પછી સત્ય પ્રતિજ્ઞાવાળા દશરથ રાજાએ ભરતને રાજ્ય આપી **સત્યભૂતિ** આચાર્યની પાસે દીક્ષા લીધી હતી. પિતાનાં વચનને પાળનાર રામ જ્યારે વનમાં જવાને તૈયાર થયા તે વખતે પતિભક્તિમાં પ્રેમવાળી સતી સીતા આગ્રહ કરી તેમની સાથે જવાને તૈયાર થયા. પોતાના બંધુ રામ જ્યારે વનમાં જવા તત્પર થયા એટલે ભ્રાતૃભક્તિવાળા તેના નાના ભાઈ લક્ષ્મણે પણ સાથે આવવા આગ્રહ કર્યો. રામે સીતા અને લક્ષ્મણને સાથે લઇ જવાને અંગીકાર કર્યું.

રામ, લક્ષ્મણ અને સીતાને સાથે લઇ વનમાં ગયા તેમણે દંડકારણ્યમાં આવી વાસ કર્યો, ત્યાં રાવણે કપટથી સીતાનું હરણ કર્યું, તે ઉપરથી રામે યુદ્ધ કરી, તેમાં રાવણને મારી સીતાને પાછી આણી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. પછી રાજ્ય ઉપર બેસી રામે પોતાના ભાઇઓને જુદા જુદા દેશ વ્હેંચી આપ્યા હતા. કેટલોક સમય રાજ્ય કર્યા પછી સીતાને ગર્ભ રહ્યો અને તેથી તેણીને અનેક પ્રકારના દોહદ ઉત્પન્ન થયા, જે તેણીના પ્રિય પતિ રામે પૂરા કર્યા હતા. એક વખતે સતી સીતાનું જમણું નેત્ર અચાનક ફરકવાથી તેણીએ પોતાના પતિને તે વાત જણાવી, એટલે રામે પોતાની પ્રિયાને શાંત કરવા મધુર વચનો કહ્યાં—" પ્રિયા, તમારૂં જમણું નેત્ર

ફરક્યું, એ અપશુકન થયાં છે, તથાપિ તમે શોક નહીં કરતાં સાવધાન રહેજો. જિનાલયોમાં દીપમાળા રચાવજો અને દીન લોકોને વધારે દાન આપજો. કારણકે, દેવભક્તિ અને પાત્ર દાનનો પ્રભાવ મોટો છે." પતિનાં આવાં આશ્વાસન ભરેલાં વચન સાંભળી સીતાએ કહ્યું, "પ્રાણનાથ, હું આપના કહેવા પ્રમાણે કરીશ. આ અપશુકનથી મારા શરીરને અનિષ્ટ થાય, તેને માટે મને અપશોષ નથી, પણ તમારાથી વિયોગ થવાનો મને ભય રહે છે. કારણકે, પતિના સહવાસમાં રહેનારી શ્રાવિકાઓજ પૂર્ણ સુખી ગણાય છે. પતિની ભક્તિમાં તલ્લીન રહેનારી સ્ત્રી કદિ જંગલમાં હોય, નાની ઝુંપડીમાં હોય કે બીજાં ગમે તેવાં કષ્ટ ભરેલાં સ્થાનમાં હોય, તોપણ તે સર્વ કરતાં સુખી ગણાય છે." પ્રિયાનાં આવાં પ્રેમી વચન સાંભળી રામ પોતાના હૃદયમાં ઘણો આનંદ પામ્યા હતા.

એક વખતે રામ ન્યાયાસન આગળ બેઠા હતા, ત્યાં કેટલાએક લોકો આવી કહેવા લાગ્યા કે, "હે દેવ, માણસો એમ કહે છે કે, કામી રાવણે જેણીને પોતાના આવાસમાં છ છ માસ સુધી રાખી એવી સીતા સતી કેમ કહેવાય? હે રાજા, જેમ તેલનું બિંદુ પાણીમાં પ્રસરી જાય, તેવી રીતે આ લોકાપવાદ નગરમાં બધે પ્રસરી ગયો છે; માટે તે અસત્ય હોય નહીં." તે સાંભળી રામ ક્ષણવાર બોલ્યો નહીં. પછી તેણે વિચારીને કહ્યું કે, "તમે કહો છો, તે ખરી વાત છે, એવો લોકાપવાદ ચાલે તે સારો નહીં. હું કોઈ પણ સ્ત્રીનું આવું અકાર્ય સહન કરી શકતો નથી." એમ કહી તેણે લોકોને વિદાય કરી દીધા.

લોકોના મુખથી આવી વાત સાંભળ્યા પછી રામ રાત્રે નગર ચર્ચા જોવાને ફરવા નીકળ્યા. એક મોચીના ઘર પાસે

આવી તે ઉભા રહ્યા, તે વખતે બાહેર જઇ ઘણી વારે આવેલી પોતાની સ્ત્રીને મોચીએ પાટુ મારીને કહ્યું, "તું અત્યારસુધી કયાં ગઇ હતી?" પેલીએ ઉત્તર આપ્યો, "તમે તો રામ જેવાથી પણ બહુ વધારે જણાઓ છો,! રામે તો રાવણના ઘરમાં રહી આવેલી સીતાને શુદ્ધ માની, અને તમે તો હું ઘડીવાર બીજે રહું, તે ખમી શકતા નથી; તેનું શું કારણ?" મોચીએ કહ્યું, "હું રામના જેવો સ્ત્રીને આધીન નથી કે તે સહન કરૂં." આ વચન સાંભળી રામને હાડોહાડ લાગી ગયું. તેના મનમાં પ્રેમનું જે દૃઢ બંધન હતું, તે શિથિળ થઇ ગયું. સતી સીતાની પવિત્રતાના તેને વિચાર આવ્યા નહીં. પતિપત્નીનો વિયોગ કરનાર કર્મ ઉદય આવ્યું. સતીના પ્રેમથી અંકિત થયેલા રામે વિચાર્યું કે, "સ્ત્રીને આધીન એવા મને ધિક્કાર છે!" પછી રામે ઘેર આવી પોતાના ભાઇ લક્ષ્મણને એકાંતે બોલાવી કહ્યું, "લોકો સીતાને અસતી ગણે છે, માટે મારે તેણીનો ત્યાગ કરવો પડશે." ભાઇના આવાં વિચાર જાણી લક્ષ્મણ બોલ્યો—"બંધુ, એ વાત સંભવિત નથી. મારા પૂજ્ય ભાભી સીતા સતી છે. લોકોના કહેવા માત્રથી આપ સીતાનો ત્યાગ કરશો નહીં, કારણકે, **લોકો પારકા દોષ કહેવામાં બહુ રસીલા હોય છે,** તેવા લોકોને રાજાએ શિક્ષા કરવી જોઇએ. લક્ષ્મણનાં આવાં વચન સાંભળી રામે ન્યાય વિચારી કહ્યું, "ભાઇ લક્ષ્મણ, તું કહે છે, તે સત્ય છે, તારાં ભાભી સતી છે ખરેખરી શુદ્ધ ક્ષત્રિય શ્રાવિકા છે. તેણીએ વનવાસમાં સાથે રહી આપણને પોતાનો સતીધર્મ બતાવી આપ્યો છે, તથાપિ નીતિ શાસ્ત્ર લખે છે કે, જો કદિ શુદ્ધ કાર્ય હોય, પણ જો તે લોક વિરૂદ્ધ હોય તો તેને તજી દેવું." રામનો આવો દૃઢ નિશ્ચય લક્ષ્મણથી ફેરવાઇ શકાયો નહીં. છેવટે રામે પોતાના સેનાપતિને બોલાવીને કહ્યું કે, "સેનાપતિ, તું સીતાને વનમાં મુકી આવ.

વળી હાલમાં તેણી સગર્ભા છે, તેથી એણીને સંમેતશિખર જવાનો દોહદ ઉત્પન્ન થયેલો છે, માટે ત્યાં જવાનું બ્હાનું કહી તેણીને લઈ જજો અને તેણીને ગંગાને સામે તીરે મુકીને આવજે.” ‘જેવી આજ્ઞા’ એમ કહી સેનાપતિ રથ લઇ સીતા પાસે આવ્યો. અને કહેવા લાગ્યો કે, “સ્વામિનિ, મહારાજા રામની આજ્ઞાથી હું આપને સંમેતશિખર તીર્થે લઈ જવાને આવ્યો છું; માટે આપ રથમાં વિરાજમાન થાઓ.” સીતા દોહદને વશ થઈ એ વાત સ્વીકારી તરત તૈયાર થઇને રથમાં બેઠાં. સેનાપતિ સીતાને રથમાં બેસારી એક ભયાનક અરણ્યમાં લઇ ગયો, ત્યાં તેણે સતીને વિનયથી જણાવ્યું, “હે સ્વામિનિ, તમારા પતિ મહારાજા રામે તમને અહિં તજી દેવાનું મને કહેલું છે, આવું કામ કરનારા મને ધિક્કાર છે, પણ હું કિંકરજન શું કરૂં? ધણીની આજ્ઞા દુષ્કર હોય તોપણ સેવકને કરવી પડે છે.” સેનાપતિનાં આવાં વચન સાંભળી સતી સીતાને મૂર્છા આવી ગઇ. અને તે રથમાંથી બાહેર પડી ગઇ. ક્ષણવારે મૂર્છા ઉતરી એટલે સતી વિલાપ કરતી બોલી—“સ્વામી, આપના પવિત્ર હૃદયના પ્રેમરૂપ અમૃતનો ઝરો શું એકદમ સુકાઇ ગયો? અથવા શું આ પાપિણી સ્ત્રીએ આપનો કાંઇ ભારે અપરાધ કર્યો? અચાનક આવું આમ કરવાનું શું કારણ છે? કદિ જો આપને લોકાપવાદનો ભય હતો તો, આપે ત્યાં લોકોની સમક્ષ મારી પરીક્ષા કેમ ન કરાવી? એમ કર્યું હોત તો તે તમારા ક્ષત્રિયકુળને ઉચિત હતું; આ તો તમે દયાધર્મી થઈ નિર્દય લોકોના અગ્રણી ગણાયા. કારણકે, તમે તમારી સગર્ભા પ્રિયાને વનમાં એકલી મુકવાની આજ્ઞા કરી છે. તોપણ હું આપને લેશ માત્ર વિઘ્નકારી નહીં થાઉં; કારણકે, આર્હતશાસ્ત્રના અભ્યાસથી હું જાણું છું કે, શુભ અશુભ કર્મ ઉદય આવ્યા વગર સુખદુઃખ થતાં નથી.

તેથી મારા કર્મયોગે આ બનાવ બન્યો છે. એવો મને નિશ્ચય થયો છે. રામ અને લક્ષ્મણ ચિરકાળ વિજયવંત વર્તો." આ પ્રમાણે કહેતાં સતીના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી. પછી તેણીએ સેનાપતિને કહ્યું કે, "ઉપરના મારાં વચનો તમારા રાજાને સંદેશારૂપે કહેજો."

સતીનાં આવાં વચન સાંભળી સેનાપતિ ગળગળો થઇ ગયો. તે સતીના ચરણમાં નમન કરી પોતાના આત્માને નિંદતો ત્યાંથી પાછો ફર્યો.

સેનાપતિના જવા પછી જાનકી પંચપરમેષ્ટીનું સ્મરણ કરતી જંગલમાં રહી હતી. વિપત્તિ વખતે કુલીન વનિતાએ કેવી રીતે વર્તવું જોઇએ? એ વિષે સતી સારૂં જ્ઞાન ધરાવતી હોવાથી તેણીના હૃદયમાં હિંમતનો પ્રકાશ પડતો હતો. અને તેથી તે શીળ સાચવવાના ઉત્તમ ઉપાય હૃદયમાં શોધતી હતી. અને પોતાના કર્મનો દોષ કાઢતી એ વીરરમણી જંગલમાં આમ તેમ ફરતી હતી.

જગતમાં સતીધર્મનો પ્રભાવ અદ્‌ભુત છે. શીળને સંરક્ષણ કરવાનું મહાવ્રત ચમત્કારી છે. તે મહાવ્રતની આગળ કોઈ દિવ્ય કે માનુષી શક્તિ ચાલતી નથી. સતી સીતા એ મહા વ્રતના પ્રભાવથી જંગલમાં નિર્ભય થઇ ફરતી હતી. તેવામાં પુંડરીકપુરનો વજ્રજંઘ નામે રાજા ત્યાં આવી ચડયો. વજ્રજંઘ પવિત્ર હૃદયનો હતો. સતીને જોતાંજ તેના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ, પછી તે સીતાને પોતાની બ્હેન સમાન ગણી પોતાના નગરમાં લઇ ગયો. અને પોતાંના એક જુદા મોહેલમાં તેણીને મર્યાદાથી રાખી હતી.

આ તરફ સેનાપતિ સીતાને વનમાં મુકી રામની પાસે

આવ્યો. સીતાએ જે સંદેશાનાં વચનો કહ્યાં હતાં, તે તેણે રામની સન્મુખ કહી બતાવ્યાં. તે સાંભળી રામના હૃદયમાં દુઃખ થઇ આવ્યું. પોતાની સગર્ભા સ્ત્રીને ભયંકર જંગલમાં મોકલાવી તેને માટે રામને ઘણોજ પશ્ચાત્તાપ થયો. રામ પોતાના મનમાં દીન બની ગયો. તેના દયાળુ હૃદયમાં વારંવાર સીતાનું સ્મરણ થવા લાગ્યું.

પછી રામ પોતાની પ્રિયા સીતાને પાછી લેવાને તે સેનાપતિ સાથે વનમાં આવ્યો. ત્યાં ઘણી શોધ કરી પણ મહાનુભાવા જાનકી તેને જડી નહીં. છેવટે તેના મનમાં નિશ્ચય થયો કે, "કોઇ વાઘ કે સિંહ જેવા ક્રૂર પ્રાણીએ તેણીનું ભક્ષણ કર્યું હશે. મેં બહુ ખોટું કર્યું. મારા જેવો અવિચારી મૂઢ પુરૂષ કોયજ નહીં હોય. સીતા જેવી વિદ્વાન્ અને વિવેકી વનિતાનો મેં વિનાશ કરાવ્યો. અરે ! મને સતીહત્યા લાગી." આવું વિચારી રામે ઘણુંજ કલ્પાંત કર્યું પછી ઘેર આવી સીતાની ઉત્તરક્રિયા કરી. ત્યારથી પરાક્રમી રામના મનમાંથી એ સતીનું વિસ્મરણ થયુંજ નહીં. હમેશાં સતી સીતાનાજ ધ્યાનમાં રહી તે કાળનિર્ગમન કરવા લાગ્યો.

અહીં પુંડરીકપુરમાં વજ્રજંઘ રાજાને ત્યાં સીતા સુખે રહ્યાં હતાં. પોતાના પતિએ તેણીનો ત્યાગ કર્યો હતો, તથાપિ એ સતીના પવિત્ર હૃદયમાં તેવીને તેવી પતિભક્તિ જાગ્રત રહેલી હતી. પતિએ ક્રૂરતા કરી તથાપિ તેણીના હૃદયમાં પતિ તરફ તિરસ્કાર કે અભાવ ઉત્પન્ન થયો ન હતો. તે પોતાના પૂર્વ કર્મનો દોષ જાણી હૃદયમાં પતિનું શુભચિંતન કરતી હતી. કેટલોક કાળ ગયા પછી સતી સીતાએ બે પુત્રોને જન્મ આપ્યો હતો. રાજા વજ્રજંઘે જન્મોત્સવ કરી તે પુત્રોના **લવ** અને **કુશ** એવાં નામ પાડયાં. અનુક્રમે તે બન્ને ભાઇઓ માતાના

સહવાસમાં રહી સારી કેળવણી પામ્યા હતા. રાજા વજ્રજંઘે પણ તેમને કળાશાળામાં મુકી સારા પ્રવીણ બનાવ્યા હતા. શાસ્ત્ર અને કળાઓનો અભ્યાસ કરી તે બન્ને ભાઇ બળવાન્ અને શૂરવીર થયા હતા. રાજા વજ્રજંઘે પોતાની પુત્રી શશિકળા કે જે સારી કેળવણી પામી હતી તેણીને લવની સાથે પરણાવી. તે શિવાય બીજી પણ બત્રીશ રાજકુમારીઓ રામના જ્યેષ્ઠ પુત્ર લવને વરી હતી. તેના બીજા ભાઇ કુશને માટે વજ્રજંઘે ભારતવર્ષમાં પ્રખ્યાતિ પામેલા પૃથુરાજાની સુંદરી પુત્રીનું માગું કર્યું, પણ પૃથુરાજાએ કુશના કુલ-વંશ જાણ્યા વિના પોતાની પુત્રી આપવાની ના કહી. એટલે તેણે લવ તથા કુશને સાથે લઈ પૃથુરાજાની ઉપર ચડાઇ કરી. તે યુદ્ધમાં લવ કુશે પૃથુરાજાને સૈન્ય સહિત હરાવી દીધો. સૈન્ય સાથે પૃથુરાજાને નાશી જતો જોઇ બન્ને ભાઈઓ કહેવા લાગ્યા કે, "પૃથુરાજા, અમારા જેવા વંશજોને જોઇને તમારા જેવા ઉત્તમ વંશજો કેમ નાશી જાય છે? જરા ઉભા રહો, અને અમારૂં શૌર્ય જુવો." એ પછી તેમનું એવું અસાધારણ વીર્ય દેખી પૃથુરાજા ખુશી થયો, અને તેણે વજ્રજંઘને મળીને કહ્યું કે, "આ કુમારોના બળ-પરાક્રમ જોઈ મેં એમનું કુળ જાણ્યું છે." આ વખતે અકસ્માત્ આકાશમાંથી નારદમુનિ આવી ચડ્યા. નારદને પ્રણામ કરી વજ્રજંઘ રાજાએ પુછ્યું, "આ બન્ને કોના બાળકો છે?"

નારદ બોલ્યા—રાજેંદ્ર, લોકોના અપવાદથી ભય પામી રામે પોતાની સગર્ભા સ્ત્રી સીતાને વનમાં તજી દીધી હતી. એ સતી સીતાના આ બે પુત્રો છે. તે સાંભળી કુશ બોલ્યો કે મુનિ, રામે તે સારૂં કર્યું નથી. પછી લવે પુછ્યું, મુનિરાજ, એ રામની નગરી અહીંથી કેટલે દૂર છે? તેના ઉત્ત-

રમાં નારદ મુનિ બોલ્યા- "તે નગરી અહીંથી છસો યોજન દૂર છે." એટલું કહી નારદમુનિ ચાલ્યા ગયા. પછી કુશનું ઉત્તમ કુળ જાણી પૃથુરાજાએ પોતાની **કનકમાળા** નામની કન્યાને કુશની સાથે પરણાવી. પછી વજ્રજંઘ તે બન્ને ભાઇઓને લઇને પોતાને નગરે આવ્યો.

લવ અને શશિકળા તથા કુશ અને કનકમાળા—એ બન્ને જોડીને જોઈ સતી સીતા ખુશી થઇ ગયાં. તેમના ઓવારણા લઇ સતીએ તેમને હૃદયની આશીષ આપી. પછી પોતાના મામા વજ્રજંઘની આજ્ઞા લઈ બન્ને ભાઈ કેટલુંએક સૈન્ય લઇ સીતા માતાની આજ્ઞા લઇ અયોધ્યા નગરીએ આવ્યા. તેમને સૈન્ય સાથે આવેલા જોઈ રામ અને લક્ષ્મણ કોપાયમાન થઈ તેમની સામે યુદ્ધ કરવા સામા આવ્યા. અને અયોધ્યા નગરીના સીમાડા ઉપર તેઓની વચ્ચે ભારે યુદ્ધ થયું. પરાક્રમી લવ કુશે રામની સેનાને દીનદશાએ પોહોચાડી દીધી, એટલે લક્ષ્મણે ક્રોધાતુર થઈ કુશની ઉપર ચક્ર મુકયું. પણ ચક્ર તો સતીના કુમાર કુશને પ્રદક્ષણા કરી પાછું લક્ષ્મણ પાસે આવ્યું, એટલે રામ તથા લક્ષ્મણ ખેદ પામી વિચારમાં પડ્યા કે, "શું આ નવા બળદેવ અને નારાયણ ઉત્પન્ન થયા હશે?" એટલામાં તો નારદમુનિ આકાશમાંથી આવ્યા અને રામ અને લક્ષ્મણ પ્રત્યે હસીને બોલ્યા—"અહો! તમને હર્ષને બદલે ખેદ શેનો થાય છે? પોતાના પુત્રથી પરાજય પામવો એ શું હર્ષદાયક નથી? એ વિચિત્ર છે. આ બન્ને સતી સીતાના ઉદરથી ઉત્પન્ન થયેલા આપનાજ પુત્ર છે તેઓ યુદ્ધનું બ્હાનું કરી તમને મળવા આવ્યા છે. તમારૂં ચક્ર તેને કાંઈ કરી શકયું નહીં, એજ તેની નિશાની છે; કારણકે એ ચક્ર એક ગોત્રના પુરૂષો ઉપર ચાલી શકતું નથી." નારદના આવાં વચન સાંભળી

રામ અને લક્ષ્મણે યુદ્ધ પડતું મુક્યું, એટલે વિનયવંત એવા બન્ને કુમારોએ આવી પિતાને અને કાકાને પ્રણામ કર્યા. પિતાએ અને કાકાએ તેમને સ્નેહથી આલિંગન આપ્યું. રામના રોમે-રોમ વાત્સલ્ય રસ વ્યાપી ગયો. આ વખતે બન્ને સૈન્યમાં આનંદ વર્ત્તાઇ રહ્યો હતો.

પછી રામની આજ્ઞાથી સુગ્રીવ અને વિભીષણે આવી વજ્રજંઘને કહ્યું કે, 'સતી સીતાને અયોધ્યામાં લાવો.' પછી લક્ષ્મણ પણ પોતાની પૂજ્ય ભાભીની પાસે આવ્યા અને પ્રણામ કરી બોલ્યા—'પૂજ્ય માતા, તમે આવી નગરને પવિત્ર કરો.' સીતા હર્ષનાં આંસુ લાવી બોલ્યાં—"ભાઈ લક્ષ્મણ, હું શુદ્ધ થયાં વિના નગરમાં પ્રવેશ નહીં કરૂં. મેં પાંચ દિવ્ય કરવાની પ્રતિજ્ઞા કરી છે. પેહેલા દિવ્યમાં હું બળતા અગ્નિમાં પ્રવેશ કરીશ; બીજા દિવ્યમાં અગ્નિનું પાન કરીશ; ત્રીજા દિવ્યમાં તપાવેલા તેલમાંથી કોડી કાઢી લઈશ; ચોથા દિવ્યમાં હું તોળાવીશ અને પાંચમા દિવ્યમાં એકલી જીવ્હાથી ફળ ગ્રહણ કરીશ. આ પ્રમાણે પાંચ દિવ્ય કરી, મારૂં સતીત્વ પ્રગટ કરી અને લોકાપવાદને દૂર કરી હું મારા પતિની સત્કીર્ત્તિ ફેલાવીશ." આ વખતે રામ પોતાની પ્રિયા પાસે આવી ઉભા રહ્યા. સતીએ પ્રેમપૂર્વક પતિને પ્રણામ કર્યો. સતીનાં દર્શનથી અંતરમાં આનંદ પામતા રામ બોલ્યા—"પ્રિયા, તમે શુદ્ધ સતી છો. ભારતવર્ષની સતીઓમાં મુખ્ય છો; તમારે પાંચ દિવ્ય કરી શુદ્ધ થવાની જરૂર નથી. ચાલો નગરમાં પ્રવેશ કરો." પણ સીતાએ તો એ પાંચ દિવ્ય કરી બતાવ્યા પછીજ નગરમાં પ્રવેશ કરવાની હા પાડી. સતીનો આગ્રહ જોઈ રામે એક યોજન પ્રમાણ ખાઇ ખોદાવીને તેમાં ખેરના અંગારા પૂરાવ્યા. પછી સીતા તે ખાઈની પાસે આવી અને સર્વ લોકોની સમક્ષ ઉચ્ચ સ્વરે

બોલ્યાં—"જો મેં મારૂં શીળ લેશ પણ ખંડિત કર્યું હોય તો આ અગ્નિની ખાઈ મને સળગાવી દેજો નહીં તો તે મને જળ સમાન થઈ પડજો." એમ કહી નવકાર મંત્રનું ધ્યાન ધરતી સતી સીતા સર્વની સમક્ષ પોતાને પગે ચાલી ને ખાઇની પેલે તીર ગઇ. સર્વ પ્રેક્ષકો સાનંદાશ્ચર્ય થઈ ગયા. સતીએ સર્વને પોતાના સતીધર્મનો ભારે ચમત્કાર દર્શાવી આપ્યો. જૈન-શાસનના પ્રભાવિક દેવે તેની રક્ષા કરી. 'ધન્ય છે સતી શ્રાવિકા સીતાને' એમ અયોધ્યાના પ્રજાવર્ગ ઊંચે સ્વરે કહેવા લાગ્યો. સતીની આવી અદ્ભુત શુદ્ધિ જોઈ રામના મનમાં ભારે પશ્ચા-ત્તાપ થયો. રામે વિચાર્યું, "અહા! મેં આવી પવિત્ર સતીને વૃથા સંકટમાં નાંખી." પછી સીતા શુદ્ધ થઈ પતિની પાસે આવી પ્રણામ કરી ઉભી રહી. રામના નેત્રમાંથી અશ્રુની ધારા ચાલતી જોઈ સતીએ કહ્યું, "હે જગદ્વીર સ્વામી, તમે 'મેં આને કારણ વગર દુઃખ દીધું' એમ વિચારી દુઃખી થશો નહીં. મારા કર્મયોગેજ હું દુઃખી થઇ છું. આ અગ્નિમાં પણ તેવાજ યોગે પડી હતી, પણ તેમાંથી મારા હૃદયમાં રહેલા આપેજ મને ઉગારી છે." અહા! કેવી પતિભક્તિ! કેવો શુદ્ધ પ્રેમ! સીતા, ધન્ય છે તને! તારા જેવી શ્રાવિકા સતી-થીજ આ ભારતભૂમિ વિભૂષિત છે. પછી બીજા લોકો કહેવા લાગ્યા કે, "અસત્ય આરોપના ભયથી સીતાએ અગ્નિને પોતાના આત્માની આહૂતી આપી તો અગ્નિ પણ તેના શીળના પ્રભા-વથી શીતળ થઈ ગયો; એજ આ સીતાનું સતીપણું બતાવી આપે છે."

પછી સીતાને બીજા દિવ્ય કરવાની જરૂર રહી ન હતી, તે-વામાં ત્યાં ચતુર્જ્ઞાની **શ્રી શીળચંદ્રસૂરિ** આવી ચડ્યા. તે વખતે રામ સીતા વગેરે બધા તેમને વંદન કરવા તથા ધર્મ સાંભળવા

ગયા. સૂરિએ સર્વને ધર્મોપદેશ આપ્યો. પછી સતી સીતાએ પુછ્યું, "ગુરૂવર્ય, મેં એવું શું કર્મ કર્યું હશે કે, જેથી મ્હારે માથે આવું કલંક આવ્યું?" એ ઉપરથી સીતાના તેમજ લોકોના બોધને અર્થે ગુરૂએ કહ્યું, "શ્રાવિકા, આર્હતશાસ્ત્રમાં કહ્યું છે કે, આત્માના હિતને ઇચ્છનારા પુરૂષે દુઃખકારી, અસત્ય, બીજાને આળ ચઢે તેવા, ચાડીના અને મર્મને ભેદે એવાં વચનો બોલવાં નહીં. કદિ પારકા છતાં દોષ હોય તોપણ તે કહેવા ન જોઇયે. તો પછી અછતાં દોષ શી રીતે કહેવાય? જે દુર્બુદ્ધિ પુરૂષ બીજાને ખોટું આળ દે છે, તે પુરૂષ લોકમાં નિંદાય છે અને આકરાં દુઃખ પામે છે. તેમાં જે પુરૂષ મત્સરભાવથી પાંચ સમિતિને ધારણ કરનારા, શુદ્ધ ભાવવાળા અને બ્રહ્મચારી એવા સાધુને ખોટું આળ આપે, તે પુરૂષ તારી જેમ દુઃખી થાય છે." આ ભરતક્ષેત્રમાં **મૃણાલિની** નામે નગરીમાં **શ્રીભૂતિ** નામે પુરોહિત હતો. તેને **સરસ્વતી** નામે સ્ત્રી હતી. તેઓને **વેગવતી** નામે એક પુત્રી થઇ હતી. એક વખતે તે નગરીના ઉદ્યાનમાં એક તપસ્વી સાધુ આવી ચડ્યા. તેઓ ત્યાં કાયોત્સર્ગ કરી રહેલા હતા. લોકો તેમને વંદના કરવાને આવવા લાગ્યા. તે સાધુનું બહુ માન થતું જોઈ **શ્રીભૂતિની** પુત્રી વેગવતીના મનમાં ઇર્ષ્યા આવી, તેથી તે લોકોને કહેવા લાગી—"અરે મૂર્ખ લોકો, તમે આ સાધુને સેવો છો, પણ તે દંભી અને કપટી છે. તેના કરતાં બ્રાહ્મણને સેવો તો વધારે સારૂં. આ સાધુ કેવો દંભી છે, તે વાત હું સારી રીતે જાણુંછું. મેં તેને એક વખતે કોઈ સ્ત્રીનો સંગ કરતાં જોયેલો છે. હમણાં આવો ખોટો દંભ આદરી બેઠો છે." વેગવતીનાં આવાં વચનો સાંભળી લોકોનો તે સાધુ ઉપર અભાવ થઇ ગયો. આ ખબર તે સાધુએ સાંભળ્યા એટલે તે મનમાં વિચાર કરવા લાગ્યા—"મેં કદિ પણ નઠારૂં આચરણ કર્યું નથી, તે છતાં આ સ્ત્રી મને સર્વે

જનના દેખતાં આવું ખોટું આળ આપે છે, એ કેવી વાત કહેવાય? જો કે મારા મનમાં તો કાંઇ નથી, પણ આથી જિનશાસનની મોટી હીલણા થઈ છે." આવું વિચારી તે સાધુએ પ્રતિજ્ઞા કરી કે, "જ્યારે મારે માથેથી એ કલંક ઉતરશે, ત્યારે હું આહારપાણી ગ્રહણ કરીશ." એમ કહીને તે સાધુ કાયોત્સર્ગે રહ્યા. તે વખતે તે મુનિના ચારિત્રના પ્રભાવથી શાસનદેવીએ વેગવતીના શરીરમાં તેણીને શિક્ષા કરવાને માટે તીવ્ર વેદના મુકી. તેથી તેણીને એવી ભારે વેદના થવા લાગી કે તે મુખથી પણ બોલી શકી નહીં. પછી શાસનદેવી અદૃશ્ય રહી બોલ્યાં કે, "આ વેગવતીએ તીવ્ર તપસ્યા કરનારા એવા શુદ્ધ મુનિને વૃથા કલંક દીધું છે, એ સાધુ તદ્દન નિર્દોષ છે. અને આ વેગવતી દુષ્ટ છે; તેણીને હું મારી નાખીશ." આ પ્રમાણે શાસનદેવીની વાણીથી ભય પામી વેગવતી સર્વ લોકોની સમક્ષ બોલી કે, "હે મુનિ, હું તમને વંદન કરૂં છું; મેં પાપીણીએ તમારી ઉપર વૃથા દોષ મુકયો હતો." આ પ્રમાણે વેગવતી બોલી એટલે શાસનદેવીએ તેણીને સ્વસ્થ કરી. પછી તેણીએ તે સાધુની વારંવાર ક્ષમા માગી તેમની પાસે દીક્ષા ગ્રહણ કરી. દીક્ષા લીધા પછી તેણી તીવ્ર તપસ્યા કરી પોતે કરેલા કર્મને માટે ગુરૂ સમક્ષ પોતાની નિંદા કરતી મૃત્યુ પામી સ્વર્ગે ગઇ. ત્યાંથી ચ્યવીને જનકરાજાને ઘેર તું સીતા થઇને અવતરી છું. તું તારા પાપને સમ્યક્ રીતે આલોચ્યા વિના મૃત્યુ પામી તેથી તને આવું કલંક પ્રાપ્ત થયું હતું. મુનિનાં આવાં વચન સાંભળી રામ, સીતા વગેરે સર્વ રાજકુટુંબમાં ધર્મની ભાવના વિશેષ વૃદ્ધિ પામી. અનુક્રમે સીતા સતીએ વૈરાગ્યથી દીક્ષા લીધી હતી. સીતા સાધ્વીએ સારી રીતે ચારિત્ર પાળી ભારતની શ્રાવિકાઓને સારો બોધ આપ્યો હતો. સીતા સારી રીતે સંયમ પાળી મૃત્યુ પામી બારમા

અચ્યુત દેવલોકમાં ઇંદ્ર થઈ હતી. જ્યારે રામ સંસારના મોહમાં લીન હતા, ત્યારે પોતાના ઉપકારી પતિનો પૂર્વોપકાર યાદ કરી સીતાએ દેવલોકમાંથી આવીને રામને પ્રતિબોધ આપ્યો હતો. એ સતી સીતા અનુક્રમે મોક્ષમાર્ગની અધિકારી થવાની છે.

સાધર્મિ બ્હેનો, આ જૈનશાસનની મહાસતી સીતાનાં ચારિત્ર ઉપરથી તમારે ઘણો બોધ લેવાનો છે. પતિની શુદ્ધ ભક્તિ અને શીળની રક્ષા—એ બે તત્ત્વો ઉપરજ સીતાનો સતી-ધર્મ ટકી રહ્યો હતો. રામે લોકાપવાદથી ભય પામી સગર્ભા-વસ્થામાં તેણીનો ત્યાગ કર્યો હતો, તથાપિ મહાનુભાવા સીતાએ પતિ તરફ પોતાનો તેવો ને તેવો પ્રેમ જારી રાખ્યો હતો. એ તેની પતિભક્તિ કેવી ઉત્તમ હતી? અહા! કેવો પતિપ્રેમ? કેવું સીતાનું સતીત્વ કે પોતાને અનેક દુઃખો આવી પડ્યાં, પતિનો વિયોગ થયો, અનાદર થયો વગેરે અનેક આપત્તિઓ આવી પડતાં છતાં પોતાના શુદ્ધ પ્રેમને મલિન થવા દીધું નહીં; તેમજ શીળવ્રત કદિ પણ ભંગ થવા દીધું નહીં. ધન્ય છે ક્ષત્રિય શ્રાવિકા તારા સતીધર્મને!! આવી સતી શ્રાવિકાઓ જે દેશમાં ઉત્પન્ન થઇ શ્રાવક સંસારને દીપાવે છે, તે દેશને અને તે સંઘને હજાર વાર ધન્ય છે. વળી આખરે તેણીએ શ્રાવિકામાંથી સાધ્વી થઇ ચારિત્રધર્મને દીપાવી ભારતવર્ષમાં જૈનશાસનને દીપાવ્યું છે. એ સતી શ્રાવિકાથીજ રઘુવંશના તિલકરૂપ રામ વિખ્યાત થયા છે અને તે રામરાજ્યની મોટી કીર્તિ મેળવવાને આ ભારતભૂમિપર ભાગ્યશાળી થયા છે. અહો શાસનદેવ! આ ભારતભૂમિ ઉપર રામ અને સીતાના જેવા પવિત્ર મનનાં જોડાં ફરીવાર પ્રગટ કરવા કૃપા કરો; એજ અમારી નમ્ર પ્રાર્થના છે.



# સુનંદા (નંદા)



આ પવિત્ર સતી મગધદેશમાં આવેલા રાજગૃહનગરના પ્રખ્યાત્ રાજા **શ્રેણિક**ની સ્ત્રી થાય છે અને બુદ્ધિવાનોમાં પ્રખ્યાત થયેલા **અભયકુમાર** મંત્રીની માતા થાય છે. શ્રેણિક રાજા તેના પિતા પ્રસેનજિત્ રાજાના સો પુત્રોમાંહે મોટો પુત્ર હતો. તે ઘણો પુણ્યવાન્, ભાગ્યવાન્ અને આર્હતધર્મમાં આસ્તિક હતો. એક વખતે રાજા પ્રસેનજિતે પોતાના સો પુત્રોમાં રાજ્યને લાયક કયો પુત્ર છે? એમ જાણવાને પુત્રોની પરીક્ષા કરી તેમાં શ્રેણિક પસાર થયો હતો, તથાપિ શ્રેણિકને તેના પિતાએ આદર આપ્યો નહીં, તેથી તે એકલો હાથમાં ખડ્ગ લઇને રાત્રે ચાલી નીકળ્યો હતો. તે વખતે ચતુર શ્રેણિકે ધર્મનુંજ શરણ લીધું હતું. નવકાર મંત્રનું સ્મરણ કરી ચાલતાં શ્રેણિકને માર્ગમાં સર્વ પ્રકારના અંતરાય દૂર થઈ જતા હતા. એક વખતે ફરતો ફરતો શ્રેણિક **બેન્નાતટ** નામના શહેરમાં આવી ચડ્યો. તે વખતે તેણે કેટલાએક ચમત્કારી રત્નો મેળવી પોતાનાં વસ્ત્રની ગાંઠે બાંધ્યાં હતાં.

આ બેન્નાતટ નગરમાં સતી **સુનંદા**નો જન્મ થયો હતો. તેના પિતાનું નામ **ધનાવહ** શેઠ હતું. સુનંદા બાળપણથી

ઘણી ધાર્મિક, પવિત્ર અને બુદ્ધિવાળી હતી. તેણીએ માતપિતાની ઇચ્છાથી સારી કેળવણી લીધી હતી. ધનાવહ શેઠ ભોળા દીલનો અને આસ્તિક હતો. તેના નામથી જાતજાતના કરીયાણાની એક સારી દુકાન ચાલતી હતી. તે નીતિમાન્ અને પ્રમાણિક હતો. ધર્મ અને પ્રમાણિકતાને બાધ ન આવે તેવી રીતે વેપાર કરવાથી જે કાંઇ મળે તેમાં તે સંતોષ માની રહેતો હતો. તે છતાં તે હમેશાં ઉદ્યોગી હતો.

શ્રેણિક પોતાના વસ્ત્રના છેડા સાથે રત્નોની ગાંઠવાળી તે ધનાવહ શેઠની દુકાને જઇ ચડયો. ત્યાં તેણે ક્ષણવાર વિશ્રામ કર્યો, ત્યાં તો તે દુકાને ઘણાં ગ્રાહકો આવવાથી ધનાવહને મોટો લાભ થવા માંડયો. તે જોઈ ધનાવહે મનમાં વિચાર્યું કે, " આ કોઈ નવો માણસ પુણ્યવાન્ લાગે છે, તેના બેસવાથી મને દુકાનમાં ઘણો વિક્રય થાય છે, માટે હું તેનો કાંઈ સત્કાર કરૂં." આવું વિચારી ધનાવહે શ્રેણિકને કહ્યું, ભદ્ર, આ દુકાનમાં જાતજાતની ચીજો છે, તેમાંથી તમારી ઇચ્છા હોય તે ચીજ લઇ લ્યો. આ દુકાન તમારીજ છે. આ પ્રમાણે કહેતાં ધનાવહને બીજી વાત યાદ આવી—" આજ રાત્રે કોઈ દેવતાએ મને સ્વપ્નામાં આવી કહ્યું હતું કે, સવારે સાત ઘડી દિવસ ચડ્યા પછી આઠમી ઘડીએ પૂર્વ દિશામાંથી કોઇ વીશ વર્ષની વયનો શ્વેત વસ્ત્રવાળો પુરૂષ તારી દુકાને આવશે, તે તારી સર્વ આપત્તિને દૂર કરશે. એ સ્વપ્ન પ્રમાણે બરાબર તે વખતે અને તેવોજ આ પુરૂષ આવ્યો છે, માટે જરૂર આ કોઇ ચમત્કારી પુરૂષ લાગે છે."

ધનાવહ શેઠનાં આવાં વચન સાંભળી શ્રેણિક બોલ્યો—" શેઠ, તમે મારી ઉપર આટલો બધો સ્નેહ કેમ કરો છો ? એ તો તમારો સ્વભાવજ એવો હશે." શેઠ હસીને બોલ્યો—" આ સંસારમાં સર્વને પોતાનો અર્થ પ્રિય હોય છે, પારકો

અર્થ કાંઈ પ્રિય હોતો નથી.” ત્યારે શ્રેણિકકુમાર બોલ્યો—“તમારે પોતાનો શો અર્થ છે? ત્યારે શેઠે પોતાના સ્વપ્નાની વાત કહી અને પછી કહ્યું કે, તે દેવ એવું સ્વપ્ન આપી વિજળીની પેઠે અંતર્ધાન થઈ ગયો. પછી પ્રભાતે ઉઠીને મેં વિચાર્યું કે, (આ સ્વપ્ન તો ઉત્તમ છે.) પછી જેવો સમય થયો તેવાજ મેં આપને તેવાજ લક્ષણ ગુણવાળા જોયા.”

ધનાવહ શેઠનાં આવાં વચન સાંભળી શ્રેણિકકુમાર વિચારવા લાગ્યો કે, “આ શેઠ ભોળો લાગે છે. તે કાંઈ પણ છાનું રાખતો નથી. પછી જેમ જેમ તે સ્વપ્નાનું સ્વરૂપ કહેતો ગયો, તેમ તેમ કુમાર મનમાં કૌતુક ધરવા લાગ્યો, એટલામાં તે કુમારની દૃષ્ટિ દુકાનમાં એક વસ્તુ ઉપર પડી, તે જોઇને તેણે શેઠને પુછ્યું કે, ‘એ શું છે?’ શેઠે કહ્યું, તે ધૂળ છે. તેની વાત સાંભળો. એક કોઈ બીજા બંદરનું વાહાણ હતું, ચોર લોકોએ તેને સમુદ્રમાં જતું પકડયું અને અહીં લાવીને તેમણે દ્રવ્યથી ભરેલું તે વાહાણ મને સોંપ્યું. એ ચોરો નાશી ગયા, પછી રાજાને ખબર પડી એટલે રાજાએ મારૂં સર્વસ્વ દંડમાં લઈ લીધું અને મારી શેઠની પદ્વી પણ લઇ લીધી. વાહાણમાં જે કરીયાણું ભર્યું હતું, તે લઇ લીધું. પછી વાહાણની નીચે ધૂળ ભરેલી હતી તે જોઇ રાજાએ કહ્યું કે, આ ધૂળ તેને આપો કે, જેથી હવે પછી તે આવું કામ કરે નહીં. મારા જેવા આબરૂદાર શેઠીઆને માથે જ્યારે રાજાએ આ પ્રમાણે કર્યું, પછી મેં વિચાર્યું કે, “મારૂં ધન તો ગયું, હવે જો આ ધૂળ પણ દૂર કરીશ તો લોકો મારી હાંસી કરશે, તેથી મેં વિચારીને ચોમાસામાં દુકાન પાસે ઘણો કચરો થાય છે, તેથી કેટલીક ધૂળ મેં દુકાન આગળ નાખી અને કેટલીક દુકાનમાંજ રહેવા દીધી.” ધનાવહનાં આવાં વચન સાંભળી શ્રેણિક બોલ્યો—“અહો જે

માણસ વસ્તુનું સ્વરૂપ જાણતો નથી, તે શાવાસ્તે ક્રય વિક્રય (ખરીદી અને વેચાણ) કરે છે? તે સાંભળી ધનાવહ બોલ્યો— "લોકો તો મારી હાંસી કરે છે, અને આપ પણ મારી હાંસી કરો છો, ત્યારે હવે મારી શી ગતિ?

શેઠને આવો દુઃખી જોઇ દયાળુ શ્રેણિક બોલ્યો—શેઠ, તમે છતી લક્ષ્મીએ શામાટે શોક કરો છો? તમારૂં તે વાહાણ ક્યાં છે? શેઠ બોલ્યો—તે તો ગંગાનદીને કાંઠે પડ્યું છે. કુમાર બોલ્યો—"ભદ્ર, જો તે વાહાણ ગંગાનદીને કાંઠે પડ્યું હોય તો તમે જઇ તેની રક્ષા કરો. આ તમારી દુકાનમાં જે ધૂળ પડી છે અને તે વાહાણમાં જે ધૂળ હોય તે ઉંચી વસ્તુ છે. તે ધૂળ છે તે ધનજ છે. તેમાંથી કોટીગમે દ્રવ્ય પેદા થાય તેવું છે. જ્યાં સુધી તે ધૂળમાંથી ધન થાય ત્યાંસુધી તમે મારી પાસે જે રત્નો છે, તેનાથી વેપાર કરો. હું દેશાંતરે જઇ પાછો આવીશ." ધનાવહ બોલ્યો—"આપ શું બોલો છો? એ તો કદિ પણ બને નહીં. આપના આગમનથી મને ઘણો લાભ થાય છે. આપનાં વચનોએ મને આપત્તિરૂપ સમુદ્રમાંથી તાર્યો છે. જો તમે અહીંથી ચાલ્યા જાઓ તો પછી દેવતાએ કહેલાં વચન નિષ્ફળ થશે અને આપની બુદ્ધિના પ્રપંચ વિના મારે તો ધૂળની ધૂળજ રહેશે. આપ કલ્પવૃક્ષ સમાન અહીં આવીને કેમ જતા રહો છો? આ ધૂળમાંથી જે લાભ થશે, તે આપણ બન્ને અડધોઅડધ વહેંચી લઇશું. જો આપ એમ નહીં કરો તો હું ગંગાનદીના પ્રવાહમાં ઝંપાપાત કરીશ."

શ્રેણિકે કહ્યું, "જો તમે મારા માતા, પિતા, કુળ અને ગામ વિષે કાંઇ નહીં પુછો તો હું અહીં કેટલાક દિવસ રહીશ." ધનાવહ બોલ્યો—"હું કાંઇ પણ નહીં પુછું, આપ સુખે રહો. મારે આપને પુછવાનું શું કામ છે? મારી વસ્તુ અને આપની

બુદ્ધિ. આપ બુદ્ધિના બળથી આ વસ્તુ સુખેથી વેચો. જે મૂલ્ય આવશે તે આપણે અરધોઅરધ વ્હેંચી લઇશું." આ પ્રમાણે કહી ધનાવહ શ્રેણિકને પોતાને ઘેર તેડી ગયો. અને ત્યાં તેણે તેનું આતિથ્ય કરવા માંડ્યું.

ધનાવહની પુત્રી સુનંદા શ્રેણિકને જોઈ વિચારમાં પડી. તેના પવિત્ર હૃદયમાં પ્રેમનાં અંકુર ઉદ્દિત થઈ ગયાં. શ્રેણિકનાં દર્શન થતાંજ તેણીએ વિચાર્યું કે, "આ કોઇ સુલક્ષણ કુમાર દેખાય છે, તેની ભવ્ય આકૃતિ ઉપરથી તેની ધાર્મિક, ઉદાર અને દયાળુ વૃત્તિ દેખાઈ આવે છે. વળી આ પવિત્ર પુરૂષને જોતાંજ મારા શુદ્ધ હૃદયમાં પ્રેમની વિકારી લાગણી પેદા થઇ છે, તેથી તેનો અને મારો પૂર્વનો સંબંધ દેખાય છે. આજસુધી ઘણાં પુરૂષો જોવામાં આવ્યા, તથાપિ કોઇની ઉપર મારી આવી મનોવૃત્તિ થઇ નથી. જો આ પવિત્ર કુમાર મારો ભર્તાર થાય તો મારા પૂર્વ પુણ્યનો ઉદય થાય." આવું વિચારી તે બાળા પોતાની માતાને કહેવા લાગી—માતા, તમારી પાસે કહેવું તે યોગ્ય નથી, તથાપિ મારાથી કહ્યા વિના રહી શકાય તેમ નથી. માતાએ કહ્યું, વત્સે, જે કહેવાનું હોય તે સુખેથી કહે. લાયક વયની પુત્રીની સાથે માતાએ સખીભાવથી વર્ત્તવું જોઇએ; તેથી તું શરમ છોડીને કહે. સુનંદા લજ્જાથી બોલી—"માતા, આપણે ઘેર જે ગૃહસ્થ અતિથિ આવેલ છે, તે મને સર્વ રીતે ધાર્મિક, પવિત્ર અને સત્પાત્ર લાગે છે, તેવા સત્પાત્ર અને યોગ્ય પુરૂષની સાથે મારો વિવાહ કરો તો હું તમારો મોટો ઉપકાર માનીશ. વળી કુલીન કન્યાઓ જે પુરૂષને મન વચનથી વરે છે, તે પુરૂષ શિવાય બીજા પુરૂષને વરતી નથી."

સુનંદાનાં આવાં વચન સાંભળી તેની માતા રીસ કરીને બોલી—પુત્રી, તું કેળવણી પામેલી છું, તે છતાં આવાં નિ-

લેજ વચન કેમ બોલે છે? વિવાહની વાતમાં છોકરી કે છોકરાએ ધ્યાન આપવું ન જોઇએ. તે વિચાર અને કર્ત્તવ્ય વડિલનું છે. જ્યારે છોકરાં આ પ્રમાણે પોતાની ઇચ્છા પ્રમાણે બોલનારા થાય તો પછી વડિલની મર્યાદા શી રીતે રહે? બ્હેન તું મોટા કુળમાં જન્મેલી, છતાં આવું કેમ બોલે છે? તારી લજ્જાળુ પ્રકૃતિ ક્યાં ગઇ?

સુનંદા બોલી—માતા, એમ ન બોલો. કેળવણી પામેલી કુલીન કન્યા વિપરીત માર્ગે ચાલે નહીં. કોઇ પણ પુરૂષ સર્વ રીતે યોગ્ય લાગે તો કન્યાએ પોતાની રૂચિ દર્શાવવી—એમાં શો દોષ છે? વિશ્વમાં સ્વયંવરની રીતી સર્વથી શ્રેષ્ઠ ગણાયેલી છે. માતા, આથી મારા શીળને માટે શંકા લાવશો નહીં. મારૂં શીળ મેરૂપર્વત સમાન નિશ્ચળ જાણજો માતા, મારે માટે મનમાં બીજો કાંઇ પણ વિકાર લાવશો નહીં. હું શ્રાવક કુળની કુલીન કન્યા છું. આર્યોમાં શ્રેષ્ઠતાથી પ્રખ્યાત ગણાતી શ્રાવકકોમનું મને પૂર્ણ અભિમાન છે. વળી હું તમારા જેવી સુશિક્ષિત અને કુલીન માતાની પુત્રી છું. બા, હવે મારો સંકલ્પ સિદ્ધ થઈ ચુકયો છે. જે પતિ મેં મનમાં ધાર્યો છે, તેજ મારે આ જન્મમાં પતિ થાઓ; નહીં તો હવે મારે સંયમનુંજ શરણ છે. જો એ પતિની સાથે સંસારનો માર્ગ નહીં મળે તો પછી હું મારા જીવનને સંયમના પવિત્ર માર્ગ ઉપર લઈ જઇશ. આ પ્રમાણે માતા અને પુત્રી વાતચીત કરતાં હતાં, તે વખતે ત્યાં આવી ચડેલા ધનાવહના સાંભળવામાં તે વાત આવી ગઈ. ધનાવહ ઘરમાં આવીને બોલ્યો—"આ શ્રેષ્ઠ વર ઘેર આવ્યો છે અને આ પુત્રી પણ વિવાહ યોગ્ય થઈ છે, જો એ બન્નેનાં લગ્ન થાય તો તે લગ્ન સમાગમ ચંદ્ર અને રોહિણી, સૂર્ય અને રત્નાદેવી, કામદેવ અને રતિ, કૃષ્ણ અને રાધા, અને ઈંદ્ર અને ઇંદ્રાણીના

સમાન શોભાવંત થઈ પડે. જો કોઈ અંતરાય ન થાય તો આ યોગ ઘણોજ શ્રેષ્ઠ છે. આ બાબતમાં એટલી શંકા છે કે, તે કુમારે પોતાનું નામ, ઠામ, કુળ—ગોત્ર કે કાંઈ પણ નહીં પુછવાનો ઠરાવ કરેલો છે. તેથી આપણે તેના ગુણ ઉપરથી કુળની પરીક્ષા કરી તેને જમાતાનું પદ આપવાનું છે. તે શિવાય બીજું કાંઈ થઈ શકે તેમ નથી.”

પિતાનાં આ વચન સાંભળી સુનંદા લજ્જા છોડી બોલી—“ પિતા, એના નામ, ઠામ, ગોત્ર કે કુળ પુછવાની જરૂર નથી. આપે મને કેળવણી અપાવી છે, તે કેળવણીના પ્રભાવથી મારામાં કુળ, શીળ અને ગુણની પરીક્ષા કરવાની શક્તિ પ્રાપ્ત થઈ છે, એ ઉપરથી હું કહી શકું છું, કે, એ કુમાર ખરેખર કુલીન, ધાર્મિક અને સુશીલ છે. પ્રિય પિતાજી, આપ બીજી કાંઈ શંકા લાવી, તમારા સુવિચારને ફેરવશો નહીં. જો મને તે અંગીકાર કરે તો તેની સાથે મારાં લગ્ન કરો, નહીં તો મને દીક્ષા અપાવો.” પુત્રીનો આવો નિશ્ચય જાણી ધનાવહ શેઠ ખુશી થયો અને પોતે તે કાર્ય કરવાનો હૃદયમાં નિશ્ચય કર્યો.

પછી શ્રેણિકને બોલાવી તેની સાથે સ્નાન કરી, દેવપૂજા કરી તેઓ બન્ને સાથે બેસી મિષ્ટાન્ન જમ્યા, જમ્યા પછી ચિત્રશાળામાં જઈ ધનાવહે શ્રેણિકને વિનયથી જણાવ્યું. ‘જો આપને અરૂચિકર ન લાગે તો મારે કાંઈક કહેવું છે.’ શ્રેણિકે કહ્યું, ‘આપને રૂચે તે કહો.’ પછી શેઠે કહ્યું, ભદ્ર, આ મારી પુત્રી સુનંદાને આપ પરણો. એ બાળા તમનેજ વરી ચુકી છે. જો તમે તેનો અંગીકાર નહીં કરો તો તે ચારિત્ર લઈ પોતાનું જીવન નિર્ગમન કરશે. બીજા પુરૂષને નહીં વરે.

ધનાવહનાં આ વચન સાંભળી શ્રેણિકે હૃદયમાં વિચાર્યું કે, “ આ કન્યા વિદ્વાન્ અને ધર્મિષ્ઠ છે, માટે પરણવાને યોગ્ય છે.

વળી તેણીની મારે માટે ભારે પ્રતિજ્ઞા છે, તેથી તે સતી છે." આવું હૃદયમાં વિચારી કન્યાની પરીક્ષા કરવાને તેણે કહ્યું, શેઠ, તમારી પુત્રી ઘેલી લાગે છે, તે જેને જેને દેખશે તેને તેને વરશે તો પછી તેની મૂર્ખોની પંક્તિમાં ગણુના થશે. નામ, ઠામ, કુળ, ગોત્ર વગેરે જાણ્યા વિના વરને વરવાની વાત કરે છે તો સમજવું કે, એ ઘેલી થઈ છે. આ સાંભળી કુમારીકા લજ્જા છોડી બોલી—"ભલે એનેજ વરીશ. રાજહંસનું કુળ કોણ પુછે? તેમનું કુળ તો ઉત્તમજ હોય તેમની વાણીજ કુળાચારને જણાવી આપે છે." સુનંદાની આવી દ્રઢતા જોઇ શ્રેણિક હૃદયમાં ખુશી થયો. "ખરેખર રાજહંસી માંનસ સરોવર ઉપરજ રૂચિ ધરાવે છે બીજે નહીં; તેમ આ સતી બાળા મારે વિષેજ આસક્ત છે." આવું ચિંતવી કુમારે હસતાં હસતાં કહ્યું. હે કુમારિકા, હું તને વરૂં તેમાં તને શો લાભ છે? હું વિદેશી છું ઘડીમાં અહીં ને ઘડીમાં બીજે. મારો મેળાપ વાદળની છાયા જેવો છે. સુનંદાએ કહ્યું,— "આપનું વચન સત્ય છે. વાદળને આધારે ચંદ્ર અને સૂર્ય છે, વાદળને આધારે વર્ષાદનું પૂર છે, વાદળને આધારે તારા મંડળ છે, અને સર્વ લોક પણ વાદળને આધારે છે, તેમ હું પણ આપને આધારે છું, માટે કૃપા કરી મારો હાથ ગ્રહણ કરો." શ્રેણિકે ફરીથી કહ્યું, "બાળ શ્રાવિકા, લાંબો વિચાર કરજે. મારી સાથે તારો વિવાહ સ્વપ્નાના જેવો થશે, કારણકે, પાણિગ્રહણ કર્યા પછી તરતજ હું વિદેશમાં ચાલી નીકળીશ. જેની સાથે લગ્ન થયાં હોય તે પુરૂષ જ્યારે ચાલી નીકળે તો પછી વિવાહિત વનિતાની શી ગતિ થાય?" સુનંદા બોલી—"મારો નિશ્ચય આપ જાણતા નહીં હો. હું તો દીક્ષા લેવાનોજ નિશ્ચય કરી બેઠી હતી. તેવામાંજ તમે આવી ચડ્યા તમને જોતાંજ મારી મનોવૃત્તિ સંસારમાર્ગનો સ્વાદ લેવા તત્પર થઈ છે. હવે મેં એ મા-

તેમાંથી એક માર્ગનો નિશ્ચય કર્યો છે, કાંતો આપનો હાથ ગ્રહણ કરવો અથવા તો સંયમ ગ્રહણ કરવો. કદિ આપ મને પરણીને જતા રહેશો, તો હું ઘેર રહી ખુશીથી શીળવ્રત પાળીશ. આ બાળ શ્રાવિકા શીળવ્રતનું માહાત્મ્ય જાણે છે. સ્ત્રી કેળવણીના મહાસાગરનું મથન કરી મેં શીળરત્નને પસંદ કરી સ્વીકાર્યું છે. શીળવતી શ્રાવિકાઓના ચરિત્રો વાંચ્યાં છે. મનને ચમત્કાર કરે તેવા શીળના ચમત્કારો મારા હૃદયમાં સ્થાપિત થયેલા છે."

સુનંદાના આવાં વચન સાંભળી, શ્રેણિક ખુશી થઈ ગયો. તત્કાળ તેણે ધનાવહ શેઠને કહ્યું કે, "આજનો શુભ દિવસ છે અને આજની લગ્ન વેળા ઉત્તમ છે. આપને જે રૂચે તે કરો." કુમારના મુખમાંથી આ વચન નીકળતાંજ ધનાવહને હર્ષનો પાર રહ્યો નહીં. તેણે તરત ઉત્સવપૂર્વક સુનંદાને શ્રેણિકની સાથે પરણાવી.

એક વખતે શ્રેણિક દુકાન ઉપર બેઠેલો છે, તેવામાં નગરમાં પડહ વગડાતો સાંભળ્યો. શ્રેણિકે ધનાવહને તેનું કારણ પુછ્યું, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, "એક દેવનંદી નામે સાર્થવાહ ઘણી વસ્તુઓ ભરી સવાલાખ પોઠીઆ સાથે અહિં આવેલો છે. તેની પાસે એક પઢેલો પોપટ છે, તે છ છ મહિનાને છેડે બોલે છે અને પુછીએ છીએ, ત્યારે તે પોપટ સાચુંજ બોલે છે, એક વખતે દેવનંદિએ તે પોપટને પુછ્યું. "તેજમતૂરી ક્યાં છે?" ત્યારે પોપટે કહ્યું, "તે હાલ બેન્નાતટમાં, છે, તે ઉપરથી તે સાર્થવાહ ગઈ કાલે અહીં આવેલો છે. તે રાજાને ભેટ લઈ મળવા ગયો. રાજાએ તેને આવવાનું કારણ પુછ્યું, ત્યારે દેવનંદિએ કહ્યું, 'તેજમતૂરી જોઈએ છીએ.' પછી રાજાએ પોતાના મંત્રીઓને બોલાવી પુછ્યું,

ત્યારે મંત્રીઓએ કહ્યું, અહીં તેજમતૂરી ક્યાંઈ હોય એમ લાગતું નથી. ત્યારે રાજા બોલ્યો—"જે નગરમાં દરેક જાતની વસ્તુ મળે નહીં, તે શહેર કહેવાય નહીં, તે તો ગામડું કહેવાય," એમ કહી રાજા ખેદ કરવા લાગ્યો. પછી મંત્રીએ કહ્યું, "આ શહેર મોટું છે, કદિ કોઈના ઘરમાં તે હોય, માટે પડહુ વગડાવો." આવું વિચારી રાજાના આ દેશથી મંત્રીઓ આ પડહુ વગડાવે છે.

શેઠમાં આવાં વચન સાંભળી શ્રેણિકકુમાર બોલ્યો—"શેઠ, મારા કહેવાથી અને મારીપર વિશ્વાસ રાખી તમે જઈને પડહુને હાથ અડાડો. તે ઉપરથી ધનાવહુ શેઠે પડહુનો સ્પર્શ કર્યો; એટલે રાજાના સેવકોએ રાજાની પાસે જઈને કહ્યું, "ધનાવહુ શેઠે પડહુને સ્પર્શ કર્યો છે." તે સાંભળી રાજા વગેરે બધા હસવા લાગ્યા કે, "એના ઘરમાં તો ધૂળજ રહી છે; બીજું કાંઇ ધન તો રહ્યું નથી; માટે એ તો ગાંડો થયો જણાય છે. માટે જો તે ધૂડ દેખાડશે તો આપણાં નગરનું માહાત્મ્ય જશે" પછી રાજાએ ધનાવહુને પોતાની પાસે તેડાવ્યો. રાજાના સેવકોને આવતાં જોઇ ધનાવહે કુમારને કહ્યું, 'શું કરવું છે ?' આ રાજાના સેવકો આવ્યા. શ્રેણિક બોલ્યો—"તમે જરા પણ ભય રાખશો નહીં. આ રાજ્યવશીકરણ મણિ છે, તે ગાંઠે બાંધીને ત્યાં જાઓ. એ મણિના પ્રભાવથી જ્યારે રાજા ખુશી થાય ત્યારે તમારે પુષ્કળ દ્રવ્યે કરીને પણ આ શહેરની માંડવી માગવી, તેજ તમને તેજમતૂરી આપશે."

કુમારના કહેવાથી તે રત્ન લઇ રાજાની પાસે ગયો. રાજાને પ્રણામ કર્યા, તેટલામાંજ મણિના પ્રભાવથી રાજા તેની ઉપર ખુશી થઇ બોલ્યો કે, "આપણે આ ધનશેઠને માંડવીનું કામ સોંપવું છે, કદિ વધારે ધન મળે તોપણ એ કામ એના

હાથમાંથી લઇને બીજાને સોંપવું નહીં." આ પ્રમાણે શેઠને માંટવી તો મળી, પછી રાજાએ કહ્યું, "શેઠ, આ દેવનંદિ સાર્થવાહને જે જોઇએ તે અપાવજો." ત્યારે શેઠે કહ્યું, "આ સાર્થવાહને જૂની તેજમતૂરી જોઇએ છીએ કે નવી?" એ સાંભળી રાજાએ ખુશી થઈ ઉંચો પોશાક આપી ધનાવહનું સન્માન કર્યું અને પછી તેની સાથે દેવનંદિ સાર્થવાહને મોકલ્યો. ત્યાં દેવનંદિને શ્રેણિક કુમારનો સમાગમ થયો. પછી કુમારે સાર્થવાહને તેજમતૂરી બતાવી કહ્યું કે, "અગ્નિમાં એક ગદિયાણો તેજમતૂરી નાખી તેમાં જો એક ભાર—વીશ તોલા ત્રાંબુ નાખવાથી તે બધું સુવર્ણ થઇ જાય છે." તે સાંભળી સાર્થવાહ ખુશી થઈ ગયો. પછી તેને તેજમતૂરીની વાનકી બતાવવામાં આવી તે જોઇ સાર્થવાહે બેન્નાતટના રાજાની અને તેમાં વસતા ધનાવહ જેવા શેઠીઆની પ્રશંસા કરી.

પ્રસન્ન થયેલો સાર્થવાહ પછી પોતાની સવાલાખ પોઠયો, જેમાં રત્ન, સુવર્ણ, રૂપું, વસ્ત્ર, ચંદન, કપૂર, કસ્તૂરી વગેરે ઘણાં કીંમતી કરીયાણાં ભરેલાં હતાં, તે ધનશેઠના આંગણામાં લઇ આવ્યો. તે જોઇ શ્રેણિક અને ધનાવહ ચકિત થઇ ગયા. દેવનંદિએ બધી પોઠયો શેઠને સોંપી દઈ તેના બદલામાં જે ધુળ હતી તેજ તેજમતૂરી હતી તે લઇ કરી હૃદયમાં આનંદ પામ્યો. પછી ધનાવહ, દેવનંદિ અને શ્રેણિક એ ત્રણે જણે જિનાલયમાં જઇ દ્રવ્ય અને ભાવ બન્ને પ્રકારની પૂજા કરી સારી ભાવના ભાવી હતી. છેવટે દેવનંદિ રાજાની પાસે ધનશેઠની તથા શ્રેણિકની ભારે પ્રશંસા કરી અને તેઓની રજા લઇ પોતાના વતન તરફ પાછો ગયો હતો. રાજા પણ ત્યારથી ધનશેઠ ઉપર ઘણો પ્રસન્ન થયો. અને તે ધનશેઠને ભારે માન આપવા લાગ્યો.

શ્રેણિકના-પુણ્યપ્રભાવથી ધનાવહ બેન્નાતટનગરમાં મોટો ધનાઢ્ય થઈ ગયો. અગણિત યાચકો, ગુણિજનો, કવિઓ અને વિદ્વાનો ધનાવહની પાસે આવવા લાગ્યા. કુમાર શ્રેણિક પણ મોટો શ્રીમંત બની ગયો. તેણે સાત ક્ષેત્રોમાં દ્રવ્યનો ઉપયોગ કરવા માંડયો, આથી તેની ધર્મકીર્ત્તિ ચારે તરફ પ્રસરવા લાગી. અને તે લોકોમાં ગોપાળ એવા નામથી ઓળખાવા લાગ્યો.

સતી સુનંદા પિતાને ઘેર રહેતી પણ તેનું શયનસ્થાન જુદું હતું. શ્રેણિક તે સ્થાનમાં સુનંદાને મળતો અને બન્ને પવિત્ર પ્રેમનો અનહદ આનંદ અનુભવતાં હતાં. એમ કરતાં સુનંદા અને શ્રેણિકને સાથે રહેતાં બે વર્ષ વીતી ગયાં. કેળવણી પામેલી સુનંદા એકાંતે પતિના જ્ઞાનનો, રસનો અને ધર્મનો આનંદ લઇ શ્રાવિકાજીવનને કૃતાર્થ કરતી હતી. વળી તે ઉપકારી શ્રાવિકા સુનંદા પોતાના પિતા અને પતિના ધનનો સારો ઉપયોગ કરતી હતી. બાળ શ્રાવિકાઓને બોધ આપવામાં, સાધ્વીઓનો સત્કાર કરવામાં અને શ્રાવકવર્ગની નિર્ધન નારીઓનો ઉદ્ધાર કરવામાં તે પોતાની ઉત્તમ ઉદારતા દર્શાવતી હતી. વળી દેવ, ધર્મ અને ગુરૂ તરફ ભક્તિ રાખી તે સંબંધી ઉત્સવો કરવામાં તે ઘણો ઉત્સાહ ધારણ કરતી અને તેમ કરીને ધર્મનો મહાન્ ઉદ્યોત કરતી હતી. પવિત્ર હૃદયનો પિતા ધનાવહ શેઠ સુનંદાને સર્વ પ્રકારની સહાય આપતો અને સુનંદા તે સહાયનો લાભ લેવા સારા સારા સુકૃતો સંપાદન થાય તેવાં કાર્ય કરતી હતી. કોઈ કોઈવાર એ મહાસતી શ્રાવિકાઓનો સમાજ એકઠો કરી તેમાં ઉત્તમ પ્રકારનો બોધ થાય તેવાં ભાષણો કરતી અને પ્રસંગે પ્રસંગે સાધર્મિવાત્સલ્ય તથા પ્રભાવના કરી ધર્મનો પ્રભાવ વધારતી હતી.

સુનંદા પિતાના ઘરમાં રહેતી તથાપિ પોતાના પતિ શ્રેણિકના મનને અનુસરી ચાલતી હતી. એમ કરતાં સુનંદા સગર્ભા થઈ. પ્રથમ ગર્ભને લઈને સુનંદાના શરીર ઉપર ગર્ભની અસર જણાવા થવા માંડી. વારંવાર વમન, અરૂચિ અને બેચેનીના ચિન્હો થવાથી એ બાળા શરીરે અશક્ત બની ગઈ. અને તેથી તે માતાની પાસે રહેવા લાગી.

એક વખતે શ્રેણિકે પોતાની સાસુને પુછ્યું કે, "તમારી દીકરી આમ દુર્બળ કેમ થઈ ગઈ છે? તેણીને પુછો કે, એને કાંઈ દોહદ ઉત્પન્ન થયો છે? એણીને જે દોહદ ઉત્પન્ન થયો હશે તે પૂરો કરવો પડશે, નહીં તો એનું મૃત્યુ થશે." જમાઈનાં આવાં વચન સાંભળી તેની માતાએ સુનંદાની પાસે જઈને પુછ્યું—પુત્રી, તારૂં અંગ દુર્બળ થઈ ગયું છે? તને કોઈ જાતની ઇચ્છા થઈ છે? સુનંદા બોલી—માતા મારા દોહદની વાત વિચિત્ર છે. તે પૂર્ણ થવી કઠણ છે, તેથી અવશ્ય મારૂં મૃત્યુ થશે. તેની માએ કહ્યું, બેટા, સુનંદા, દીકરીએ પોતાની માને તો અવશ્ય કહેવું જોઈએ. તું જાણે છે કે, માતા પુત્રીનું વિશ્રામ સ્થાન છે. દુહિતાનાં સુખ દુઃખની તે ભાગીયણ છે. સુનંદા બોલી—માતા, ત્યારે સાંભળો: "મારી ઇચ્છા છે કે, જાણે હું હાથી ઉપર બેસી રાજમાર્ગે દાન આપતી જઉં, તે વખતે રાજા પરિવાર સહિત મારી આગળ ચાલે. વળી હું દેરાસરમાં જઈ ઉત્તમ પુષ્પોથી પ્રભુની દ્રવ્યપૂજા કરૂં, તથા સ્તવન વગેરેથી ભાવપૂજા કરૂં. રાજાના વાજીત્રો મારી આગળ વાગે, પાત્રો નૃત્ય કરે, વળી હું પંચપરમેષ્ઠી મંત્ર ભણું, બીજા પાસે માથાપર છત્ર ધરાવું, મનવાંછિત દાન આપું, સાધર્મીઓને ભોજન જમાડી વસ્ત્ર આપું દેશમાં અમારી ઘોષણા કરાવું, શીળ પાળું અને ચૈત્ય પરિપાટી કરી પાછી ઘેર આવું. તેમજ એવી પણ ઇચ્છા થાય છે

કે, ઉત્તમ સાધુઓને શુદ્ધ આહાર વોહોરાવી મારા આત્માને કૃતાર્થ કરૂં.'' માતા, કહો, આ મારા મનોરથો શી રીતે સિદ્ધ થઇ શકે ?

સુનંદાનાં આવાં વચન સાંભળી તેની માતાએ તે વાત પોતાના જમાઈ શ્રેણિકની આગળ જણાવી. સુનંદાનો આવો ધાર્મિક દોહદ જાણી શ્રેણિકના મનમાં આનંદ ઉભરાઈ ગયો. તેણે પોતાના હ્રદયમાં વિચાર્યું કે, “ જેને આવો ઉત્તમ દોહદ ઉત્પન્ન થયો છે, તેના ગર્ભમાં અવશ્ય કોઇ પુણ્યવાન્ જીવ આવ્યો હશે.'' આવું વિચારી તેણે નિશ્ચય કર્યો કે, કોઈ પણ યુક્તિથી આ સતી શ્રાવિકાના મનોરથ પૂરા કરવા.

બીજે દિવસે શ્રેણિકે ધનાવહ શેઠને પુછ્યું—“શેઠ, તમારા રાજાની પુત્રી જે જન્મથી અંધ હતી, તે હજી જીવે છે કે નહીં ?'' શેઠે કહ્યું, “તે જીવે છે અને તે જન્માંધ છે. બાલ્યાવસ્થાથી તેણી દીક્ષા લેવાની ઇચ્છાવાળી હતી, તેથી તે ઉગ્રતપસ્યા કરે છે. તેણીનાં વિશાળ નેત્રો દેખીને લોકો તો એમ જાણે છે કે, એ દેખતી છે અને તેને **સુલોચના** કહે છે. એ રાજકુમારી રાજાને અતિ વલ્લભ છે; તેથી જો કોઇ તેણીને આંધળી કહે છે તો તેને રાજા ભારે શિક્ષા કરે છે.'' ધનાવહ પાસેથી આ વાત સાંભળી શ્રેણિકે કહ્યું, શેઠજી, તમારી પુત્રીનો દોહદ પૂરવો કઠણ છે, તથાપિ તે પૂર્ણ કરવાનો એક ખરેખરો ઉપાય છે. શેઠે કહ્યું, ગઇ કાલે તમારા સાસુએ મને તે વાત કહી છે, તે ઉપરથી મને ચિંતા રહ્યા કરે છે. કહો તે શો ઉપાય છે ? શ્રેણિકે કહ્યું, “આ રત્ન લઇને રાજાની પાસે જાઓ. ત્યાં જઈ આમ કહેવું કે. આ રત્નને પાણીમાં બોળી રાજકુમારીની આંખે તે પાણી છાંટવું. તેમ કરવાથી તેણીના નેત્ર મનોહર થઈ

જશે. એમ થવાથી રાજા તુષ્ટમાન થઇ વચન માગવાનું કહે ત્યારે તમે તમારી પુત્રીનો દોહદ પૂરવાનું માગી લેજો.

જામાતાનાં આ વચન સાંભળી હૃદયમાં ખુશી થતો ધનાવહ શેઠ તે રત્ન લઇને રાજાની પાસે ગયો. ત્યાં તેણે શ્રેણિકના કહેવા પ્રમાણે કર્યું એટલે રાજપુત્રી સુલોચના ખરેખર સુલોચના થઈ ગઇ. પોતાની પ્રિય પુત્રી દેખતી થવાથી અતિશય સંતુષ્ટ થયેલા રાજાએ ધનશેઠને અર્ધ રાજ્ય આપવા માંડ્યું. ત્યારે શેઠે કહ્યું, "રાજ્યને અમે શું કરીએ? પણ હે સ્વામી, મારી પુત્રીને જે દોહદ ઉત્પન્ન થયો છે, તે પૂરો કરો." તે સાંભળી રાજા પોતાની પુત્રી સુલોચના અને સુનંદાને હાથી ઉપર બેસારી પોતે આગળ ચાલ્યો. નૃત્ય થાય છે, છત્ર ધરાય છે, ચામર વીંજાય છે અને વાજિત્રના નાદ થઈ રહ્યા છે; એવી રીતે રાજા આગળ ચાલ્યો. સુનંદાએ સર્વ જિનમંદિરોમાં પૂજા કરી, સત્પાત્ર સાધુઓને પ્રાસુક આહાર વોહોરાવ્યા અને સમગ્ર દેશમાં અમારી પડહ વગડાવ્યો. બીજા પણ સર્વ જાતના દોહદો પૂરા કરવામાં આવ્યા. સુનંદા સર્વ રીતે સાનંદા થઇ ગઇ. ત્યારથી રાજા અને ધનાવહને અને સુલોચના અને સુનંદાને ગાઢ પ્રીતિ બંધાઇ ગઇ.

સાર્થવાહ દેવનંદી ફરતો ફરતો એક વખતે રાજગૃહ નગરમાં આવી ચડયો. ત્યાં તે શ્રેણિકકુમારના પિતા પ્રસેનજિત્‌ને મળ્યો. ત્યાં પ્રસેનજિત્‌ને તેણે પુછ્યું કે, રાજેંદ્ર, આપને સો પુત્રો છે પણ અહિં નવાણું કેમ દેખાય છે? પ્રસેનજિતે કહ્યું કે, મારો શ્રેણિક નામે એક કુમાર ચાલ્યો ગયો છે. ત્યારે સાર્થવાહે ખબર આપ્યા કે, તે શ્રેણિક બેન્નાતટનગરમાં ધનાવહ શેઠને ઘેર રહેલ છે, મેં તેને જોયો છે. તે ઘણો બુદ્ધિમાન્ છે. પ્રસેનજિતે પેહેલા તો તે વાત માની નહીં, પણ સાર્થવાહે તેની

બરાબર ખાત્રી કરી આપી એટલે તેણે તે વાત માન્ય કરી પછી પુત્રને જોવાને તે ઘણો ઉત્કંઠિત થયો અને કેટલીએક સમસ્યા આપી પોતાના એક ચતુર સેવકને બેન્નાતટ મોકલ્યો. તે રાજ-સેવક બેન્નાતટ આવી શ્રેણિકને મળ્યો અને તેણે તે સમસ્યાઓ વાંચવા આપી. સમસ્યા વાંચતાંજ તેને પિતાને મળવાની ઉત્કંઠા થઇ આવી, પછી તે પોતાની સ્ત્રી સુનંદાની પાસે આવી તેણે સ્વદેશ જવાની રજા માગી. ત્યારે સુનંદા બોલી—પ્રાણેશ, હું પણ આપની સાથે આવીશ. આપના વિના ક્ષણમાત્ર પણ રહી શકીશ નહીં. આર્ય શ્રાવિકાઓ પિતાના વૈભવવાળા ઘરના કરતાં પણ પતિના સામાન્ય ગૃહને ઇચ્છે છે, તો હું આપની સાથે રાજધાનીમાં રહેવા કેમ ન ઇચ્છું ? શ્રેણિકે કહ્યું, સુંદરી, અત્યારે મારાથી તને સાથે લઇ જઇ શકાશે નહીં. આ વખતે તારે અહિંજ રહેવું. પતિને સુખ થાય તેમ વર્તવું, એ સતી સ્ત્રીનો ધર્મ છે. પતિનાં આવાં વચન સાંભળી સુનંદાએ તે વાત કબુલ કરી. પછી તે સદ્‌ગુણી બાળાએ લજ્જાથી જણાવ્યું કે, પ્રસવથી જો પુત્ર થાય તો તેનું શું નામ પાડવું ? શ્રેણિક બોલ્યો—પ્રિયા, તેં તારા ઉત્તમ દોહદથી દેશના પ્રાણિને અભય કર્યા હતા, તેથી તે પુત્રનું નામ અભયકુમાર પાડજે. સુનંદાએ ફરીથી પુછ્યું, સ્વામી, કદિ આપ મને વિલંબથી મળો અને તમારો પુત્ર સમજણો થઇ તેના પિતાનું નામ ઠામ વગેરે પુછે, ત્યારે મારે શું કહેવું ? પછી શ્રેણિકકુમારે ચિત્રશાળાના પાટડા ઉપર નીચે પ્રમાણે ખડીથી અક્ષરો લખ્યા :—

**રાજગૃહ ગામ, ગોપાળનામ, અને**
**ધવલટોડે ઘર.**

આ પ્રમાણે અક્ષરો લખી પ્રિયાને પ્રેમથી ભેટી શ્રેણિકકુમાર

છુપી રીતે ત્યાંથી ચાલ્યો ગયો હતો. તેણે કેટલાએક સૈનિકોને અગાઉથી મોકલ્યા હતા; તેની પાછળ આવીને તે તેમને મળ્યો હતો. શ્રેણિકના ગયા પછી કેટલેક દિવસે સતી સુનંદાએ એક તેજસ્વી કુમારને જન્મ આપ્યો હતો, તેનું નામ અભયકુમાર પાડવામાં આવ્યું હતું. અભયકુમાર પોતાના મોશાળમાં ઉછરી મોટો થયો ત્યારે તેને તેના માતામહ ધનાવહે જૈન પાઠશાળામાં દાખલ કર્યો હતો. અભયકુમાર ઘણો બુદ્ધિમાન્ હોવાથી તે જૈન ધર્મ, નીતિ અને વ્યવહાર શાસ્ત્રમાં સારો પ્રવીણ થયો હતો.

એક વખતે પાઠશાળામાં વિદ્યાર્થીઓની સાથે તકરાર થતાં કોઈ છોકરાએ અભયકુમારને કહ્યું કે, 'તું નબાપો છે?' તે ઉપરથી અભયકુમાર વીલે મોઢે ઘેર આવ્યો અને પોતાની માતા સુનંદાને પુછ્યું કે, માતા, મારા પિતા કોણ છે? અને તેમનું શું નામ છે? માતાએ કહ્યું, બેટા, હું કાંઇ જાણતી નથી. તારા પિતા મને પરણી તું મારા ગર્ભમાં આવ્યા પછી ઓચિંતા વિદેશ ચાલ્યા ગયા છે. તે સાંભળી અભયકુમારે કહ્યું, "જ્યારે એ ગયા, ત્યારે કંઇ કહી ગયા છે? કે કાંઇ બતાવી ગયા છે? માતાએ ઉત્તર આપ્યો, બેટા, જ્યારે તેઓ ગયા ત્યારે આ ચિત્રશાળાના ભારવટ ઉપર અક્ષરો લખી ગયા છે. પછી અભયકુમારે તે અક્ષરો વાંચ્યા, તે ઉપર પિતાનો વૃત્તાંત જાણી તે ખુશી થતો માતા પાસે આવ્યો અને તેણે કહ્યું, માતા, તે અક્ષર ઉપરથી મેં મારા પિતાની હકીકત જાણી લીધી છે, મારો પિતા રાજગૃહનો સ્વામી રાજા છે. તમે આજ્ઞા આપો તો જ્યાં મારા પિતા છે, ત્યાં હું જાઊં. તે વખતે સતી સુનંદા ખુશી થઈ અને તેણીએ પણ સાથે આવવાનું કહ્યું. પછી અભયકુમાર પોતાના વૃદ્ધ દાદા અને દાદીની આજ્ઞા લઇ માતાની સાથે રાજગૃહનગરી તરફ રવાને થયો હતો.

અભયકુમાર પોતાની માતા સુનંદાની સાથે રાજગૃહનગરીના ઉદ્યાનમાં આવી ઉતર્યો હતો. તે ઉદ્યાનમાં પોતાની માતાને રાખી અભયકુમાર એક કુવા પાસે આવી ઉભો રહ્યો, ત્યાં લોકોએ તેને કહ્યું, "આ ખાલી કુવા ઉપર ઉભા રહી જે તેની અંદર રહેલી મુદ્રિકા લઇસે, તેને શ્રેણિકરાજા અર્ધું રાજ્ય અને પ્રધાનપદ્વી આપવાનો છે." તે પછી અભયકુમારે સર્વ લોકોની સમક્ષ લીલું છાણ લાવી તે મુદ્રિકા ઉપર નાખ્યું; અને તેની ઉપર અગ્નિ ભર્યો, એટલે પેલું છાણ ચાર ઘડીમાં સુકાઈ ગયું. અને તેની સાથે મુદ્રિકા ચોટીગઈ, પછી પાસેના બીજા કુવામાંથી નીકવદે તેમાં પાણી આણ્યું, તે પાણીથી કુવો કાંઠા સુધી ભરાઈ ગયો, એટલે સુકાઇ ગયેલું છાણ ઉપર તરી આવ્યું, પછી તે મુદ્રિકા લઇ તેણે ધારણ કરી. આ ચમત્કારથી બધા લોકો આશ્ચર્ય પામી ગયા. તેમણે તે વાત જઈ શ્રેણિકને જણાવી, ત્યારે રાજા શ્રેણિક ઘણો ખુશી થઈ ત્યાં આવ્યો. અભયકુમારની સુંદર આકૃતિ જોઇ શ્રેણિકરાજાને અતિ હર્ષ થયો. રાજાએ કુમારને પુછ્યું, 'તું કોણ છે? અને કયાંથી આવ્યો છું?' અભયકુમાર વિનયથી બોલ્યો—મહારાજા, હું એક મુસાફર છું અને બેન્નાતટનગરથી આવું છું. રાજાએ આનંદથી પુછ્યું, 'તું કોનો પુત્ર છે?' કુમારે કહ્યું, હું રાજાનો પુત્ર છું. તે સાંભળી હૃદયસંતુષ્ટ શ્રેણિકે ઇંતેજારીથી પુછ્યું, "બેન્નાતટનગરમાં ધનશેઠની પુત્રી વિષે તું કંઈ જાણે છે?" કુમાર બોલ્યો,—હા, તેણીને એક પુત્ર થયો છે અને તેનું નામ અભયકુમાર પાડેલું છે. રાજાએ ઉત્કંઠાથી જણાવ્યું, "તે કેટલા વર્ષનો હશે?" કુમારે કહ્યું, "તે ઉમરમાં અને રૂપમાં મારા જેવોજ છે." રાજાએ ફરીવાર પુછ્યું, "તારે એનો એવો પરિચય કયાંથી?" કુમારે જણાવ્યું, "મારે તેની સાથે ગાઢી મૈત્રી થઇ છે, તેથી તેના વિના હું ક્ષણ પણ રહી શકતો નથી." રાજાએ કહ્યું. "જો એમ હોય તો તું તેને મુકીને અહિ

કેમ આવ્યો ?" કુમારે કહ્યું, "હું તેની સાથેજ અહિં આવ્યો છું." રાજાએ ઇંતેજારીથી પુછ્યું "ત્યારે તે કયાં છે?" કુમાર બોલ્યો—"તે તેની માતા સાથે આ પાસેના ઉદ્યાનમાં છે." કુમારનાં આવાં વચન સાંભળી રાજા ઉત્કંઠિત થઇ તેની પાછળ ચાલી ઉદ્યાનમાં આવ્યો. ત્યાં સતી સુનંદા તેના જોવામાં આવી. શ્રેણિકે પોતાની પ્રિયાને ઓળખી લીધી અને તે હર્ષાશ્રુ સહિત તેણીને ભેટી પડયો. સતી પતિનાં દર્શન કરી પરમ આનંદ પામી ગઇ. તેણીની પવિત્ર મનોવૃત્તિમાં પ્રેમનો પ્રવાહ ચાલવા લાગ્યો. શ્રેણિક સાનંદ થઇ બોલ્યો—પ્રિયા, આપણો પુત્ર કયાં છે? સુનંદા બોલી "આ ઉભો એજ તમારો પુત્ર." શ્રેણિક સહર્ષ થઇ બોલ્યો—બેટા, તું પોતેજ અભયકુમાર હતો, તે છતાં મારી પાસે યુક્તિનાં ખોટાં વચન કેમ બોલતો હતો? કુમાર બોલ્યો—"પિતાજી, હું તો હમેશાં મારી માતાના હૃદયમાંજ વસું છું, તેથી હું જે બોલ્યો, તે ખોટું નથી." અભયનાં આવાં વચન સાંભળી શ્રેણિક વધારે ખુશી થયો અને હર્ષના ઉભરાથી પોતાના પુત્રને ઉત્સંગમાં બેસારી ચુંબન કરવા લાગ્યો.

રાજા શ્રેણિકે પછી આજ્ઞા કરી નગરમાંથી પોતાનો પટ્ટ હસ્તી અને બીજી તમામ વસ્તુ મંગાવી, પછી રાજા શ્રેણિક પોતાની પ્રિયા અને પુત્રને તે હાથી ઉપર બેસારી વાજીંત્રોના નાદ સાથે નગર પ્રવેશ કરાવી પોતાના રાજમહેલમાં લઇ ગયો હતો. વિદ્વાન્ અને ચતુર અભયકુમાર જ્યારે યુવાન થયો ત્યારે રાજા શ્રેણિકે તેને મુખ્ય મંત્રીની પદ્વી આપી હતી. જે પદ્વી અભયકુમારે પોતાની તીવ્ર બુદ્ધિના પ્રભાવથી ઘણીજ દીપાવી હતી. રાજા શ્રેણિકના રાજ્યમાં અભયકુમારે જે કારભાર કર્યો હતો, તે ભારતના જૈન ઇતિહાસમાં પ્રખ્યાત છે. તેણે રાજા અને પ્રજાની ભારે પ્રીતિ મેળવી આર્હત ધર્મના

પ્રભાવિક ચમત્કારોથી આર્યપ્રજાને ચકિત કરી હતી. અને સતી સુનંદાના સતીધર્મને જગતમાં પ્રખ્યાત કર્યો હતો.

છેવટે ધર્મવીર અભયકુમારે દીક્ષા લઇ પોતાના જીવનને સુધાર્યું હતું. અને તે મોક્ષનો પૂર્ણ અધિકારી થયો હતો.

સતી સુનંદાએ પોતાના પતિ શ્રેણિકના સહવાસમાં રહી ગૃહવાસનું સંપૂર્ણ સુખ ભોગવ્યું હતું. તેણીએ કેળવણીના બળથી પોતાના સ્ત્રી જીવનને ઊંચી સ્થિતિમાં મુક્યું હતું. પરોપકારી અને દાનશીળ એવી તે શીળવતી સુંદરી પતિભક્તિ અને પ્રભુભક્તિ કરી આ વિશાળ વિશ્વમાં વિખ્યાત થઇ હતી. જૈનબાળાઓને બોધ આપવામાં અને અનાથ, અપંગ અને નિરાશ્રિત એવા સાધર્મિઓની સેવા કરવામાં તેણીએ પોતાના જીવનનો પાછલો ભાગ નિર્ગમન કર્યો હતો. એથીજ તે રાજરમણી જૈનધર્મની મહાસતીઓના મંડળમાં ગણાતી હતી. ધન્ય છે એ અભયકુમાર જેવા વીર પુત્રની માતાને!

સાધર્મી માતાઓ, અને બ્હેનો, તમે આ મહાસતીનું નિર્મળ ચરિત્ર વાંચી તેણીની પાસેથી ધાર્મિક વૃત્તિનું અને પતિભકિતનું શિક્ષણ લઇ તમારા શ્રાવિકા જીવનને ઊંચી સ્થિતિમાં મુકજો. અને પતિભકિતરૂપ કલ્પલતાનું સદા સેવન કરજો.





# ભદ્રા



આ મહાસતી રાજગૃહનગરના પ્રખ્યાત નગરશેઠ ગોભદ્રની સ્ત્રી અને **વીરશાસન**ના વિખ્યાત **દાનવીર શાળિભદ્ર**ની માતા થાય. તે પવિત્ર સતી રાજગૃહનગરમાં થઈ હતી. **ભદ્રા** જ્યારે માતાના ઉદરમાં હતી ત્યારે તેણીનાં માતાપિતાએ કોઈ જોષીને પુછ્યું હતું કે, આ ગર્ભમાંથી શું અવતરશે? ત્યારે તે વિદ્વાન્ જોષીએ કહ્યું હતું કે, "આ ગર્ભમાંથી પુત્રી અવતરશે, જેના ઘરમાં તે પુત્રી વિવાહિત થઈને જશે તેના ઘરમાં હમેશાં **ભદ્ર**-કલ્યાણની પરંપરા થયા કરશે." જોષીનાં આવાં વચન સાંભળી માતપિતા ખુશી થયાં હતાં, અને તે ઉપરથી જન્મ્યા પછી તે સતીનું નામ **ભદ્રા** પાડ્યું હતું. ભદ્રામાં તેના નામ પ્રમાણે ગુણ હતા. તેણીને તેના ઉત્સાહી માતાપિતાએ સારી કેળવણી આપી હતી. ધાર્મિક કેળવણીના પ્રભાવથી ભદ્રાના હૃદયમાં જૈનધર્મ ઉપર સારી આસ્તા થઈ હતી. તે હમેશાં સવાર સાંજ પ્રતિક્રમણ કરતી અને સામાયિક લઈ અરિહંત પ્રભુનું ઉત્તમ પ્રકારે ધ્યાન ધરતી હતી.

ભદ્રા જ્યારે વિવાહિત થઈ સાસરે આવી, ત્યારે તેણીની માયાળુ માતાએ જે બોધ આપ્યો હતો, તે ભદ્રાએ પોતાના

હૃદયમાં કોતરી રાખ્યો હતો. ભદ્રાના આવવા પછી ગોભદ્ર શેઠનાં ઘરમાં વૈભવ અને લક્ષ્મી વૃદ્ધિ પામ્યા હતા. ગોભદ્ર ભદ્રા જેવી કેળવણી પામેલી સ્ત્રીના સહવાસમાં રહી ઘણો સુખી હતો. ગોભદ્ર રાજગૃહ નગરીના રાજા શ્રેણિકનો માનિતો થઇ નગરશેઠની પદ્વિનો અધિકારી બન્યો હતો. ગોભદ્રશેઠ અને ભદ્રા શેઠાણીની ધર્મકીર્તિ આ વિશ્વના વિશાળ પટ ઉપર પ્રસરી ગઇ હતી.

એક વખતે શીળવંતી ભદ્રા સગર્ભા થઇ. તેણીએ સ્વપ્નમાં શાળનું ક્ષેત્ર જોયું, અને અનુક્રમે તેણીએ પુત્ર પ્રસવ્યો. ધાર્મિક ગોભદ્રશેઠે તે ઉપરથી તે પુત્રનું નામ શાળિભદ્ર પાડયું હતું. શાળિભદ્ર જ્યારે યોગ્ય વયનો થયો, ત્યારે તેના માતાપિતાએ તેને સારી કેળવણી લેવા નિશાળે મુકયો હતો. બુદ્ધિમાન શાળિભદ્ર થોડા વખતમાં સર્વ કળાઓનો પારંગત અને સારો વિદ્વાન થયો હતો. શાળિભદ્ર યૌવન વયને પામ્યો ત્યારે તેના પિતાએ તેને બત્રીશ સ્ત્રીઓ પરણાવી હતી. તે બધી સારા કુળવાન ગૃહસ્થોની પુત્રીઓ હતી.

શાળિભદ્રની પુણ્ય સંપત્તિ ઘણી ભારે હતી. તેના તેજસ્વી ચેહેરા ઉપર પૂર્વ પુણ્યનું મહા તેજ ચળકતું હતું. પુણ્યવાન શાળિભદ્ર તે બત્રીશ સ્ત્રીઓની સાથે એક સુંદર મેહેલમાં રહેતો હતો. અને તેમાં દેવતાના જેવું ઉત્તમ વિલાસ સુખ ભોગવતો હતો. શાળિભદ્રની સમૃદ્ધિનું વર્ણન જૈનશાસ્ત્રકારો ઉંચે પ્રકારે કરે છે. જૈન ઇતિહાસમાં શાળિભદ્રનું પુણ્ય સર્વોપરિ ગણાયેલું છે.

શાળિભદ્ર જ્યારે ગૃહસ્વામી થવાને યોગ્ય થયો. એટલે તેનો પિતા ગોભદ્ર શેઠ વૈરાગ્ય ઉત્પન્ન થવાથી મહાવીરપ્રભુની

પાસે દીક્ષા લઇ ચાલી નીકળ્યો હતો. ગોભદ્રે ચાલતી વખતે પોતાની સતી સ્ત્રી ભદ્રાની રજા લીધી હતી, તે વખતે સતી ભદ્રાએ જે વચનો કહ્યાં હતાં, તે દરેક શ્રાવિકાએ હૃદયમાં કોતરી રાખવાં યોગ્ય છે. ભદ્રા બોલી હતી કે, " પ્રાણનાથ, આપ પરલોકનો પવિત્ર માર્ગ સુધારવા પ્રવર્ત્તા છો, પણ આ આપની આશ્રિત અર્ધાંગનાનો શો વિચાર કર્યો ? આપ જાણો છો કે, સતી શ્રાવિકાનો પરમ આધાર પતિ છે. પતિ વગરનો ગૃહવૈભવ તેને શ્મશાન જેવો શૂન્ય છે. પતિ વગરની પત્નીઓને ધર્મ સાચવવો ઘણોજ મુશ્કેલ છે. પતિપ્રાણા શ્રાવિકા ગમે તેટલું ધર્મ સાધન કરે તથાપિ તેને ફળ મેળવવાનું ઉત્તમ સાધન પતિની ભક્તિ છે. પ્રાણપતિ, આ શરણરહિત શ્રાવિકાને સાથે લઇ જાઓ. હું પણ આપની સાથે સાધ્વી થઇ પરલોકનું સાધન કરવા તત્પર થઇશ."

સતી ભદ્રાનાં આવાં વચન સાંભળી ગોભદ્ર શેઠ બોલ્યો– " સાધ્વી, તમે નિર્ભય રહો. શાળિભદ્ર જેવા માતૃભક્ત પુત્રની સાથે રહેવાથી તમે સુખી થશો. પુત્રવતી સ્ત્રીઓને પતિનું અનુગમન કરવું યોગ્ય નથી. તમારે તમારા સતીધર્મનું અને શાળિભદ્ર જેવા સત્પુત્રનું શરણ છે. આપણ બન્નેના જવાથી ગૃહવૈભવમાં તલ્લીન થયેલા પુત્રને ખેદ થશે. પ્રિયા, થોડો કાળ ગૃહાવાસમાં રહી જિન ભગવંતની ભક્તિ કરો. જ્યારે સમય આવે ત્યારે તમે ચારિત્રના પવિત્ર માર્ગને અંગીકાર કરજો."

પતિનાં આવાં વચનને આજ્ઞારૂપ ગણી ભદ્રા શાળિભદ્રની સાથે રહી હતી. માતૃભક્ત શાળિભદ્ર પોતાની માતાનું બહુ માન કરતો અને પૂર્વ પુણ્યના પ્રભાવથી ઘરની સમૃદ્ધિને દેવતાની જેમ ભોગવતો હતો.

એક વખતે અનંત લક્ષ્મીના ધણી શાળિભદ્રે સવાલાખ સોનૈયાના રત્નકંબલ કે જેને રાજા શ્રેણિક પણ ખરીદ કરી શકયો ન હતો તે ખરીદ કર્યા, તે સાંભળી શ્રેણિક ઘણો આશ્ચર્ય પામી શાળિભદ્રને ઘેર તે રત્નકંબલ દ્રવ્ય આપી લેવાને એક સેવકને મોકલ્યો. તે સેવકને ભદ્રાએ કહ્યું કે, રાજસેવક, મેં તે રત્નકંબલના સોળ કટકા કરી મારા પુત્ર શાળિભદ્રની બત્રીશ સ્ત્રીઓને વહેંચી આપ્યા છે. અને તે બધા ખંડ તે વહુઓએ પણ હાથ પગ ધોઇને તે વડે પગ લુહીને નાંખી દીધા છે. માટે જો રાજાને તેની જરૂર હોય તો એ ખંડ પડ્યા છે તે લઈ જાઓ. રાજાના સેવકે તે વાત આવી રાજાને કહી એટલે રાજા ઘણોજ આશ્ચર્ય પામી ગયો, પછી તેણે શાળિભદ્રને બોલાવા એક સેવકને મોકલ્યો. તે વખતે ભદ્રાએ કહેવરાવ્યું કે, મારો પુત્ર કયાંઇ પણ બાહેર નીકળતો નથી, તે ઉપરથી રાજા શ્રેણિક પોતાની જાતે શાળિભદ્રને ઘેર આવ્યો હતો. તે વખતે શ્રેણિકના માનને માટે શાળિભદ્રના મેહેલ આગળ સમૃદ્ધિ સાથે મોટી તયારી કરવામાં આવી હતી, જે જોઇ રાજા શ્રેણિક આનંદાશ્ચર્ય થઈ ગયો હતો.

રાજા શ્રેણિકને એક વાસભુવનમાં બેસારી ભદ્રાએ પોતાના પુત્રની પાસે આવી કહ્યું કે, પુત્ર, શ્રેણિક તને મળવા આવ્યા છે. લક્ષ્મીના ભારે વિલાસમાં મગ્ન થઇ રહેલા શાળિભદ્રે માતાને કહ્યું, માતા, તેની પાસે જે વેચવાનું હોય તે ખરીદ કરી લ્યો. માતા હસીને બોલી—વત્સ, તે કોઈ વેચનારો વેપારી નથી, પણ તે મગધ દેશનો અધિપતિ આપણો રાજા શ્રેણિક છે તે તને મળવાને આવેલ છે. માતાની આવી વાણી સાંભળી શાળિભદ્રના મનમાં ખેદ થયો કે, શું મારે માથે પણ કોઇ ધણી છે? ત્યારે પરાધીન જીવિતવાળા મને ધિક્કાર

છે, હવે હું આ કાયાના ભોગ વિલાસ નહીં ભોગવું. હવે તો શ્રી વીરપ્રભુની પાસે જઇ દીક્ષા લઇશ."

પછી માતાની આજ્ઞાથી સુકોમળ શાળિભદ્ર રાજા શ્રેણિક પાસે આવ્યો અને તેણે વિનયથી રાજાને પ્રણામ કર્યો. રાજાએ તેને આલિંગન દઇ પોતાના ખોળામાં બેસાર્યો. તેટલામાં શાળિભદ્રના શરીરમાંથી સુગંધી પસીનો નીકળવા માંડ્યો, તે જોઇ રાજાએ તેનું કારણ પુછ્યું, એટલે સતી સુભદ્રાએ કહ્યું—મહારાજ, આ કોમળ પુત્રના પિતા દીક્ષા લઇ મૃત્યુ પામી દેવલોકે ગયા છે, ત્યાંથી તેઓ પોતાના પુત્રના ઉપર સ્નેહને લીધે મનવાંછિત દિવ્ય વસ્તુઓ મોકલે છે, તેથી તે હમણાં મનુષ્યના ગંધને લીધે ઘણો કલેશ પામે છે; તેથી તેને પસીનો વળે છે. માટે એને તમે છોડી દ્યો. પછી રાજા શ્રેણિકે શાળિભદ્રને છોડી દીધો, એટલે કર્મથી મુકાએલો જીવ જેમ મુક્તિએ જાય, તેમ તે પોતાના મેહેલને સાતમે માળ ચાલ્યો ગયો.

સતી ભદ્રા વિવેકવતી હતી. તેમજ તેણીનામાં રાજભક્તિ રહેલી હતી. પ્રજાનું પાલન કરનાર અને પ્રજાના જાનમાલની રક્ષા કરનાર રાજા પ્રજાને બહુ માન કરવા યોગ્ય છે, એમ તે સારી રીતે સમજતી હતી. વળી પોતાના સ્વર્ગવાસી પતિ ગોભદ્ર શેઠને સન્માનથી સારી રીતે રાખનાર રાજા શ્રેણિક પોતાનો ઉપકારી છે, એ પણ તેણી જાણતી હતી, આથી ભદ્રાએ શ્રેણિક રાજાનું બહુ માનથી આતિથ્ય કરવા માંડ્યું. રાજાને સ્નાન કરાવી ઉંચા પ્રકારનાં ભોજન જમાડ્યાં, જે ભોજન રાજા શ્રેણિક પોતાના મેહેલમાં કદિ પણ જમ્યો ન હતો. પછી ભદ્રાએ રાજાને ઉંચી જાતનો દિવ્ય પોશાક આપ્યો. જેને જોતાંજ મગધપતિ ચકિત થઇ ગયો હતો, પછી "ક્યાં મારૂં સુખ

અને ક્યાં આનું સુખ!" એમ બન્ને વચ્ચેના અંતર વિષે વિચાર કરતો કરતો તે શ્રેણિક પોતાના દરબારમાં આવ્યો હતો.

એક વખતે **ધર્મઘોષ** નામે એક જ્ઞાની આચાર્ય રાજગૃહનગરના ઉદ્યાનમાં આવી ચડ્યા. તે ખબર જાણી શાળિભદ્ર તેમને વાંદવા ગયો. ગુરૂને વાંદ્યા પછી તે તેમની સન્મુખ બેઠો એટલે પરોપકારી સૂરિએ તેને ધર્મદેશના આપી. દેશનાને અંતે તે વિદ્વાન્ સૂરિએ જણાવ્યું કે, "મૂઢ પુરૂષો આ સંસારની ચપળ સંપત્તિને સ્થિર માની તેમાં એવા આસક્ત બને છે કે, જેઓ હાથેળીમાં રહેલા ગળતા જળની જેમ પોતાના ક્ષીણ થતાં આયુષ્યને પણ દેખતા નથી." આ વચને પુણ્યશાળી શાળિભદ્રના હૃદયમાં ભારે અસર કરી, અને તરતજ તેણે સંયમ લઈ આત્મસાધન કરવાનો નિશ્ચય કર્યો. શાળિભદ્રે આચાર્યને વિનયથી જણાવ્યું, "મહાનુભાવ, આપના ઉપદેશનાં વચને મારા હૃદય ઉપર સારી અસર કરી છે. આપનાં તે વચનો મારા જીવનના છેલ્લા ભાગને સુધારવામાં કારણભૂત થયાં છે. દયાનિધિ, હું મારી માતાની આજ્ઞા લઈને આપની પાસે ચારિત્ર લઈશ." આ પ્રમાણે કહી શાળિભદ્ર પોતાની માતા ભદ્રાની પાસે આવ્યો, તેણે નમન કરી માતાને કહ્યું—"માયાળુ માતા, હું ધર્મઘોષસૂરિ પાસે ધર્મ સાંભળીને આવ્યો છું, તેમની દેશના વાણી સાંભળી મારા હૃદયમાં વૈરાગ્ય ઉપજ્યો છે, તેથી મારી દીક્ષા લેવાની ઇચ્છા થઇ છે, માટે મને આજ્ઞા આપો." માતાએ કહ્યું, પુત્ર, તારૂં શરીર સુકોમળ છે, અને ચારિત્રનો આચાર કઠિન છે, તેથી ચારિત્રના પરિષહ તારાથી નહીં સહન થાય. દિવ્ય વૈભવના ઉત્તમ વિલાસને ભોગવનારો તું ચારિત્ર ધર્મના કષ્ટમય આચારો શી રીતે પાળી શકીશ? શાળિભદ્ર બોલ્યો—માતા, મારી વૈરાગ્ય ભાવનાએ મને ચારિત્રના કષ્ટને સહન કરનાર બનાવી

દીધો છે. જે પુરૂષો સુખની લાલચથી વ્રતના કષ્ટ નથી સહન કરતા, તેઓ ખરેખર કાયર ગણાય છે. જેમ બાળક અંગુઠો ચુંસતાં જાણે છે કે, હું મારી માતાના સ્તનને ધાવું છું, એ જેમ ભ્રાંતિ છે; તેમ આ સંસારમાં માણસોને સુખની ભ્રાંતિ છે; ખરી રીતે જોતાં એ સર્વ દુઃખમયજ છે. પુત્રનાં આવાં વૈરાગ્ય ભરેલાં વચનો સાંભળી ચારિત્રના માહાત્મ્યને જાણનારી ભદ્રિક સ્વભાવની ભદ્રા કાંઈ બોલી નહીં. જ્યારે માતા કાંઈ પણ બોલી નહીં, એ ઉપરથી તેની આજ્ઞા છે, એમ માની શાળિભદ્ર પોતાની બત્રીશ સ્ત્રીઓની પાસે આવ્યો હતો. ત્યાં તેણે નિત્ય એક એક સ્ત્રીને પ્રતિબોધ પમાડી દરેકનો ત્યાગ કર્યો હતો, અને સાત ક્ષેત્રોમાં પોતાની વિપુળ સમૃદ્ધિનો સદુપયોગ કર્યો હતો. શાળિભદ્ર જ્યારે બત્રીશ સ્ત્રીઓનો ત્યાગ કરવામાં રોકાયો એટલે જ્ઞાની ધર્મઘોષ આચાર્ય શ્રી વીરપ્રભુને હાથે તેની દીક્ષા થવાની છે, એવું જાણી ત્યાંથી વિહાર કરી ચાલ્યા ગયા હતા.

શાળિભદ્રને એક નાની બ્હેન હતી, તે ધના શેઠને વેરે પરણાવી હતી. તેણીએ પોતાનો ભાઈ શાળિભદ્ર દીક્ષા લેવાનો છે, એવા ખબર સાંભળ્યા હતા, તેથી તે મનમાં અફસોસ કર્યા કરતી હતી. એક વખતે તે પોતાના પતિ ધના શેઠને માથે તેલ નાખતી હતી, તે વખતે તેણીની આંખમાંથી આંસુનું ટીપું પડ્યું, તે ધના શેઠના ખભા ઉપર ટપક્યું. તે જાણી ધના શેઠે પોતાની પ્રિયાને રૂદન કરવાનું કારણ પુછ્યું, એટલે તેણીએ ઉત્તર આપ્યો, "પ્રાણનાથ, મારો સુકુમાર બંધુ શાળિભદ્ર દીક્ષા લેવાનો છે, તેથી તે નિત્યે એક એક સ્ત્રીનો ત્યાગ કરે છે, મારી માયાળુ ભદ્રા માતા એના વિના કેમ રહી શકશે? તે સંભારતાં મને આંખમાંથી આંસુ આવ્યાં." તે સાંભળી ધના શેઠે કહ્યું, અરે! શું તારો ભાઈ એવો સત્વરહિત છે કે, જે હમેશાં ફક્ત એકજ સ્ત્રીનો ત્યાગ કરી શકે છે. તે સાંભળી

તેણી હાસ્યમાં બોલી—"સ્વામીનાથ, કહેવું સોહલ્યું છે પણ કરવું દોહલ્યું છે." પ્રિયાનું આવું હાસ્ય વચન સાંભળી ધના શેઠે કહ્યું, "જા આજથી મારે આઠે સ્ત્રીનો ત્યાગ છે." પોતાના પતિનું સાચેસાચું ચારિત્ર લેવાનું મન દેખી શાળિભદ્રની બ્હેન ભયભીત થઇ ગઇ. અને બીજી સાત સ્ત્રીઓ પણ ત્યાં આવીને કહેવા લાગી કે, એ સ્ત્રી મૂર્ખ છે, એનું કહેવું સાંભળી આપને આમ કરવું ન ઘટે. પછી શાળિભદ્રની બ્હેન બે હાથ જોડી બોલી—સ્વામી, મેં આપને જે કહ્યું, તે હાસ્યમાં કહ્યું છે, મારી મૂર્ખાઇ તરફ નહીં જોતાં મારી પર ક્ષમા કરો. હવે હું ફરીવાર આપનો એવો અપરાધ નહીં કરૂં. આપના જેવા દયાળુ અને ઉત્તમ પુરૂષોએ એમ કરવું ન ઘટે. છતાં જો આપ સંયમ ગ્રહણ કરશો તો અમે પણ તમારી સાથેજ આવીશું, કારણકે, પવિત્ર સ્ત્રીઓ પોતાના પતિનો ત્યાગ કરી શકતી નથી.

સ્ત્રીઓનાં આવાં વચન સાંભળી તેમને ધન્યવાદ આપી ધના શેઠ શાળિભદ્રની પાસે આવ્યો અને તેને કહેવા લાગ્યો. અરે શાળિભદ્ર! તમે કેમ આવા કાયર છો? કે જે એક એક સ્ત્રીને તજો છો. મેં તો એકજ વખતે સઘળી સ્ત્રીઓનો ત્યાગ કરી દીધો. માટે ચાલો આપણ બન્ને સાથે દીક્ષા લઇએ.

એવામાં ત્યાં આગળ વૈભાર ગિરિ ઉપર શ્રી વીરભગવાન્ સમોસર્યા. શાળિભદ્ર તથા ધના શેઠે દાન દઇ પ્રભુ પાસે જઇને ચારિત્ર લઇ લીધું. ધના અને શાળિભદ્ર બન્ને મહાવીર ભગવાન્ સાથે નિત્ય વિહાર કરતાં જ્ઞાન મેળવી બહુશ્રુત થયા હતા. એક વખતે તે બન્ને મુનિ વીરભગવાન્ની સાથે રાજગૃહનગરીમાં આવી ચઢ્યા. ત્યાં ઘણા લોકો તેમને વંદન કરવા આવવા લાગ્યા. બીજે દિવસે માસક્ષપણનું પારણું હતું, એટલે તે બન્નેએ ભિક્ષાને અર્થે જતાં પ્રભુને વંદના કરી પુછ્યું—પ્રભુ, આજે અ-

મારૂં પારણું કોને હાથે થશે ? પ્રભુએ કહ્યું, આજે તમારે બન્નેને શાળિભદ્રની માતાને હાથે પારણું થશે. આ પ્રમાણે સાંભળી તેઓ સતી ભદ્રાને ઘેર આવ્યા. સતી ભદ્રા તે વખતે પોતાના ધ્યાનમાં હતી, "આજે હું શાળિભદ્રને વંદન કરવા જઇશ" એવા વિચારમાં તલ્લીન થયેલી સતીનું ધ્યાન તે મુનિઓ તરફ ગયું નહીં. જ્યારે ભદ્રા સાધુની સન્મુખ થઇ નહીં, એટલે તે બન્ને મુનિ પાછા વળી ભદ્રાના ઘરની બાહેર નીકળી ગયા. નગરના દરવાજા સુધી ગયા ત્યાં તેમને હાથમાં દહીં લઇને આવતી એક વૃદ્ધ સ્ત્રી સામી મળી. સાધુ સ્વરૂપ શાળિભદ્રને જોતાં એ વૃદ્ધાના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું. તેથી તેણીએ પ્રેમપૂર્વક તે મુનિઓને પ્રાસુક દહીં વોહોરાવ્યું. ને લઈ તેઓ બન્ને વીરપ્રભુની પાસે આવ્યા. શાળિભદ્રે પ્રભુને વિનયથી જણાવ્યું, સ્વામી. આપ કહેતા હતા કે, તારી માતાને હાથે પારણું થશે પણ એમ ન થયું તેનું શું કારણ? વીરવાણી કદિ પણ અન્યથા થતી નથી. પ્રભુ બોલ્યા—ભદ્ર, મેં કહ્યું છે, તે સત્ય છે. સાંભળ:—

પૂર્વે શાળિગ્રામ નામના એક ગામમાં **ધન્યા** નામે એક વિધવા સ્ત્રી રહેતી હતી. તેને **સંગમ** નામે એક પુત્ર હતો. તે સંગમ હમેશાં ગામની સીમમાં ઢોર ચારવાને જતો હતો. એક વખતે ઘેર ઘેર ઉત્સવ હોવાથી ખીરનું ભોજન રંધાતું જોઇ તેણે નવા ભોજનની ઇચ્છાથી પોતાની માતા પાસે આવી ખીરનું ભોજન માગ્યું. તેની ગરીબ માતાએ કહ્યું, બેટા, આપણે ગરીબ છીએ, તેથી આપણે ઘેર ખીરનું ભોજન ક્યાંથી હોય ? તે સાંભળી સંગમ રોવા લાગ્યો. તે ઉપરથી ચાર પાડોશણે તે વાત જાણી, તેથી એકે દૂધ આપ્યું, બીજીએ ચોખા આપ્યા, ત્રીજીએ સાકર આપી અને ચોથીએ ઘી આપ્યું. તે લઇને તે વૃદ્ધાએ ખીર બનાવી સંગમને આપી. છોકરો તે ખાવા બેઠો, તેટલામાં કોઇ

એક મુનિ માસક્ષપણને પારણે તેને ઘેર આવ્યા. સંગમ તે તપસ્વી મુનિને ખરેખરા પાત્ર જાણી સારો ભાવ લાવી તે ખીર મુનિને વેહોરાવી દીધી. ઉત્તમ પાત્રને દાન દઈને તે ગરીબ બાળક ઘણોજ હર્ષ પામ્યો. મુનિ પણ તે શુદ્ધ આહાર લઈ પોતાને આશ્રમે ચાલ્યા ગયા. તેવામાં તેની માતા ત્યાં આવી, તેણીએ પુત્રનું પાત્ર ખાલી જોઈ "મારો ભુખ્યો બાળક તે ખાઈ ગયો હશે" એવું ધારી બીજી બાકી હતી તે બધી ખીર તેને પીરસી. ભુખ્યો બાળક તે પીરસેલી ખીર કંઠ સુધી આવી ત્યાંસુધી ખાઈ ગયો. તેમાંથી અજીર્ણ થઈ ઝાડા થઈ આવ્યો અને બીજે દિવસે તે મૃત્યુ પામી ગયો. તે સંગમનો જીવ મુનિને દાન આપવાના પ્રભાવથી તું શાળિભદ્ર થયો છું. તારી પૂર્વભવની માતા મૃત્યુ પામી અહીં અવતરી છે, તેણીએજ તને દહીં વેહોરાવ્યું છે.

આ પ્રમાણે પોતાનો પૂર્વભવ સાંભળી શાળિભદ્રને ઘણોજ બોધ થયો, તે પછી ધના શેઠ અને શાળિભદ્ર બન્ને શ્રી વીરપ્રભુની આજ્ઞા લઈ વૈભાર પર્વત ઉપર ગયા અને ત્યાં અનશન લઈ શુભ ધ્યાને ઉભા રહ્યા. પછી સતી ભદ્રા વીર ભગવંતની પાસે આવી તેણીએ વંદના કરી પ્રભુને પૂછ્યું— સ્વામી, આજે મારે ઘેર ધનો અને શાળિભદ્ર ભિક્ષાને અર્થે કેમ ન આવ્યા? તે સાંભળી પ્રભુએ તેણીને બનેલી હકીકત કહી સંભળાવી. તે સાંભળી સતી ભદ્રા ખેદ પામી પોતાની વહુઓ સાથે વૈભાર પર્વત ઉપર આવી. ત્યાં તેણીએ ઉચ્ચ સ્વરે રૂદન કરી કહેવા માંડ્યું, "પુત્ર, હું ખરેખર નિર્ભાગી હતી કે, તું મારે ઘેર આવ્યો, તે છતાં મેં તને જાણ્યો નહીં. હે માતૃભક્ત પુત્ર, આ દુઃખી માતાને એક વાર તારું મુખ બતાવ્ય." આ પ્રમાણે ભદ્રા રૂદન કરી કહેતી હતી, તેવામાં શ્રેણિક રાજા ત્યાં આવી ચડ્યો. તેણે ભદ્રાને રૂદન કરતી જોઈ તપસ્વી શાળિભદ્રને કહ્યું, ધર્મવીર શાળિભદ્ર, તું માતૃભક્ત

છે. આ તારી માયાળુ માતાને તારૂં મનોહર મુખ બતાવ્ય. આ જગત્‌માં માતા જેવું બીજું જંગમ તીર્થ નથી. ઉત્તમ પુત્ર માતાના ઉપકારને કદિ પણ ભુલી જતો નથી. આવાં વચન સાંભળી શાળિભદ્રે પોતાની માતાની સન્મુખ જોયું ત્યારપછી શ્રેણિકે ભદ્રાને કહ્યું, " ભદ્રે, તું જગત્‌માં ઉત્તમ શ્રાવિકા છું. શાળિભદ્ર જેવાં પુત્ર રત્નને જન્મ આપનારી તારા જેવી કોઈ બીજી માતા નથી. તારા જીવિતને ધન્ય છે." આ પ્રમાણે કહી શ્રેણિકે સતી ભદ્રાને ઘણોજ પ્રતિબોધ આપ્યો. શ્રેણિકના પ્રતિબોધથી ભદ્રા પોતાની વહુઓને સાથે લઈ પાછી પોતાને ઘેર આવી હતી.

ધનો અને શાળિભદ્ર શુભ ધ્યાન ધરી મૃત્યુ પામી સર્વાર્થસિદ્ધ વિમાને ગયા હતા.

પછી સતી ભદ્રાએ વૈરાગ્ય પામી વીર પ્રભુની પાસે દીક્ષા લીધી હતી. સાધ્વીપણામાં તેણીએ વિહાર કરી ભારતવર્ષની જૈન બાળાઓને સારો બોધ આપ્યો હતો. " શ્રાવકસંસારમાં ધાર્મિક ઉન્નતિ કેવી રીતે થાય છે ? અને શ્રાવિકાઓએ પોતાના જીવનમાં શું શું કરવાનું છે ?" એ વિષે સારાં સારાં વ્યાખ્યાનો આપી એ મહાસતીએ પોતાની કેળવણીનો ચળકાટ સર્વ જગત્‌ને સારી રીતે દર્શાવ્યો હતો.

તે વખતે ભારતની જૈનપ્રજા ઉંચે સ્વરે કહેતી હતી કે, " શાળિભદ્રની શીળવતી માતાએ શ્રાવિકાઓનો જે ઉપકાર કર્યો છે, તે યાવચ્ચંદ્રદિવાકર તેના યશોગાનની સાથે રહેશે." ધન્ય છે, તે ધર્મવીરની પવિત્ર માતા ભદ્રા સતીને.

સદ્‌ગુણી શ્રાવિકાઓએ આ મહાસતીના ચરિત્રમાંથી પતિભક્તિ, શીળરક્ષણ, ધૈર્ય, ઉત્સાહ, ઉમંગ અને ધર્મપર શ્રદ્ધા એ ઉત્તમ ગુણો શીખી પોતાના જીવનને સુધારવા તત્પર થવાનું છે.





# સુભદ્રા.



આ સતી વસંતપુર નગરના રાજા **જિતશત્રુ**ના મુખ્ય પ્રધાન **જિનદાસ**ની પુત્રી થતી હતી. તેણીએ પોતાની માતા **તત્વમાલિની** પાસેથી સારી કેળવણી લીધી હતી. તત્વમાલિની એ ખરેખર તત્વમાલિની હતી. તેણી જૈનધર્મના તત્વજ્ઞાનમાં સારી પ્રવીણ હતી. તેનો પતિ જિનદાસ પણ એક ઉત્તમ શ્રાવક કહેવાતો હતો. જિનદાસ અને તત્વમાલિની એ બન્ને ઉત્તમ પ્રકારના શ્રાવકદંપતી હતાં. તેમનો શ્રાવકસંસાર વસંતપુરના સંઘમાં સર્વથી શ્રેષ્ઠ ગણાતો હતો; કારણકે, શ્રાવકના સદાચાર તેઓ શ્રેષ્ઠ રીતે પાળતા હતા.

આવા ઉત્તમ, ધાર્મિક અને સદાચારી માતાપિતાના સહવાસમાં રહી ઉછરેલી **સુભદ્રા** સારી કેળવાએલી અને સદ્‌ગુણી બને તેમાં શું આશ્ચર્ય ?

ધાર્મિક અને સાંસારિક કેળવણીમાં પ્રવીણ થએલી સુભદ્રા જ્યારે મોટી થઈ ત્યારે તેણીના પિતા જિનદાસને ચિંતા થવા લાગી. તેણે પોતાની પ્રિયાની સંમતિ મેળવી નિશ્ચય કર્યો કે, સુભદ્રાને કોઇ સમકિતિ જૈનધર્મી પુરૂષને આપવી. આવી

શ્રાવકબાળા મિથ્યાત્વીના હાથમાં ન જાય, અને તેની જીંદગી વૃથા ન થાય, તેને માટે તેણે પૂરેપૂરો વિચાર કર્યો હતો.

વસંતપુરમાં જૈની અને મિથ્યાત્વી બન્ને પ્રજા રહેતી હતી. તેથી કેટલાએક જૈનીઓ પોતાની પુત્રીઓને મિથ્યાત્વીને ઘેર આપતા, તેથી તે બિચારી શ્રાવકબાળાઓ પોતાના ધર્મથી ભ્રષ્ટ બની જતી હતી. સમકિત ધારી શ્રાવકની સુતા મિથ્યાત્વી પતિની પત્ની થાય એ કેવો અનર્થ? કેવો અનાચાર? અને કેવો કુરીવાજ? શુદ્ધ શ્રાવકકુળની કન્યા મલિન મિથ્યાત્વીના મંદિરમાં પ્રવેશ કરે એ સ્વર્ગની દેવીને નરકના મંદિરમાં પ્રવેશ કરવા જેવું છે. તેવું અનુચિત કામ કરનારા માબાપો પોતાનાં પવિત્ર સંતાનોને વટલાવે છે અને પોતે તેઓની દુર્ગતિનું કારણભૂત થાય છે. આ બધું જિનદાસ સારી રીતે સમજતો હતો અને તેથીજ તેણે પોતાની પુત્રી સુભદ્રા શ્રાવક પતિને આપવી એવો નિશ્ચય કર્યો હતો.

એક વખતે ચંપાનગરીનો રહેવાસી બુદ્ધદાસ નામે એક વેપારી વસંતપુરમાં આવી ચડ્યો. તે બુદ્ધદાસ બૌદ્ધધર્મને માનનારો અને જૈનધર્મનો દ્વેષી હતો. એકસમયે બુદ્ધદાસ જિનદાસના ઘર આગળ થઇને નીકળ્યો, તે વખતે સુભદ્રા તેના જોવામાં આવી. તે બાળશ્રાવિકા ઘણી સુંદર હતી. તેણીનામાં શરીર અને સદ્ગુણ બન્નેનું સૌંદર્ય પ્રકાશી રહ્યું હતું. ચંદ્રના જેવું મુખ, મૃદુહાસ્ય અને વિશાળ નેત્રો પ્રેક્ષકોના મનને આકર્ષે તેવા હતા. સુભદ્રાને જોતાંજ બુદ્ધદાસે કોઇને પુછ્યું કે, "આ દેવાંગના જેવી સુંદર કન્યા કોની છે?" તેને ઉત્તર મળ્યો કે, "તે અમારા રાજાના પ્રધાન જિનદાસની સુભદ્રા નામે પુત્રી છે. એનો પિતા જિનદાસ આ કન્યાને કોઇ જૈનધર્મી પતિનેજ આપવાનો છે." એ સાંભળી બુદ્ધદાસે વિચાર્યું કે; "મારે જૈનધર્મી

થઇને પણ કોઈ રીતે આ સુંદર કન્યા પ્રાપ્ત કરવી. એ સુંદર બાળાને સંપાદન કરવા હું જૈનધર્મ સંબંધી શાસ્ત્રો ભણવામાં તથા તે ધર્મની કરણીમાં કુશળ બનું." આવું વિચારી બુદ્ધદાસ કપટ શ્રાવક બની કોઈ જૈન સાધુ પાસે ગયો અને ત્યાં તેણે શ્રાવક ધર્મની સમાચારી શીખી લીધી. પછી તો તે શ્રાવક જેવો બની નિરંતર જિનમંદિરોમાં દેવદર્શને જાય તથા ઉપાશ્રયમાં સાધુ પાસે ધર્મ સાંભળવા પણ જાય. એક વખતે આવા સુશ્રાવકને દેખીને પેલા શ્રેષ્ઠી જિનદાસે તેને પોતાને ત્યાં જિનપૂજા માટે બોલાવ્યો. દંભી બુદ્ધદાસે પણ ત્યાં આવી જિન પ્રતિમાની યતના પૂર્વક પ્રક્ષાલના કરી ચંદનકમળ વગેરેથી તેની પૂજા કરી. પૂજા કરવાની પદ્ધતી જોઇ મંત્રી જિનદાસ તેની ઉપર પ્રસન્ન થઇ ગયો. પછી સ્નેહથી તેને પોતાને ત્યાં ભોજન કરવા બેસાર્યો. ભોજન પીરસતી વખતે તે કપટી શ્રાવક કહેવા લાગ્યો— "દૂધ દહીં વગેરે ત્રીજી વિગય મારે કલ્પતી નથી, માટે હું ઘી વગેરે પહેલી વિગય તથા પકવાન્ન વગેરે બીજી વિગય ગ્રહણ કરીશ. વળી મારે શાક પણ એક ખપે છે." આ પ્રમાણે કહેતાં તે દંભી શ્રાવકથી જિનદાસ તો મોહિત થઈ ગયો. તે વખતે ભોળા પ્રધાને વિચાર્યું કે, "મારી સુભદ્રાને તો આજ સ્વામી પ્રાપ્ત થાય તો વધારે ઉત્તમ. કારણકે, જૈનધર્મ પાળનાર, દાતાર, વિનયી, યતના રાખનાર, સર્વ જીવ ઉપર દયા લાવનાર, સરલ સ્વભાવી, સ્વરૂપવાન્ અને લક્ષ્મીવાળો આવો જમાઈ મળવો મુશ્કેલ છે." આવું વિચારી જિનદાસે સુભદ્રાનો સંબંધ તેની સાથે કરવાનો નિશ્ચય કર્યો. પછી બુદ્ધદાસ જમી રહ્યો એટલે જિનદાસે તેને એકાંતે બોલાવી કહ્યું, ભદ્ર, આપ શુદ્ધ શ્રાવક અને શુભજ્ઞ છો, તેથી મારી એકની એક કન્યાનો સંબંધ આપની સાથે કરવાની મારી ઇચ્છા છે. લક્ષ્મીને કૃષ્ણના સંબંધ

સરખો અને ચંદ્રને રોહિણીના સંબંધ સરખો એ સંબંધ થવાથી હું મારા મનમાં પૂર્ણ સંતોષ માનીશ. તેનાં આવાં વચન સાંભળી બુદ્ધદાસે તે વાતની હા કહી એટલે જિનદાસે મોટા ઉત્સવથી સુભદ્રાનું તેની સાથે પાણિગ્રહણ કરાવ્યું.

સતી સુભદ્રા જાણતી ન હતી કે તે એક મિથ્યાત્વી પતિને વરી છે. બુદ્ધદાસને શુદ્ધ શ્રાવક જાણનારી સુભદ્રા તો પોતાને ધન્ય માનવા લાગી. અને પોતાનું શ્રાવિકા જીવન સાર્થક કરવાની નવી નવી આશાઓ બાંધવા લાગી. પવિત્ર હૃદયની સુભદ્રા પતિ ઉપર શુદ્ધ પ્રેમ ધારણ કરી 'ભવિષ્યમાં પોતાનું જીવન કેવી રીતે સુધરે'? તેને માટે સારા સારા વિચારો કરવા લાગી.

બુદ્ધદાસ કેટલાક દિવસ સુધી વસંતપુરમાં રહ્યો અને તેણે વ્યાપારમાં સારી લક્ષ્મી સંપાદન કરી. "પોતે કપટી શ્રાવક બની શ્રાવકની એક સુંદર કન્યા પરણ્યો" એવું ધારી બુદ્ધદાસ હૃદયમાં ઘણોજ આનંદ પામતો અને પોતાનો મનોરથ સિદ્ધ થવાથી પોતાની કપટબુદ્ધિને તે હૃદયમાં વારંવાર ધન્યવાદ આપતો હતો.

એક વખતે બુદ્ધદાસે પોતાને વતન ચંપાનગરીમાં જવાને પોતાનાં સાસૂ સસરાની આજ્ઞા માગી. સુભદ્રા પોતાને સાસરે જવા તૈયાર થઇ એટલે તેની માતા તત્ત્વમાલિનીએ તેણીને નીચે પ્રમાણે બોધ આપ્યો. બ્હેન સુભદ્રા, તું કેળવણી પામેલી એક શ્રાવક કન્યા છે. મેં મારી શક્તિ પ્રમાણે તને જે બોધ આપ્યો છે, તે બોધ તેં તારા સુશિક્ષિત હૃદયમાં કોતરી રાખ્યો છે, તથાપિ સાસરે જતી સુતાને સદ્બોધ આપવો એ માતાની પવિત્ર ફરજ છે, એમ ધારી હું તને કહેવા ઇચ્છા રાખું છું—"પુત્રી, તું સાસરીયામાં જઇને તારા પિતાની અને

તારી માતાની કીર્તિ વધારજે. તારા પતિ ઉપર શુદ્ધ પ્રેમ રાખજે, શુદ્ધ હૃદયથી તેની સેવા કરજે અને તેની આજ્ઞાનાં વચનને માન આપજે. બ્હેન સુભદ્રા, તું સારી રીતે સમજે છે કે, સમકિત ધારી શ્રાવિકાઓએ મન, વચન અને કાયાથી શીળની રક્ષા કરવી જોઇએ. શીળની રક્ષા કરવાથી શ્રાવિકાઓને સતી તથા સાધ્વીનું પવિત્ર પદ મળે છે. સદ્ગુણી બ્હેન, સાસૂ, સસરા, જેઠ, જેઠાણી અને બીજા જે ઘરમાં વડિલ હોય તેમની સેવા કરજે અને તેમની સાથે મર્યાદાથી વર્ત્તજે. કોઇની સાથે વૈર કરીશ નહીં. સર્વની સાથે સંપ રાખજે. હમેશાં પરોપકાર કરવામાં તત્પર રહેજે અને શુદ્ધ ભાવથી જિનભગવંતની ભક્તિ કરજે."

પોતાની માતા તત્ત્વમાલિનીના આવા ઉપદેશવચન સાંભળી સુભદ્રા હૃદયમાં ઘણોજ હર્ષ પામી. અને માતાનો ભારે ઉપકાર મનમાં આવવાથી તેણીના નેત્રમાંથી પ્રેમાશ્રુની ધારા ચાલી—સુભદ્રા ગદ્ગદિત કંઠે બોલી—"માતા, તમે મારા કેવા ઉપકારી છો? એ વાતનું વર્ણન મારાથી થઇ શકે તેમ નથી, હું તમારી યાવજ્જીવિત આભારી છું. તમે મને બાળ વયથી ઉછેરી મોટી કરીને અને ઉત્તમ પ્રકારની કેળવણી આપીને મારા સ્ત્રીજીવનને સુધાર્યું છે. અજ્ઞાનરૂપ અંધકારમાં પડેલી અબળા અબળાઓને જ્ઞાનનો પ્રકાશ કરી તેમાંથી ઉદ્ધાર કરનારી માતાઓને ઘણો ધન્યવાદ ઘટે છે. પૂર્વના પુણ્યને યોગેજ તેવી માતાઓજ મળે છે. માતા, હું હવે આપના પવિત્ર સદ્વાસમાંથી જુદી પડું છું. આ વિયોગી પુત્રીને ધર્મ-કરણીમાં સંભારજો અને કોઇવાર તેને તમારૂં પવિત્ર દર્શન આપજો."

આ પ્રમાણે કહી સુભદ્રા માતાપિતાને પગે લાગી. પછી બુદ્ધદાસ સુભદ્રાને સાથે લઇ ત્યાંથી વિદાય થયો, તે કેટલેક

દિવસે ચંપાનગરીમાં આવી પહોંચ્યો. ઘણી લક્ષ્મી અને શ્રાવિકા સુભદ્રાને લઈ આવેલા બુદ્ધદાસને જાણી તેના માતા-પિતા ઘણોજ હર્ષ પામ્યાં. બુદ્ધદાસે આવી પોતાના માતા-પિતાના ચરણમાં નમસ્કાર કર્યો અને સુભદ્રાએ પણ સાસૂ અને સસરાનો વિનય કર્યો.

બીજે દિવસે સુભદ્રા નિત્યના નિયમ પ્રમાણે ઉઠી સ્નાન વગેરે કરી જિનમંદિરે ગઈ. ત્યાં ભાવથી પ્રભુનાં દર્શન કરી, ત્યાંથી જૈનમુનિને પ્રણામ કરી પોતાને ઘેર આવી. સાસૂએ સુભદ્રાને પુછ્યું—વહુ, તું ક્યાં ગઈ હતી? સુભદ્રાએ સત્ય કહ્યું, સાસૂજી, હું જિનમંદિરમાં દર્શન કરવા અને ઉપાશ્રયે જૈનગુરૂને વંદના કરવા ગઈ હતી. તે સાંભળી સાસૂ બોલી—"વત્સે, આપણે બૌદ્ધધર્મી છીએ. આપણા ઇષ્ટદેવ બુદ્ધજ છે; તેથી તારે તેનુંજ આરાધન કરવું. બીજે ક્યાંઇ જવું નહીં." તે સાંભળતાંજ સુભદ્રા ચકિત થઇ ગઇ. તેણીએ વિચાર્યું કે, "ઘણુંજ વિપરીત થયું. અહો! હું ઠગાણી. આ ભર્ત્તારે દગલ-બાજીથી મારા પિતાને છેતરી મને પરણી લીધી. આ લોકો તો બૌદ્ધ છે, હવે શું કરવું? જે થવાનું હોય તે થાઓ, મ્હારે તો મારા પવિત્ર ધર્મને કદિ પણ છોડવો નથી. જે સમકિતનો શુદ્ધ માર્ગ મને મળ્યો છે, તે માર્ગથી હું કદિ પણ ભ્રષ્ટ થવાની નથી. શુદ્ધ શ્રાવકની પુત્રી ઘણું સંકટ આવે તોપણ શ્રાવક ધર્મથી પતિત થતી નથી. હું વીરબાળિકા છું, કદિ પણ મારૂં ધર્મવીર્ય ગુમાવીશ નહીં. જ્યારે સુભદ્રા સ્વધ-ર્મથી ભ્રષ્ટ થાય તો પછી જિનદાસ પિતાને અને તત્ત્વમાલિની માતાને ખોટ બેસે. શાસનદેવતા, મને સહાય કરો, અને આ છેત-રાએલી શ્રાવિકાને ભારે સંકટમાંથી બચાવો.

આ પ્રમાણે વિચાર કરી સતી સુભદ્રા તો નિરંતર પોતાના નિત્ય નિયમ પ્રમાણે જિનમંદિરે જવા લાગી. સુભ-

દ્રાની આવી વર્ત્તણુક જોઇ તેની મિથ્યાત્વી સાસૂ મનમાં આવે તેમ બોલતી અને તેણીને ઘણીજ પજવતી હતી. આખરે તે સતી શ્રાવિકાને પોતાના ઘરની બહાર જુદે ઘેર રાખી. ત્યાં પણ સતી સુભદ્રા જિનેંદ્રની પૂજા કરતી તથા જૈન સાધુઓને વહોરાવતી અને એક નિષ્ઠાથી આર્હતધર્મની શુદ્ધ આરાધના કરતી હતી.

એક વખતે કોઈ જિનકલ્પી મુનિ કે જેઓ શરીરની બીલકુલ સુશ્રુષા કરતા નથી તેવા મુનિ માસક્ષપણના પારણાને માટે સુભદ્રાને ઘેર વોહોરવા આવ્યા. તેમને વોહોરાવતા તેણીએ તે મુનિની ચક્ષુમાં કંઈ કણું પડેલું જોયું; તે જોઇ સતીએ વિચાર્યું કે, "જો આ કણું મુનિની આંખમાં વધારે વખત રહેશે તો આ મુનિ પોતાની આંખ ખોઇ બેસશે." એમ ધારી સુભદ્રાએ યતનાપૂર્વક મુનિની આંખમાંથી પોતાની જીભથી તે કણું કાઢી લીધું. દૈવયોગે સુભદ્રાના કપાળમાં તાજું તિલક હતું, તે યતિના કપાળમાં પડી ગયું. તે વખતે સુભદ્રાની સાસૂએ તે તિલકવાળા સાધુને જોયા. તરતજ તેણે બુદ્ધદાસને બોલાવ્યો અને કહ્યું કે, "જો, આ તારી સ્ત્રીનું કેવું નઠારૂં ચરિત્ર છે, તે સાધુમાં લુબ્ધ થઈ છે." એટલામાં તો તેણીના સાસરાનું બધું કુટુંબ એકઠું મળી ગયું અને તે કહેવા લાગ્યું કે, "બુદ્ધદાસ, આ તારી સ્ત્રી સ્વચ્છંદે વર્ત્તનારી કુશીલા છે, એ આપણા કુળને કલંકિત કરશે." સર્વનાં આવાં વચન સાંભળી બુદ્ધદાસ સુભદ્રાની ઉપર નિઃસ્નેહ થઈ તેણીનો તિરસ્કાર કરવા લાગ્યો. તે સાંભળી સુભદ્રાએ વિનયથી જણાવ્યું, "આપે ધર્મમાં છળ કરી મને છેતરી છે. તે છતાં હું આપનાથી વિરક્ત થઈ નથી. તેમજ મેં મારા શીળરત્નને ગુમાવ્યું નથી. આપ મારા શિરછત્ર છો, મારા દેવ, ગુરૂ અને ધર્મના

વિચારમાંજ હું આપનાથી જુદી પડું છું. મેં જે પેલા સાધુને કરેલું છે, તે મારા ધર્મની વિરૂદ્ધ કર્યું નથી; છતાં આપના આ કુટુંબીઓ અનુચિત બોલે છે તો મ્હારે હવે શું કરવું?" આટલું કહી તેણીએ મનમાં ધારણા કરી કે, "જ્યાંસુધી શાસનદેવી મને આ કલંકથી મુક્ત નહીં કરે, ત્યાંસુધી હું મારૂં ધ્યાન મુકીશ નહીં." પછી તે કાયોત્સર્ગે રહી કેટલીક વાર પછી સતી સુભદ્રાના સાત્વિક પ્રભાવથી શાસનદેવી પ્રગટ થઇને બોલી—"હે સુભદ્રા, તારો કાયોત્સર્ગ પૂરો કર." તે સાંભળી સુભદ્રા કાયોત્સર્ગ પૂરો કરી બોલી—"હે દેવી, મારૂં કલંક ઉતારો, વીરશાસનની બાળિકા ઉપર વૃથા કલંક આરોપિત થાય, એ શાસનની હીલણા કહેવાય." દેવીએ કહ્યું, "સતી, કાલે સવારે તું કલંકથી મુક્ત થઇશ, તે વખતે હું આકાશમાં રહી જે બોલું, તે પ્રમાણે તારે કરવું." આ પ્રમાણે કહી શાસનદેવી અંતર્ધાન થઈ ગઈ અને સતી સુભદ્રા હૃદયમાં હર્ષ પામી.

બીજે દિવસે પ્રાતઃકાળે દ્વારપાળો જેવા નગરના દરવાજા ઉઘાડવા જાય છે, તો તે દરવાજા ઉઘડ્યા નહીં, તેનાં કમાડ લેશ માત્ર પણ હાલ્યાં નહીં. તે ખબર સાંભળી જિતશત્રુ રાજા આશ્ચર્ય પામી ત્યાં આવ્યો, તેણે ઘણો પ્રયત્ન કર્યો, તે પણ વૃથા થયો. નગરના લોકો આકુળવ્યાકુળ થઇ ગયા, રાજા ચિંતાતુર થઈ ગયો. ઘણાં શાંતિક કાર્યો કર્યાં, તોએ કંઇ થયું નહીં. એટલે શાસનદેવીએ અંતરીક્ષમાં રહીને કહ્યું, "જે સતી સ્ત્રી હોય તેણીએ કાચે તાંતણે કુવામાંથી ચાળણી વડે જળ કાઢી તે કમાડને છાંટવું એટલે તે ઉઘડશે." તે ઉપરથી રાજાએ નગરમાં પટહ વગડાવ્યો કે, "જે સ્ત્રી એ પ્રમાણે કરી દરવાજા ઉઘડાવશે, તેણીને બહુ સન્માન આપવામાં આવશે." તે સાંભળી વસંતપુરની ઘણી વનિતાઓ જળ કાઢવા આવવા લાગી, પણ જળ તો ચાળણીમાંથી

ગળી જવાથી તેઓ વિલખી થઇને જતી રહેવા લાગી. આથી રાજા જિતશત્રુને ભારે ચિંતા થઇ પડી. તેણે વિચાર્યું કે, શું મારા નગરમાં કોઇ સતી સ્ત્રી નહીં હોય? હવે શું કરવું?

અહીં સુભદ્રાએ પોતાની સાસૂને કહ્યું, "જો તમારી ઇચ્છા હોય તો હું જઇને દરવાજા ઉઘાડું." તે સાંભળી સાસૂએ કહ્યું, "એક વાર તો તેં કુળને કલંકિત કર્યું છે; હવે તારે વધારે શું કરવું છે?" તારા જેવી કુશીલા શું કરવાની છે? સતીએ વિનયથી કહ્યું, "માતા આપે જે કહ્યું તે પ્રમાણ છે. પણ હું સુશીલા છું કે કુશીલા એ વાતનો હમણાજ નિર્ણય થશે" એમ કહી સુભદ્રા સતીએ પટહનો સ્પર્શ કર્યો. ત્યારપછી વસંતપુરના હજારો પુરૂષો અને સ્ત્રીઓની વચ્ચે શીળવતી સુભદ્રાએ શાસનદેવીના પ્રભાવથી કુવામાંથી કાચે તાંતણે ચાળણી વડે જળ કાઢયું અને તે નગરના દ્વારને છાંટયું, એટલે તત્કાળ તે દ્વાર ઉઘડી ગયું. આ ચમત્કાર જોઈ સર્વ લોકો આશ્ચર્ય પામી ગયા અને સુભદ્રા સતીને ભારે ધન્યવાદ આપવા લાગ્યા. એવી રીતે સુભદ્રાએ નગરના ત્રણ દ્વાર ઉઘાડી દીધા. ત્યારપછી પોતે ઉંચે સ્વરે કહ્યું, " હવે આ નગરમાં જો કોઇ બીજી સતી સ્ત્રી હોય તો તે ચોથી પોળના દ્વાર ઉઘાડે." તેનાં આ વચન સાંભળી રાજાએ તપાસ કરાવી પણ કોઈ સ્ત્રી તેવી નીકળી નહીં અને તે નગરના દ્વારને ઊઘાડી શકી નહીં. હજુસુધી ચોથું નગરદ્વાર બંધ રહેલ છે. આથી રાજા વગેરે બધા લોકો ચમત્કાર પામી ગયા અને સુભદ્રાસતીને તેમણે જયધ્વનિથી વધાવી લીધી.

સુભદ્રાનો આવો દિવ્ય ચમત્કાર જોઈ તેની સાસૂએ ઉભા થઇને તેણીની ક્ષમા માગી. વિનયવતી વહુએ પોતાની સાસૂને પગે લાગી કહ્યું કે, "પૂજ્ય માતા, આપે મનમાં તે વિષે ક્ષોભ કરશો નહીં. સર્વ વાત કર્મને આધીન છે. શુભાશુભ કર્મ પ્રા-

ણીને અનેક જાતની શુભ.શુભ પ્રવૃત્તિ કરાવે છે." સતીના આવા શુભ વિચાર જાણી સર્વ ખુશી ખુશી થઈ ગયા અને જૈનધર્મ ઉપર તેમની વિશેષ આસ્તા દ્રઢ થઇ.

સતી સુભદ્રાએ પોતાના સાસરાના મિથ્યાત્વી કુટુંબને જૈનધર્મી બનાવી દીધું. તેઓ બધા શુભ હૃદયથી આર્હત ધર્મની ઉપાસના કરવા લાગ્યા. તે સાથે ચંપાનગરીના બીજા ઘણા બૌદ્ધ લોકો, જૈનધર્મના પરમરાગી થઇ ગયા.

છેવટે સતી સુભદ્રા સંસારને સુધારી કોઈ જૈનમુનિ પાસે દીક્ષા લઈ સાધ્વી થઇ હતી. તેણે પોતાના ચારિત્રજીવનમાં અનેક શ્રાવિકાઓનો ઉપકાર કર્યો હતો. તે મહાસતી સુભદ્રાના ઉપદેશથી અનેક ક્ષેત્રોની શ્રાવિકાઓએ સાંસારિક તથા ધાર્મિક ઉન્નતિ સંપાદન કરી હતી. ધન્ય છે એ પવિત્ર સતીના જીવનને.





# રાજિમતી.



આ પવિત્ર સતી નેમિનાથ પ્રભુનાં પત્ની થાય છે. તેમનો જન્મ **મથુરા** નગરીના રાજા ઉગ્રસેનને ત્યાં થયો હતો. તેમની માતાનું નામ **ધારિણી** હતું. રાજિમતીનો જીવ અપરાજિત વિમાનથી ચ્યવેલો દેવતા હતો.

પવિત્ર રાજિમતીએ પોતાની માતા ધારિણીની પાસેથી સારી કેળવણી સંપાદન કરી હતી. તે શિવાય બીજા ઉત્તમ શિક્ષકો પાસેથી વિવિધ જાતની કળાઓ તે શીખી હતી. રાજા ઉગ્રસેન રાજિમતીને ઉંચી કેળવણી આપવાને ઉત્કંઠિત હતો. પોતાના સંતાનોને સારૂં શિક્ષણ આપવું, એ માતાપિતાની પવિત્ર ફરજ છે, એ વાત ઉગ્રસેન અને ધારિણી બન્ને રાજદંપતી સારી રીતે જાણતાં હતાં. આથી તેમણે રાજકુમારી રાજિમતીના હૃદય ઉપર કેળવણીરૂપ કલ્પલતાની શીતળ છાયા પ્રસરાવી દીધી હતી.

જે માતપિતાઓ પોતાનાં સંતાનોને વિદ્યાથી વિમુખ રાખે છે, તેઓ તેમના ખરેખરા શત્રુઓ છે. સંતાનોને શિક્ષણ રહિત રાખવા તે તેમની ભાવહિંસા બરોબર છે. તેવી ભાવહિંસા કરનારા માબાપો એક ઘાતકી કહેવાય છે. દ્રવ્યહિંસા કરવાથી પ્રાણીના વિયોગની મોટી હાનિ થાય છે, પણ તે મરનાર પ્રાણી

આ સંસારની વિટંબણામાંથી મુક્ત થઇ જાય છે. પણ ભાવહિંસા કરવાથી તે પ્રાણી જ્ઞાનરહિત રહે છે અને જીવે ત્યાંસુધી અજ્ઞાનતાના મોટા દુઃખને અનુભવ્યા કરે છે. તેથી જે બાળક કે બાળિકાને જ્ઞાનરહિત રાખવા એટલે કેળવણીથી વિમુખ રાખવા તે તેમની ભાવહિંસા કરવામાં આવેલી છે, એમ સમજવું. ભાવહિંસાથી સંતતિનો ઘાત કરનારા માબાપો ખરેખરા દોષપાત્ર અને સ્વકર્ત્તવ્યથી ભ્રષ્ટ બને છે.

રાજા ઉગ્રસેન અને રાણી ધારણી તેવાં ઘાતકી ન હતાં. તેઓ પોતાનાં સંતાનને વિદ્યાદાન કરી તેમના જીવનને સુંદર બનાવવા તત્પર હતાં. તેથી પવિત્ર રાજિમતી એક સુશિક્ષિત બાળશ્રાવિકા બની હતી. કેળવણીના પવિત્ર પ્રભાવથી તેના હૃદયમાં સારા સારા વિચારો પ્રગટ થતા હતા. અને સ્વધર્મ ઉપર પૂર્ણ દૃઢતા વધતી જતી હતી.

રાજિમતી બાલ્ય વયમાંથી યૌવન વયમાં પ્રાપ્ત થયાં ત્યારે તેણીનામાં સદ્‌ગુણ અને શરીર બન્નેનું અનુપમ સૌંદર્ય ખીલી નીકળ્યું હતું. મનોહર મુખમંડળ ચંદ્રમંડળની સાથે સ્પર્ધા કરતું હતું. નયનની શોભા દિવ્ય હતી. લલાટ આઠમના ચંદ્રના જેવું ચળકતું હતું. અધર ઉપર રક્ત કાંતિની ઝાંઇ પડતી હતી. તેમાંથી મૃદુહાસ્યની શોભા દિવ્યતાને ધારણ કરતી હતી. મસ્તક પર આવેલી કેશવેણી કૃષ્ણ સર્પની કાંતિ અને આકૃતિને અનુસરતી હતી. આ પ્રમાણે દેવકન્યાની સાથે સ્પર્ધા કરનારી રાજકન્યા રાજા ઉગ્રસેનના દરબારમાં લાડ પામતી મોટી થઈ.

એક વખતે ઉગ્રસેન રાજા કેટલાએક યાદવોને લઇને દ્વારકામાં આવ્યો. તે વખતે તેની સાથે રાણી ધારણી તથા રાજકુમારી રાજિમતી સાથે આવેલાં હતાં. રાજિમતીનું અનુપમ સૌંદર્ય ખીલી નીકળ્યું હતું. શારીરિક અને માનસિક બન્ને પ્રકારના સૌં-

ર્યથી રાજિમતી વિશેષ શોભાયમાન દેખાતી હતી. તેણીનું સૌંદર્ય જોઇ દ્વારકાના લોકો ચકિત થઇ જતા અને તેણીના ગુણ અને રૂપની ભારે પ્રશંસા કરતા હતા.

દ્વારકામાં રાજા **સમુદ્રવિજય** રાજ્ય કરતા હતા. તેમની **શિવાદેવી** નામે રાણીના ઉદરથી જન્મેલા **નેમિકુમાર** યોગ્ય વયના થયા હતા. નેમિકુમાર ભવિષ્યના જિન ભગવંત હતા, તેથી તેમનામાં બુદ્ધિ, ધૈર્ય, વિનય, વિવેક, ગાંભીર્ય અને પરાક્રમ વગેરે સદ્ગુણો સ્વભાવથીજ પ્રાપ્ત થયા હતા.

એક વખતે પોતાના કુમાર નેમિનાથને યોગ્ય વયના જોઇ તેમની માતા શિવાદેવીએ કહ્યું, "પુત્ર, હવે તું યોગ્ય વયનો થયો છું, માટે કોઇ રાજકન્યા સાથે વિવાહ કર." રાજપુત્ર નેમિનાથે વિનયથી પ્રત્યુત્તર આપ્યો—"માતા, ધીરા થાઓ. જ્યારે યોગ્ય કન્યા મળશે ત્યારે હું વિવાહ કરીશ." આ પ્રમાણે કહી નેમિકુમાર પોતાની માતાને ખુશી રાખતા પણ વિવાહની ઇચ્છા કરતા ન હતા.

એક વખતે નેમિકુમાર પોતાની સમાન વયના મિત્રો સાથે ક્રીડા કરતા શ્રી કૃષ્ણની આયુધશાળામાં જઇ ચડ્યા. ત્યાં રક્ષકે વાર્યા છતાં પણ તેમણે કૃષ્ણના સુદર્શન ચક્રને હાથમાં લઇ કુંભારના ચાકની પેઠે ફેરવ્યું અને કમળના નાળવાની પેઠે ધનુષ્યને નમાવ્યું. તે પછી મોટા જોરથી શંખનો નાદ કર્યો. તે નાદ સાંભળી કૃષ્ણ ચિંતાતુર થઇ ગયા અને સભા વચ્ચે બોલ્યા કે, "આ શંખ કોણે ફુંક્યો? એ શંખ ફુંકનારનું મૃત્યુ નજીક આવ્યું લાગે છે." આ પ્રમાણે કહી તેણે યુદ્ધની તૈયારી કરવા હુકમ કર્યો, તેવામાં કોઇ પુરૂષે આવી ખબર આપ્યા કે, "એ સર્વ નેમિકુમારે કર્યું છે." તે સાંભળી હૃદયમાં આશ્ચર્ય પામી કૃષ્ણે વિચાર્યું કે, "ત્યારે તો નેમિકુમાર વાસુદેવ થશે હું નહીં" તેવામાં

નેમિકુમાર તેમની પાસે આવ્યા. કૃષ્ણે તેમના બળની પરીક્ષા કરવાને કહ્યું કે; " ભાઈ નેમિકુમાર, મને તમારૂં બળ બતાવો." પછી કૃષ્ણે પોતાની ભુજા ઉંચી કરીને કહ્યું કે " આ મારી ભુજાને નમાવો." નેમિકુમારે કમળના નાળની જેમ તેની ભુજા નમાવી દીધી. પછી નેમિકુમારે પોતાની ભુજા ઊંચી કરી કૃષ્ણને તે નમાવવાનું કહ્યું. કૃષ્ણે પોતાનું સર્વ બળ તેને નમાવાને એકઠું કર્યું. એક વાનરની પેઠે તે ભુજા પકડી હીંચકા ખાધા, છતાં તે પ્રભુની ભુજાને લેશ માત્ર પણ નમાવી શકયા નહીં, એટલે કૃષ્ણનું મુખ નિસ્તેજ થઈ ગયું. તે વખતે કૃષ્ણના મનમાં આવ્યું કે, હવે મારૂં રાજ્ય જવા બેઠું. રાજ્યનો અધિપતિ તો નેમિકુમારજ થશે. કૃષ્ણને આવી ચિંતા કરતાં જોઈ તેમનું હૃદય જાણી લઈ બળભદ્ર બોલ્યા—નાના બંધુ, ચિંતા કરો નહીં. નેમિકુમાર રાજ્યનો અર્થી નથી. બળભદ્રે આમ કહ્યા છતાં પણ કૃષ્ણ નિઃશંક થયા નહીં, તે વખતે કોઈ દેવતાએ આકાશમાં રહી કહ્યું, " કૃષ્ણ, તું નેમિકુમારનો ભય રાખીશ નહીં, એ મહાનુભાવ કુમાર અવસ્થામાંજ દિક્ષા ગ્રહણ કરશે." આ દિવ્ય વાણી સાંભળી કૃષ્ણ સ્વસ્થ થયા, તથાપિ હૃદયમાં શંકા ધારણ કરતા મનમાં વિચાર કરવા લાગ્યા. 'જો નેમિકુમારને પરણાવીએ તો શરિરનું બળ કાંઇક ઓછું થાય' આમ સમજી તેનો ઉપાય કરવાને પોતાના મંદિરમાં આવ્યા. કૃષ્ણે જાંબુવતી લક્ષ્મી વગેરે પત્નીઓને બોલાવી સૂચના કરી કે, " તમારે ગમે તે યુક્તિ કરી તમારા દીયર નેમિકુમારને શૃંગાર ઉપર પ્રીતિવાળા કરવા, કે જેથી તેઓ વિવાહ કરવાની રૂચિવાળા થઈ જાય."

પોતાના પતિની સૂચનાથી કૃષ્ણની રમણીઓ નેમિકુમારને સાથે લઈ જળક્રીડા કરવા ગઈ હતી. જળક્રીડા કરતી તે સ્ત્રીઓએ

નેમિકુમારની મશ્કરી કરવા માંડી અને શૃંગારનાં મધુર વચનો કહી
તેના હૃદયને રસિક બનાવવા માંડયું, તથાપિ પૂર્વના પવિત્ર સંસ્કા-
રના બળથી તેમના હૃદયમાં લેશ માત્ર પણ વિકાર થયો નહીં. સં-
વેગના રંગથી રંગાએલા તેના આત્મરસિક હૃદયમાં સંસારનો
વિકૃતિ રાગ જરા પણ ઉદિત થયો નહીં. તેઓ તદ્દન નિર્વિકારી રહ્યા.

જ્યારે નેમિકુમાર કૃષ્ણ પત્નીઓના હાવભાવ, શૃંગાર ચેષ્ટા
અને રસિક વાર્તાના પ્રવાહમાં તણાયા નહીં, એટલે તે ચતુર રમ-
ણીઓ તેને વિનંતિપૂર્વક કહેવા લાગી—દીયરજી, તમે વિવાહ
કેમ કરતા નથી? તમારા ભાઇ બત્રીશ હજાર કન્યા પરણ્યા છે, તો
તમે એક કન્યા પણ કેમ પરણી શકતા નથી? જો તમે સ્ત્રીના પેટ
ભરવા ખાતર વિચાર કરતા હો તો તમારો ભાઇ પુરૂં કરશે, વળી
પૂર્વે તીર્થંકરો વિવાહિત થયા હતા. આપણાજ વંશમાં મુનિસુવ્રત
જિનેશ્વર થયેલા છે, તેઓ રમણીય રાજકન્યા સાથે પરણ્યા હતા.
આવી આવી યુક્તિની વાતો કરી કૃષ્ણની રમણીઓએ પોતાના
દીયર નેમિનાથને પરણવા માટે ઘણા કાલાવાલા કર્યા. જ્યારે ભગ-
વાને મૌન ધારણ કર્યું ત્યારે નિષેધ નહીં કરવાથી માન્યુ આમ ધારી
તે સ્ત્રીઓએ હર્ષનાદ કરી પોતાના સ્વામી કૃષ્ણને જણાવ્યું. કૃ-
ષ્ણે નેમિનાથના વિવાહની વાત જાણી ઘણા ખુશી થઇ સમુદ્રવિજય
તથા શિવાદેવી માતાને જણાવી પોતે નેમિનાથ માટે કન્યાની
તપાસ કરવા લાગ્યા. તેવામાં સત્યભામા બોલી—પૂજ્ય સાસુજી,
મારે દેવાંગના જેવી રૂપવતી રાજિમતી નામે બ્હેન છે. તે પોતાના
સૌંદર્યથી અપ્સરાઓની સાથે સ્પર્ધા કરે છે. તે સાથે તેણીએ ધા-
ર્મિક અને સાંસારિક કેળવણી સંપાદન કરેલી છે. મારા પિતા ઉગ્રસેને
તે બાળાને સારી કેળવણી આપી એક નમુનાદાર બાલિકા બનાવી
છે. તેણીના સદ્ગુણોની સુવાસ મારા પિતાના બધા રાજ્યમાં
પ્રસરી રહેલી છે. તેની સાથે અમારા દીયર નેમિકુમારનો વિવાહ

કરો. એ બન્ને સ્ત્રી પુરૂષની જોડી જૈન વર્ગમાં સારી પ્રતિષ્ઠા પામશે. સત્યભામાનાં આવાં વચન સાંભળી શિવાદેવી પ્રસન્ન થઈ ગયાં. પછી તરતજ તેમણે એ વાર્ત્તા કૃષ્ણને જણાવી. કૃષ્ણ હૃદયમાં સંતોષ પામી દ્વારકામાં આવેલા ઉગ્રસેન રાજાની પાસે આવ્યા અને પોતાના બંધુ નેમિકુમારને માટે રાજકન્યા રાજિમતીની માગણી કરી. મથુરાપતિ તેથી પ્રસન્ન થયો અને તેણે પોતાની પુત્રી રાજિમતીનો નેમિકુમારની સાથે સંબંધ કર્યો. આ ખબર સાંભળી દ્વારકા નગરીના સર્વ લોકો ખુશી થયા હતા.

કૃષ્ણે પોતાના કાકા સમુદ્રવિજય અને બીજા વૃદ્ધ યાદવો બોલાવી લગ્નનો શુભ દિવસ શ્રાવણ શુદ છઠનો નક્કી કર્યો. બન્ને વર કન્યાના ઘરમાં વિવાહની સામગ્રી તૈયાર કરવામાં આવી. લગ્નનો દિવસ આવતાં દ્વારકાપતિ સમુદ્રવિજય કૃષ્ણ, બળદેવ અને બીજા યાદવ કુમારો તથા જાંબૂવતી, સત્યભામા વગેરે સ્ત્રીઓની મોટી જાન મોટા ઠાઠમાઠથી ઉગ્રસેનને ઉતારે આવી પહોંચી. સૌભાગ્યવતી સુંદરીઓ વિવાહનાં ગીતો ગાવા લાગી. સર્વ સ્થળે આનંદ મંગળ વર્ત્તાઈ રહ્યો. નેમિનાથ મંગળ રથમાં બેસી સાસરીયાના ગૃહ પાસે આવ્યા. તે વખતે પ્રભુએ સારથિને પુછ્યું, આ શૃંણગારેલું સુંદર ગૃહ કોનું છે?

સારથિએ આંગળી વડે દર્શાવીને કહ્યું, 'એ તમારા સસરા ઉગ્રસેન રાજાનું ઘર છે.' આ વખતે રાજકુમારી રાજિમતી રાજમેહેલના ગોખ ઉપર બેસી નેમિપ્રભુને નિરખવા લાગી. તે કેળવાએલી રાજકન્યા પ્રભુની મનોહર મૂર્ત્તિ જોઇ હૃદયમાં પ્રસન્ન થઇ ગઇ. તેણીએ વિચાર્યું કે, " મારાં ધન્ય ભાગ્ય છે કે જે આ પવિત્ર સ્વરૂપ સ્વામીને વરી હું મારો ધર્મ તથા સંસાર સુધારી શકીશ. આવા ગુણવાન્ પતિને વરી હું મારા શ્રાવિકાજીવનને કૃતાર્થ કરીશ. આ વખતે રાજિમતીની સખીઓ પરસ્પર આનંદ વાર્ત્તા

કરવા લાગી—"સખી જો, આ સુંદર વરને વરી રાજિમતી સૌભાગ્યવતીઓમાં શિરોમણિ ગણાશે. આવા ત્રિલોકપતિ સુંદર વર કોઇ ભાગ્યવતી ભામિનીનેજ પ્રાપ્ત થાય છે." બીજી ચંદ્રાનના બોલી—"વિધિએ રાજિમતીનું રૂપ-રંભાથી પણ અધિક કર્યું છે, જો આમાંથી વિધિ વિરહ કરાવે તો ઘણુંજ અનિષ્ટ થાય." ત્રીજી ચતુરા બોલી—"બ્હેન, એવી વિપરીત વાણી બોલ નહીં. સર્વ કાર્ય નિર્વિઘ્ન થશે." કોઇ ચોથી ચતુરા હસતી હસતી બોલી—"સખી, રાજિમતી, આ યાદવોની જાનમાં તારો પતિ કયો તે બતાવ્ય. જો તું મને કાંઇ ઇનામ આપે તો હું તને તારો પતિ નેમિકુમાર બતાવું." કોઇ બીજી બાળા બોલી ઉઠી—"બ્હેન, તું શું બતાવતી હતી? આપણાં કુંવરી સાહેબે, તો તેમને ક્યારના ઓળખી લીધા હશે. જો, આ તેમના વર યાદવોની જાનમાં સર્વથી જુદા પડે છે. જાણે પાતાળ કુમાર, કામદેવ કે મૂર્ત્તિમાન્ પુણ્યનો રાશિ હોય તેવો આ રાજકુમારીનો પતિ નેમિકુમાર દેખાય છે. બ્હેન, તું ખરેખર ભાગ્યવતી છું. નહીં તો આવા જિનેશ્વર પતિ ક્યાંથી મળે?"

આ પ્રમાણે ઉગ્રસેનના રાજમહેલના ગોખ ઉપર સખીઓનો વાર્ત્તાલાપ થતો હતો તે વખતે નેમિકુમારનો રથ જ્યાં મેહેલના આંગણામાં આવ્યો, ત્યાં પશુઓનો મોટો આર્ત્તનાદ નેમિકુમારના સાંભળવામાં આવ્યો. તે સાંભળી દયાળુ પ્રભુએ સારથિને પુછયું અરે સારથિ, આ દારૂણ સ્વર કોનો છે? સારથિ બોલ્યો—સ્વામી, આપના વિવાહ પ્રસંગે ઉગ્રસેન રાજા મોટી મીજબાની આપવાના છે, તેમાં આવેલા મીજમાનોને જમાડવા માંસને માટે આણેલાને એકઠા કરેલા પશુઓનો એ કરૂણામય સ્વર છે. તે સાંભળતાંજ દયાળુ નેમિપ્રભુ ચકિત થઇ ગયા. "અહા! વિચિત્ર ચિત્તવૃત્તિવાળા એ ઘાતકી પુરૂષોનાં ચરિત્રો શ્રવણ કરવા પણ અયોગ્ય છે, કે જેઓ

પોતાના ઉત્સવને અર્થે જંતુઓ સાથે નિષ્કારણ વૈર બાંધે છે. આવા ઘાતકી વિવાહમાં મારે ભાગ લેવો ન જોઇએ. એ અનુચિત કાર્યના આરંભનું નિમિત્ત કારણ થવું, એ મહાપાપ છે, માટે આવો વિપરીત વિવાહ કરવાનું કાંઇ જરૂર નથી."

પ્રભુ આવો વિચાર કરતા હતા, તેજ વખતે ગોખ ઉપર ઉભેલી રાજકન્યા રાજિમતી પોતાની સખીઓ પ્રત્યે બોલી—"સખીઓ, મારૂં દક્ષિણ નેત્ર ફરકે છે એ શું હશે? એક તરફ આ આનંદ મંગળ વર્ત્તાઇ રહ્યા છે, ત્યારે મારી તરફ આવા અનિષ્ટ નિમિત્ત શામાટે થતા હશે?" રાજકન્યાનાં આવાં વચન સાંભળી સખીઓ બોલી—"રાજકુમારી, ચિંતા કરો નહીં. આપનું અનિષ્ટ દૂર થાઓ. શાસનદેવ આપને સહાય કરશે."

આ વખતે નેમિકુમારે સારથિને કહ્યું, કે મારો રથ અહિંથી પાછો વાળ. આવા હિંસા ઉત્સવમાં ભાગ લેવાની મારી ઈચ્છા નથી. જ્યાં સર્વ જીવની રક્ષા થતી હોય, જ્યાં શુદ્ધ માર્ગની પ્રરૂપણા થતી હોય, અને જ્યાં નિર્દોષ કાર્યનો અમારંભ હોય, ત્યાંજ અમારી પ્રવૃત્તિ હોય છે.

આ પ્રમાણે કહી નેમિકુમાર તે પશુઓના સ્થાનમાં આવ્યા અને તેના સાચવનારા પુરૂષોને કહ્યું, સેવકો, આ શું કરો છો? આ નિરપરાધી પ્રાણીઓને શામાટે મારો છો? તેઓને છોડી મુકો. નેમિનાથનાં આવાં વચન સાંભળી સેવકોએ તત્કાળ પશુઓને છોડી મુકયાં. "પશુના રૂધિરથી છંટાએલો માણસ દુર્ગતિમાં જાય છે. આવા હિંસા પ્રધાન વિવાહરૂપી વિષ વૃક્ષની મારે જરૂર નથી." આ પ્રમાણે કહી નેમિનાથે સારથિને રથ પાછો વાળવા જણાવ્યું, જેથી રથ પાછો વાળી આગળ ચાલવા લાગ્યા. તે વાત શિવાદેવીના જાણવામાં આવવાથી તેમણે પોતાનો રથ પ્રભુની પાછળ હંકાર્યો અને પ્રભુને ઉભા રાખીને પુછયું, "વત્સ, તારે એ

પશુઓના માંસના ભોજનનું પ્રથમ શું કામ છે? તારે ક્યાં એ ભોજન કરવાનું છે? તારે તો પાણિગ્રહણ કરવાનું કામ છે. વ્હાલા પુત્ર, એવી હઠ કરીશ નહીં. તારૂં વિવાહ મંગળ જોઇ હું મારા નેત્રને શીતળ કરૂં.''

માતાનાં આવાં આગ્રહી વચન સાંભળી નેમિકુમાર નમ્રતાથી બોલ્યા—માતા, મને આગ્રહ કરો નહીં. મારા હૃદયના વિચાર ફરી ગયા છે. હવે માનુષી સ્ત્રી ઉપર મારૂં મનજ નથી. મારી ઇચ્છા મુક્તિરૂપી વધૂને વરવાને ઉત્કંઠિત છે. માયાળુ માતા, જો તમે મારી ઉપર પુત્રવાત્સલ્ય રાખતા હો તો મને આ પીડાકારી ભવપાશના ગાઢ બંધનમાં નાખો નહીં.

માતા શિવાદેવીએ ઘણી રગઝગ કરી પણ નેમિકુમારે માન્યું નહીં તેઓના હૃદયનો સિદ્ધાંત કોઇથી ફેરવી શકાયો નહીં; કારણકે, એ મહાનુભાવે તે વખતે આ સંસારના માયાવી અને દુઃખરૂપ સ્વરૂપને અવલોક્યું હતું. અને આત્મ સાધન કરવામાંજ પોતાના જીવનની કૃતાર્થતા માની હતી.

નેમિકુમાર જાનમાંથીજ પાછા વળી ગયા. એ વાત રાજકુમારી રાજિમતીના જાણવામાં આવતાં તેણીના હૃદયમાં ભારે ચિંતા ઉત્પન્ન થઈ આવી. પોતાનું દક્ષિણ અંગ ફરક્યું હતું, એ વાર્ત્તાએ તેના મનને વધારે શંકિત બનાવી દીધું હતું. તે ક્ષણે રાજિમતી ઉંચે સ્વરે કહેવા લાગી—અરે નેમિકુમાર, શું આવા ધૂર્ત્ત નીકળ્યા. તમે જે મુક્તિરમણીમાં આસક્ત થયા છો, તે રમણી સર્વ સિદ્ધ પુરૂષોને ધૂતનારી ગણિકારૂપ છે. જો તમારૂં મન એ મુક્તિરમણીમાં રમી રહ્યું હોત તો આંવો પરણવા આવવાનો આરંભ કરીને તમે મારી વિડંબના શામાટે કરી? આ સમયે તેણીની સખીઓ કહેવા લાગી—''પ્રિય સખી, જેની ઉપર તું આસક્ત થઈ છે, એ નેમિકુમાર પ્રેમ વગરના છે. એવા પ્રેમ

રહિત પુરૂષની ઉપર પ્રીતિભાવ શામાટે દર્શાવે છે? બ્હેન, એ વાત છોડી દે. આપણે તારે માટે કોઈ બીજા વરની શોધ કરીશું." તે સાંભળતાંજ સતી રાજિમતી આક્ષેપ કરી બોલી—" સખી, એ શું બોલો છો? હું તો એનેજ વરી ચુકી છું. કદિ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદિત થાય, તોપણ હું નેમિ શિવાય અન્ય પતિને વરનારી નથી. કદિ એ મહાનુભાવ પ્રિયનો હસ્ત વિવાહસમયે મારા હસ્તની સાથે ન મળ્યો તો હું દીક્ષા સમયે એનો હસ્ત વાસક્ષેપ સાથે મારા મસ્તક ઉપર મુકાવીશ. બ્હેનો, તમે કદિ પણ આવા વિપરીત વિચાર મારી આગળ જણાવશો નહીં. મન, વચનથી વરેલો પુરૂષ તે પતિજ છે. જે શુદ્ધ શ્રાવિકા હોય તે પછી બીજા પુરૂષને પતિપદ આપતીજ નથી. સતી શ્રાવિકાઓ એજ મહાવ્રતથી ભારત ઉપર વિખ્યાત થઇ છે. હવે આ મારા શરીરનો યાવજ્જીવિત તેજ માલિક છે. આ ભયંકર સંસારમાં મારે તેનુંજ શરણ છે." રાજિમતીનો આવો નિશ્ચય જાણી તેની સખીઓ સાનંદાશ્ચર્ય થઇ ગઈ અને એ રાજસતીને ઘણોજ ધન્યવાદ આપવા લાગી.

'નેમિકુમાર વિરક્ત થઇ પાછા વળ્યા' એ ખબર જાણી રાજા સમુદ્રવિજય પણ જ્યાં નેમિકુમાર હતા, ત્યાં આવ્યા. તેમણે કહ્યું,—હે નિર્મળ અંતઃકરણવાળા, પુત્ર, તું અમારો મનોરથ સફળ કર્ય. અમે જ્ઞાની પાસેથી જાણ્યું છે કે, તું આ ત્રણ જગતનો સ્વામી જિનેશ્વર છે, ભવિષ્યમાં તારો પ્રભાવ દિવ્ય અને લોકોત્તર છે. આ અનંત સંસારના દુઃખી પ્રાણીઓનો તું મહાન્ ઉદ્ધારક છે. વત્સ, વિચાર કરો. તમારી પેહેલાં પ્રગટ થયેલા ઋષભાદિ તીર્થંકરો પણ પરણીને પરમ પદ પામ્યા છે.

પિતા સમુદ્રવિજયનાં આવાં વચન સાંભળી નેમિકુમાર બોલ્યા—" પિતાજી, આવા અકાર્યમાં મને શામાટે આગ્રહ કરો છો?

સ્રી સમાગમમાં અસંખ્ય જંતુઓનો ઘાત થાય છે. મારા હૃદયમાં એ અકાર્ય કરવાની તદ્દન ઈચ્છા નથી. પિતાએ પોતાના બાળકને રાજી રાખવા જોઈએ. તો જો મને તમે અવિવાહિત રાખશો તો હું વધારે રાજી થઈશ. મારા સંવિગ્ન હૃદય ઉપર વૈરાગ્ય ભાવનાની એટલીબધી અસર થઈ ગઈ છે કે, મને આ સંસાર તુચ્છ લાગે છે. આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરેલા આ સંસાર તરફ મને ઘણો તિરસ્કાર છુટે છે."

આ સમયે કૃષ્ણ આવી ચડ્યા અને તેમણે વિનંતિપૂર્વક કહ્યું, "હે સર્વોત્તમ બંધુ, એકવાર પ્રસન્ન થઈને માતાપિતાના મનોરથ પૂરા કરો. માતપિતાને પ્રસન્ન કરવા એ સુપુત્રનું કર્ત્તવ્ય છે". કૃષ્ણનાં આવાં વચન સાંભળી નેમિકુમાર બોલ્યા—વ્હાલાં ભાઈ, હવે વિશેષ આગ્રહ ન કરો મેં મારા જ્ઞાનથી જેટલું જોયું હતું તેટલું થઈ ગયું છે. હવે હું દીક્ષા શિવાય બીજું કશું કરવાનો નથી, માટે પ્રસન્ન થઈ આજ્ઞા આપો.

નેમિકુમારનો આવો દૃઢ નિશ્ચય જોઈ સમુદ્રવિજય, કૃષ્ણ કે કોઈ પણ પછી બોલ્યું નહીં. નેમિપ્રભુ પાછા પોતાને ઘેર આવ્યા. વિવાહની બધી તૈયારીઓ વિશીર્ણ થઈ ગઈ. સતી રાજિમતીએ કંઠમાં ધારણ કરેલી મંગળમાળા તેમની તેમ રહી, અને વિવાહ પ્રસંગે એકઠું થયેલું સાજનમ્હાજન પોતપોતાને ઘેર ચાલ્યું ગયું.

અહિં ઘેર આવેલા નેમિપ્રભુ હૃદયમાં ઉત્તમ ભાવના ભાવતા હતા. તેવામાં લોકાંતિક દેવતાઓએ આવી કહ્યું, "હે કંદર્પ ઉપર વિજય મેળવનારા અને સર્વ પ્રાણીઓને અભય આપનારા સ્વામી, આપ જગતના કલ્યાણને માટે તીર્થ પ્રવર્ત્તાવો." આટલું કહી તે દેવતાઓ ચાલ્યા ગયા એટલે સંવેગથી રંગિત થયેલા નેમિપ્રભુએ વાર્ષિક દાન આપવા માંડ્યું. સૂર્યો-

દયથી એક પોરસી થાય ત્યાંસુધીમાં પ્રભુ એક ક્રોડ ને આઠ લાખ સોનૈયાનું દાન કરતા હતા. એવી રીતે એક વર્ષ સુધી દાન આપી દયાળુ પ્રભુએ ગિરનાર પર્વતના સહસ્રામ્રવનની નીચે દીક્ષા ગ્રહણ કરી. પવિત્ર હૃદયવાળા પ્રભુએ ત્યાં કાઉસગ્ગ ધ્યાને રહી મૌનવ્રત ધારણ કરી ચોપન દિવસ સુધી છઠ અઠમાદિ તપસ્યા કરી. પંચાવનમે દિવસે ત્યાં સર્વ કર્મનો ક્ષય થતાં તેમને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું હતું.

સતી રાજિમતીના જાણવામાં આવ્યું કે, નેમિકુમાર દીક્ષા લઇ ગિરનાર પર્વત ઉપર રહ્યા છે, આથી તેણીએ તેમની પાછળ પોતાનું જીવન સાધ્વીરૂપે નિર્ગમન કરવા નિશ્ચય કર્યો. તેણીના પવિત્ર હૃદયમાં નેમિકુમાર ઉપર જે પતિરૂપે પ્રેમ હતો તે ગુરૂરૂપે થઈ ગયો. શૃંગારરસ બદલાઈને ભક્તિરસ બની ગયો—“ નેમિનાથ, મારા ગુરૂ છે, મારા દેવ છે અને તારક છે. આ ભયંકર સંસારમાં મારે હવે તેમનુંજ શરણ લેવાનું છે. એ શરણાવગત વત્સલ ભગવાન મને નિર્ભય કરો.” આ પ્રમાણે ઉત્તમ ભાવના ભાવતી સતી રાજિમતી આ અસાર સંસાર ઉપર વિરક્ત થઈ ગઇ હતી.

સતી રાજિમતી હૃદયમાં ભક્તિભાવ ધારણ કરી એક વખતે ગિરનાર પર્વત ઉપર નેમિપ્રભુને વાંદવા ગઈ. પ્રભુનાં દર્શનથી તે મહાસતીના હૃદયમાં અતિ આનંદ ઉત્પન્ન થયો. તેણીના રોમેરોમમાં ભક્તિરસનો પ્રવાહ વહેવા લાગ્યો. આ વખતે પ્રભુ સર્વ પ્રાણીઓને ધર્મદેશના આપતા હતા. દેશનાની અંદર પ્રભુ આ સંસારને જંગલની ઉપમા આપી વર્ણવતા હતા. તે મહાનુભાવ બોલ્યા કે, “ભવ્ય પ્રાણીઓ, આ સંસાર એક ભયંકર જંગલ છે. આ શરીર છે તે ઘણાં છિદ્રવાળું ઘર છે. કાળ એક બળવાન લુંટારો છે; માટે મોહરૂપ અંધકારવાળી

રાત્રિને વિષે ધ્યાનરૂપી ખડ્ગ, વિરતિરૂપ ઢાળ અને શીળરૂપી કવચ લઇ સાવધાન રહી ચક્ષુઓ સ્થિર રાખી તમે જાગતા રહેજો." આ ઉપદેશવાણી સાંભળી સતી રાજિમતીના હૃદયમાં સારી અસર થઇ ગઇ: તે મહાનુભાવા તરત બેઠી થઇ બે હાથ જોડી બોલી—સ્વામી, હું આપની શરણે આવી છું, માટે કૃપા કરી મને દીક્ષા આપો. અને આ ભવોદધિમાંથી મારો ઉદ્ધાર કરો.

"આ મહાસતી ઘણી પવિત્ર અને તે આર્હત સતીમંડળમાં એક અલંકાર થશે." એવું ધારી પ્રભુએ તેને દીક્ષા આપી હતી. તે વખતે બીજા કેટલાએક ભવ્ય પ્રાણીઓએ પણ દીક્ષા લીધી હતી.

સતી રાજિમતીએ પ્રભુ પાસે દીક્ષા લીધી—એ વાત દ્વારકામાં ફેલાતાં લોકો ઘણા આશ્ચર્ય પામ્યા અને એ મહાસતીને ધન્યવાદ આપતા હતા. અને રાજિમતીના જીવનની સુધારણાનાં દૃષ્ટાંતો પોતાની પુત્રીઓને શિક્ષારૂપે દર્શાવતા હતા.

રાજિમતી હવે રાજકન્યા મટી પરમ સાધ્વી થઇ હતી. તેણીને વંદના કરવાને તેનાં માતાપિતા પરિવાર સાથે આવ્યાં હતાં. પિતા ઉગ્રસેને પોતાની પુત્રીને સાધ્વીરૂપે વંદના કરી જણાવ્યું કે, "સાધ્વીજી, હું તમારા પૂર્વ સંસારનો સંબંધી છું. અને તમે મારા પ્રિય સંતાન છો. તો મારે તમને એટલીજ વિનંતિ કરવાની છે કે, તમારા નિમિત્તે હવે મારૂં શું કર્ત્તવ્ય છે? તે કૃપા કરી જણાવો. તમે આ સંસારનો ત્યાગ કરી નિવૃત્તિ માર્ગના ઉપાસક થયા છો. હવે તમારે કોઇ જાતના સાંસારિક પદાર્થોની ઉપર ઇચ્છા નથી, તથાપિ મારી એટલી નમ્ર વિનંતિ છે કે, મારા આ વિશાળ રાજ્ય વૈભવનો કોઇ રીતે શુભ ઉપયોગ થતો હોય તો મને બોધરૂપે દર્શાવો."

સંસારી પિતાનાં આવાં વચન સાંભળી રાજિમતીએ શાંતિપૂર્વક જણાવ્યું, "રાજેંદ્ર, જો તમારા હૃદયમાં સારી ભાવના કે શ્રદ્ધા હોય તો તમારી રાજ્ય લક્ષ્મીનો સદુપયોગ કરજો. આર્હત શાસ્ત્રમાં દર્શાવેલા સાત ક્ષેત્રોમાં દ્રવ્યનો વ્યય કરજો. તેમાં ખાસકરીને શ્રાવિકાક્ષેત્રનું વિશેષ પોષણ કરજો; કારણકે, એ ક્ષેત્રમાંથી શ્રાવક સંતાનની ઉત્પત્તિ છે. જ્ઞાનરૂપ જળથી સારી રીતે સિંચન થયેલું શ્રાવિકાક્ષેત્ર જો ફળરૂપ થશે તો તેમાંથી ઉજ્વળ અને કેળવાએલા મધુર ફળ સંપાદિત થઈ શકશે. તે ક્ષેત્રની વૃદ્ધિ માટે શ્રાવકકન્યાશાળાઓ, અને શ્રાવિકાશાળાઓ સ્થાપન કરજો. પવિત્ર ગુરૂઓને અને ગુરૂણીજીને વિનંતિ કરી તેમની પાસેથી બાળ શ્રાવિકાઓને સારો બોધ અપાવજો. સદ્‌બોધક પુસ્તકો તેમને વંચાવજો અને તેમના અંતર્હૃદયમાં જ્ઞાનનું જ્યોતિ પ્રગટ કરાવજો."

સાધ્વી રાજિમતીનાં આ વચનો રાજા ઉગ્રસેને ગ્રહણ કર્યાં અને તે પ્રમાણે પ્રવર્ત્તન કરવાની તેમણે સતીની પાસે પ્રતિજ્ઞા કરી, જે સાંભળી પરોપકારી સતી રાજિમતી પોતાના હૃદયમાં ઘણોજ આનંદ પામી હતી.

કેટલોક સમય વીત્યા પછી સતી રાજિમતી એક વખતે નેમિનાથ પ્રભુને વંદન કરવાને ગિરનાર પર્વત ઉપર જતાં હતાં; તેવામાં માર્ગમાં મેઘવૃષ્ટિ થવા માંડી, તેથી તેમના વસ્ત્રો ભીંજાયાં, તેથી તે વસ્ત્રો સુકવવાને એક ગુફામાં ગયાં, અને ત્યાં જઈને તેમણે પોતાનાં સર્વ વસ્ત્રો છુટાં છુટાં સુકવી દીધાં. આ વખતે નેમિનાથ પ્રભુનો લઘુ ભાઈ રથનેમિ સાધુ પ્રથમથી તેજ ગુફામાં કાઉસગ્ગે ધ્યાને રહેલા હતા, ત્યાં તેણે પોતાની ભ્રાતૃ પત્ની રાજિમતીને વસ્ત્ર રહિત દીઠી. નગ્ન શરીરનું નિરીક્ષણ કરતાંજ રથનેમિ કામાતુર થઇ ગયા. પોતે 'કોણ છે અને કેવા વેષમાં છે', એ વાત

તેમના વિકારી હૃદયમાં વિસ્મૃત થઈ ગઈ. તેમનું હૃદય વિકારના જાળમાં પૂર્ણ રીતે આવૃત થઈ ગયું. તરતજ સતી રાજિમતીની દૃષ્ટિ તે વિકારી મુનિની ઉપર પડી. તરતજ સતીએ પોતાનાં વસ્ત્રો પહેરી લીધાં. અને માનસિક પશ્ચાત્તાપ કરવા માંડ્યો. પછી તરતજ તે સતી દૂરથી વંદના કરી ઉભાં રહ્યાં એટલે કામી રથનેમિ એકાંત જાણી તેણીની આ પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યો—"સાધ્વી રાજિમતી, તમારૂં શારીરિક સૌંદર્ય જોઇ મને મોહ તથા મદન બન્ને ઉત્પન્ન થયેલ છે. હે ભવ્યભામિની, મારી સાથે ભોગ ભોગવો અને મારી ઈચ્છા પૂર્ણ કરો. સુંદરી, તમે સાધ્વી થયાં છો, એ વાત આ વખતે મનમાં લાવશોજ નહીં. અને તે વિષેની ચિંતા પણ રાખશો નહીં. કારણકે, યુવાવસ્થામાં ભોગ ભોગવ્યા પછી ફરી આપણે વૃદ્ધ અવસ્થામાં વ્રત અંગીકાર કરીશું."

રતિરસની ઈચ્છાવાળા રથનેમિનાં આ વચનો સતીને વજ્રઘાત જેવાં લાગ્યાં. તેણીની પવિત્ર મનોવૃત્તિને દૃઢ ધારણ કરી સતીએ પોતાના પવિત્ર હૃદયમાં વિચાર્યું કે, "અહા! વિષયનો પ્રવાહ કેવો બળવાન છે? કામી પુરૂષ રાગાંધ બની કૃત્યાકૃત્ય જાણતો નથી. આર્હત શાસ્ત્રકારો પોકાર કરી કહે છે કે, 'આ જગતમાં જે નેત્રાંધ પુરૂષ છે તે પોતાની આગળ રહેલી દૃશ્ય વસ્તુનેજ જોઇ શકતો નથી, પણ જે રાગાંધ પુરૂષ છે, તે જે પોતાની પાસે હોય તેને દેખતો નથી અને પાસે ન હોય તેને દેખે છે.' આ રથનેમિ પણ તેવીજ રીતે રાગાંધ થયો છે. તે મદનના મહાવેગથી પોતાના સ્વરૂપને તદ્દન ભુલી ગયો છે. તે જાણતો નથી કે, આ સાધ્વી કોણ છે? કોની પરિગૃહીત છે? અને કોના હાથની દીક્ષિત છે? અહા! કર્મની કેવી વિચિત્રતા? એકજ કુળના, એકજ જનનીથી ઉત્પન્ન થયેલ બન્ને બન્ધુ વિવિધ

પ્રકૃતિના બનેલા છે. એક બન્ધુ પરમ દેવાધિદેવ જગત્પતિ પ્રભુરૂપ થયા છે, ત્યારે આ બીજો બન્ધુ કામને વશ થઇ ચારિત્રભ્રષ્ટ થવા તૈયાર થયો છે. અહા ! કામી મૂઢ લોકો કેવા ભ્રમિત થાય છે? તેઓ અશુચિના સમૂહવાળા સ્ત્રીના અવયવોમાં સુંદર કલ્પના કરી ક્ષણિક આનંદ મેળવે છે. ખેરના મળથી ભરેલા દાંતને કુંદના પુષ્પ માફક ગણે છે, રક્ત તથા અશ્રુ પૂર્ણ રહેનારા નેત્રોને નીલ કમળ સમાન ગણે છે, અશુચિ પૂર્ણ મુખને પૂર્ણ ચંદ્ર તુલ્ય માને છે, માંસ ગ્રંથિરૂપ સ્તનોને સુવર્ણ કલશની ઉપમા આપે છે, અસ્થિમય બાહુને લતા સમાન કલ્પે છે અને અપવિત્ર ઓષ્ટને પલ્લવ સમાન માની હર્ષિત થાય છે.”

“અહા! મદનનો આવેશ કેવો પ્રબળ છે? મનુષ્ય જ્યાંસુધી દુષ્ટ કામાગ્નિમાં પ્રજ્વલિત થયો નથી, ત્યાંસુધીજ તે પંડિત, કુલીન અને વિવેકી ગણાય છે. એ દુષ્ટ મદન કળાઓમાં નિપુણ એવા વીર નરોને પણ ક્ષણમાં વિકલ કરી નાખે છે, પવિત્ર પુરૂષોને ઉપહાસ્યના પાત્ર બનાવે છે અને ધૈર્યવાન્‌ના ધૈર્યને મુકાવી દે છે.”

સતી રાજિમતી હૃદયમાં આવા વિચાર કરી નમ્રતાથી બોલી—“મહાભાગ, તમે આ શું બોલો છો? હૃદયમાં તમારા સ્વરૂપનો ક્ષણવાર વિચાર કરો. તમે જ્યારે આમ રાગગ્રસ્ત થશો તો પછી ચારિત્ર ધર્મની મોટી નિંદા થશે. જૈન મુનિઓએ આ વિશ્વની સપાટી ઉપર જે ચારિત્રનો પ્રભાવ પ્રગટ કર્યો છે, તે સર્વથા કલંકિત થઈ જશે. તમારા જેવા સુજ્ઞ નરો સાધુ થઇને જ્યારે આવો વિપરીત રાગ ધારણ કરશે તો પછી જગતમાં સાધુ ધર્મ નિરાધાર થઇ જશે. રાગ કેવો અધમ અને પાપમય છે, તેનો આપ વિચાર કરો. રાગ ચેતના રહિત વસ્તુઓમાં પણ દોષનું પોષણ કરે છે. જુવોને મજીઠમાં રાગ (રંગ) રહેલો છે તો તેને બહુ માર સહન કરવો

પડે છે અને મહાતાપની તીવ્ર વેદના ભોગવવી પડે છે. વળી મૃતિકા કે, જે એકેંદ્રિય છે, તે (લાલ રંગ) વાળી હોય છે તો તેને છાણ સાથે મિશ્રિત કરી પાષાણથી વાટવી પડે છે. અરે મહાભાગ, આવી પાપ બુદ્ધિથી દૂર રહો. હું એક સાધ્વી અને વળી તમારા પૂર્વના પવિત્ર સંબંધથી યુક્ત છું. તમે જે દુ-વૉક્ય બોલો છો, તે નરકની ગતિને આપનારાં છે. અમારી સા-ધ્વીઓની વાત તો એક તરફ રહી, પણ જે સંસારી છે, તેઓ પણ જો કુદ્દષ્ટિથી પરસ્ત્રીને અવલોકનારા છે, તો તેઓ નરક ગતિના અધિકારી થાય છે. પોતાના પ્રચંડ પરાક્રમથી જગત્‌ને પરાભવ કરનારો રાવણ પણ પરસ્ત્રી સાથે પ્રેમાસક્ત થવાથી કુળનો ક્ષય કરી નરકગામી થયો છે.' તમારા પવિત્ર બંધુએ ત્યાગ કરેલા ભોગાદિકને ભોગવવાની તમે ઇચ્છા કરો છો, એ કેવી વિપરીત વાત? મર્યાદાને ઉલ્લંઘન કરનાર તમારાં જેવા મુનીને મરણજ સારૂં છે હે રથનેમિ તમે અને હું કોણ છીએ? તેનો વિચાર કરો. હું ભોજક વૃષ્ણિ કુળના રાજા ઉગ્રસેનની પુત્રી છું અને તમો અંધક વૃષ્ણિ કુળના રાજા સમુદ્રવિજયનો પુત્ર છો, તેથી આપણ બન્ને ઉત્તમ કુળમાં જન્મેલા છીએ. વમેલા વિષને પાછું ચુસી ન લેનારા ગંધક કુળમાં જન્મેલા સર્પોની જેમ આપણે ત્યાગ કરેલા ભોગને પાછા ગ્રહણ કરનારા ન થઇએ. તેથી હે યાદવ કુમાર, તમો નિશ્ચલ થઈ સર્વ પ્રકારના દુઃખને નિવારણ કરનારા સંયમનું આચરણ કરો. અરે રથનેમિ, તમો તમારી કુદ્દષ્ટિને સુદ્દષ્ટિ કરો. અને અમારા પૈદ્ગળિક તથા અશુચિ શરીર ઉપરથી સૌંદર્ય-પણાનો વિકારી મોહ છોડી દ્યો. જો તમો જે જે સ્ત્રીઓને કુદ્દષ્ટિથી અવલોકશો તો તે સ્ત્રીઓમાં 'આ સારી, આ વધારે સારી અને આને હું સેવું.' એવો ભાવ તમારા મલિન હૃદયમાં ઉત્પન્ન થશે અને તેથી વાયુથી પ્રેરાયેલા અને મૂળ બંધાયા વગરના વૃક્ષની પેઠે તમારો આત્મા અસ્થિર થઇ જશે. અર્થાત્ સર્વ દુઃખને ક્ષય

કરનારા સંયમ ગુણરૂપ નગારૂં મૂળ અતિશુદ્ધ થશે નહીં, તેથી આ સંસાર સમુદ્રમાં પ્રમાદરૂપ પવને પ્રેરેલા તમો આમ તેમ ભટક્યા કરશો."

સતી રાજિમતીનાં આવાં વચન સાંભળી રથનેમિ પ્રબુદ્ધ થઈ ગયા. તેમના હૃદયમાં ભવ્યત્વની ભાવના જાગ્રત થઇ આવી. સતીનાં સદ્દવચનોએ તેમને મોહ નિદ્રામાંથી જાગ્રત કરી દીધાં. તે વારંવાર પોતાનાં ઘોર પાપનો પશ્ચાત્તાપ કરવા લાગ્યા. પછી તરતજ રથનેમિ સતી રાજિમતીના ચરણમાં નમી પડ્યા. અને અંજળિ જોડી, બોલ્યા—મહાસતી, આ મહાપાપીનો તમે ઉદ્ધાર કર્યો છે. આ ચારિત્રભ્રષ્ટ મુનિને તમે તમારા મનોબળથી તારી લીધો છે. મારા ચંચળ અને વિકારી મનને તમે સ્વસ્થ કર્યું છે; તેથી તમે મારા ગુરૂને સ્થાને છો.

રથનેમિનાં આવાં નમ્ર વચન સાંભળી સતી રાજિમતીએ તેમને ધન્યવાદ આપ્યો, અને ત્યારપછી તે સાધ્વી પોતાને ઉપાશ્રયે ચાલ્યાં ગયાં.

સતી રાજિમતીએ કેટલોક સમય ચારિત્રાવસ્થામાં રહી વિવિધ પરોપકાર કર્યા હતા. અનેક શ્રાવિકાઓને પ્રતિબોધ આપી તેણીએ સન્માર્ગ દર્શન કરાવ્યું હતું. છેવટે સર્વ કર્મનો ક્ષય કરી એ મહાસતી નેમિનાથ પ્રભુના નિર્વાણ પેહેલાંજ મુક્તિગામિની થયા હતા.

સતી રાજિમતીનું શુદ્ધ ચરિત્ર અદ્યાપિ ભારતવર્ષની જૈન પ્રજામાં ગવાય છે. સર્વ જૈન સતીઓમાં રાજિમતીનું જીવન ચરિત્ર સર્વ શ્રાવિકાઓને અનુકરણીય અને ભાવનીય બન્યું છે. અવિવાહિત છતાં વિવાહિત વનિતાની જેમ સંપાદિત થયેલી તેણીની પતિભક્તિ, દેવભક્તિમાં રૂપાંતર થઈ તેણીને પરમ પદ આપનારી થઇ પડી હતી. ધન્ય છે એ મહાસતીને.

---



# ઋષિદત્તા.

આ સતી **ચિત્રાવતી** નગરીના રાજા હરિષેણની પુત્રી હતી. તેણીની માતાનું નામ **પ્રીતિમતી** હતું. રાજા હરિષેણ જૈન ધર્મનો પૂર્ણ રાગી હતો. તે સર્પ ઉતારવાનો મહામંત્ર જાણતો હતો. તે મહામંત્ર તેણે કોઇ મહાનુભાવ કુળપતિ મુનિ પાસેથી સંપાદન કર્યો હતો. અને તે મંત્રના પ્રભાવથી તેનો પ્રીતિમતીની સાથે પવિત્ર સંબંધ જોડાયો હતો. સતી ઋષિદત્તાનો જન્મ અને વિવાહ વિચિત્ર રીતે થયો હતો, જે વૃત્તાંત નીચે પ્રમાણે છે:—

આ ભરતક્ષેત્રના મધ્ય દેશમાં **રથમર્દન** નામે નગર છે. તેમાં **હેમરથ** નામે એક ન્યાયી રાજા રાજ્ય કરતો હતો. તેને સુયશા નામે સુંદર રાણી હતી. તે પોતાના અનુપમ સૌંદર્યથી દેવાંગનાનો પણ પરાભવ કરતી હતી. તે મહારાણીના ઉદરથી **કનકરથ** નામે એક કુમાર ઉત્પન્ન થયો હતો. તેણે અનુક્રમે ધર્મકળામાં કુશળ થઇ બીજી બોંતેર કળા સંપાદન કરી હતી.

એક વખતે રાજા હેમરથ સભાસ્થાનમાં બેઠો હતો, ત્યાં કોઇ દૂત આવ્યો. દ્વારપાળે રાજાની આજ્ઞાથી દૂતને અંદર પ્રવેશ કરાવ્યો. દૂત નમ્રતાથી પ્રણામ કરી બોલ્યો—મહારાજા, હું કાવેરી નગરીના રાજા સુંદરપાણિનો દૂત છું. રાજા સુંદરપાણિને

**વસુલા** નામની રાણીથી **રૂક્મિણી** નામે એક સુંદર કન્યા ઉત્પન્ન થયેલ છે. તે રાજકન્યાને તેના પિતાએ ઉત્તમ પ્રકારની ધાર્મિક અને સાંસારિક કેળવણી આપી છે. રાજકન્યા યૌવનવતી થતાં અમારા રાજાએ પોતાના વૃદ્ધ મંત્રીની સલાહથી આપના કુમાર કનકરથની સાથે તેણીનો વિવાહ સંબંધ જોડવાને વિચાર કર્યો છે. તેથી આપ કૃપા કરી તે વાતનો સ્વીકાર કરશો. અને તેને માટેજ ખાસ મને આપની પાસે મોકલ્યો છે. દૂતનાં આવાં વચન સાંભળી રાજા હેમરથ ખુશી થયો અને પછી બીજેજ દિવસે પોતાના કુમાર કનકરથને તે રાજકન્યા પરણવાને મોટા સૈન્યની સાથે મોકલ્યો.

કુમાર કનકરથ મોટા સૈન્ય સાથે કુચ કરી કાવેરી નગરીને માર્ગે ચાલ્યો. આગળ જતાં સંધ્યાકાળ થયો એટલે રાજકુમારે માર્ગમાં સૈન્યનો પડાવ નંખાવ્યો. જેવામાં કનકરથ રથથી ઉતરી સિંહાસન ઉપર બેઠો ત્યાં કોઇ દૂતે આવી કહ્યું, રાજકુમાર, તમારે આ માર્ગે આવવું ન જોઇએ. આ પ્રદેશનો સ્વામી અરિમર્દન નામે રાજા છે, તેમણે મારે મુખે કહેવરાવ્યું છે કે, તમે મને કહ્યા વિના મારા દેશમાં કેમ આવ્યા? છતાં જો આવ્યા તો યુદ્ધ કરો. દૂતનાં આવાં વચન સાંભળી કુમાર કનકરથ આવેશથી બોલ્યો—દૂત, જા, તારા રાજાને કહે કે તું યુદ્ધ કરવાને તૈયાર થઇ આવ્ય. તારા હાથની ખરજ ઉતારવાને હું તૈયાર છું. વળી કહેજે કે, ગરૂડ જેમ સર્પને હણે છે, તેમ આ રાજપુત્ર તને હણવાનેજ અહિં આવ્યો છે. દૂતે રાજકુમારનાં તેજ વચનો આવી અરિમર્દન રાજાને કહ્યાં. તે સાંભળતાંજ અરિમર્દન અતિ ક્રોધાતુર થઈ ગયો અને તરત મોટું સૈન્ય લઇ કુમાર કનકરથની ઉપર ચઢી આવ્યો. બન્ને મહાવીરોની સેનાઓ સામસામી આવી અને તેમની વચ્ચે ભયંકર

યુદ્ધ ચાલ્યું. વાજિત્રોના શબ્દથી અને ચતુરંગ સેનાના મહાનાદથી સકળ વિશ્વ વ્યાપ્ત રહ્યું અને નાદમય થઈ રહ્યું. છેવટે કુમારના રણવીર યોદ્ધાઓએ બાણનો વર્ષાદ વર્ષાવી અરિમર્દન રાજાના સૈનિકોને નસાડી મુક્યા. પછી શૂરવીર કનકરથે ધસારો કરી રાજા અરિમર્દનને હરાવી કેદ કરી લીધો. કેટલાક દિવસ સુધી પોતાની પાસે કેદ રાખી માફી મગાવી અને પોતાની આજ્ઞા મનાવી તેને કૃપાથી છોડી મુકી દેશ મોકલ્યો. રાજા અરિમર્દનને આ પરાભવ થવાથી હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. પોતાના પુત્રને રાજ્યનો ભાર સોંપી ગુરૂ પાસે દીક્ષા લઈ તે રાજર્ષિ થઈ ચાલી નીકળ્યો. અનુક્રમે ચારિત્ર પાળી સર્વ કર્મનો ક્ષય કરી તે મહાનુભાવ મુક્તિ પદને પ્રાપ્ત થયો.

ત્યાંથી કુમાર કનકરથ આગળ ચાલ્યો ત્યાં એક ભયંકર જંગલ આવ્યું. તેમાં કોઈ સ્થાને જળસ્થાન જોવામાં આવ્યું નહીં. રાજકુમારે ત્યાં છાવણી નાખી જળના શોધને માટે આસપાસ માણસોને મોકલ્યા. થોડીવારે જળની શોધમાં ગયેલા કેટલાએક અનુચરોએ આવી કનકરથને ખબર આપ્યા કે, "સ્વામી, અમે અહીંથી થોડે દૂર ગયા ત્યાં એક સુંદર સરોવર અમારા જોવામાં આવ્યું. સરોવરના તટ ઉપર દેવાંગના જેવી એક સુંદર સ્ત્રી અમારા જોવામાં આવી. અમે તેણીની પાસે જવા લાગ્યા, ત્યાં તે રમણી વિદ્યુતની જેમ ક્ષણમાં અદૃશ્ય થઈ ગઈ, અને કોઈ વૃક્ષની છાયામાં પેસી ગઈ. પછી અમોએ તેને ઘણુ ઘણુ જોઈ પણ તે પુનઃ અમારી નજરે પડી નહીં. પછી અમે ત્યાંથી પાછા ફર્યા."

અનુચરોનાં આવાં વચન સાંભળી રાજકુમાર ચકિત થઈ ગયો. તે વખતે ગગનમણિ સૂર્ય અસ્તાચળ ઉપર આવ્યો. પછી રાજકુમાર પ્રતિક્રમણ ક્રિયા કરી પરમેષ્ઠી મંત્રના ધ્યાન

અદ્ભુત શય્યામાં નિદ્રા લેવા ગયા. જ્યારે પ્રાતઃકાળ થયો એટલે કનકરથે નિત્ય ક્રિયા કરી પ્રયાણનો ડંકો વગડાવ્યો. સર્વ સૈનિકો સજ્જ થઈ ત્યાંથી આગળ ચાલવા લાગ્યા. અનુક્રમે કનકરથ સર્વ સૈનિકોની સાથે ચાલતા પેલા સરોવરની પાસે આવી પહોંચ્યો. ત્યાં સૈન્યનો પડાવ કરાવી રાજકુમાર સરોવરની આસપાસના વનમાં ફરવા લાગ્યો. ત્યાંના વનને વિષે ભમતાં ભમતાં કનકરથે પેલી સ્ત્રીને દીઠી. તે સુંદરીને અવલોકતાંજ રાજકુમાર હૃદયમાં ચકિત થઈ ગયો. અને વિચારવા લાગ્યો —અહો! આવું સ્ત્રી રત્ન મર્ત્ય લોકમાં હોય નહીં. જરૂર તે કોઈ દેવાંગના હશે! શી રમણીયતા! કેવું અનુપમ લાવણ્ય! આ પ્રમાણે રાજકુમાર ચિંતવતા હતા, ત્યાં તેના કેટલાક સૈનિકો પાછળ આવતા હતા, તેથી તે સુંદર બાળા અદૃશ્ય થઈ ગઈ. રાજકુમાર તેણીને આમતેમ શોધવા લાગ્યો. તેવામાં એક દિવ્ય વિમાનના જેવું સુંદર જિનાલય જોવામાં આવ્યું. "કદાચિત્ એ સ્ત્રી આ મંદિરમાં ગઈ હશે" એમ ધારી તેણે ચૈત્યની અંદર પ્રવેશ કર્યો; તેમાં એ સુંદરી તો જોવામાં ન આવી. પણ ત્યાં ઋષભદેવ ભગવાનની સુંદર પ્રતિમા જોવામાં આવી. પ્રતિમાના દર્શનથી રાજકુમારનું હૃદય પ્રસન્ન થઈ ગયું. તેણે ભાવથી તે પ્રતિમાનું પૂજન કર્યું. પૂજન કર્યા પછી રાજકુમારે ભગવંતની નીચે પ્રમાણે સ્તુતિ કરી:—

"અસંખ્ય ગુણવાળા અને સર્વ સુખરૂપી કંદમાં મેઘસમાન એવા હે ઋષભ જિનેશ્વર, તમે જયવંતા વર્તો. આજે આપના દર્શનથી મારાં નેત્રો સફળ થયાં; આપની પૂજા કરવાથી મારા કરકમળ સફળ થયા; આપને વંદન કરવાથી મારૂં મસ્તક સફળ થયું અને આપની સ્તુતિ કરવાથી મારી વાણી સફળ થઈ."

આ પ્રમાણે સ્તુતિ કરી રાજકુમાર વારંવાર પ્રભુને પ્રણામ

કરતો હતો, તેવામાં ત્યાં લાંબી લાંબી જટાવાળો અને ધૂળથી મલિન દેખાતા શરીરવાળો એક વૃદ્ધ તાપસ આવ્યો, અને તેની સાથે પેલી સુંદર કન્યા પુષ્પનો કરંડિયો હાથમાં લઇને ત્યાં આવી. તે મનોહર બાળિકા એકલવ ભગવાનની પૂજા કરી: પૂજન કર્યા પછી બહાર નીકળતાં તેણીએ કનકરથ રાજકુમારને જોયો. તેનો સુંદર દેખાવ જોઇ બાળિકા પ્રસન્ન થઇ અને હૃદયમાં વિચારવા લાગી કે, અહો! શું અહીં ઇંદ્ર, ચંદ્ર, કે સૂર્ય આવ્યો! અથવા સાક્ષાત્ કામદેવજ પોતે અહીં આવ્યો જણાય છે.

રાજકુમાર ચૈત્યની બહાર નીકળવા ગયો, ત્યાં પેલો વૃદ્ધ તાપસ તેના જોવામાં આવ્યો. રાજકુમારે સાનંદાશ્ચર્ય થઈ તે તાપસને વંદના કરી. તાપસે પુછ્યું, "તું કોણ છે? અહિં ક્યાંથી આવ્યો છું? અને તારૂં નામ શું?" તે ઉપરથી રાજકુમારે પોતાનો સર્વ સંબંધ તાપસને કહી બતાવ્યો. તેટલામાં પેલી સુંદર બાળા પુનઃ તેના જોવામાં આવી. રાજકુમારે વિનયથી પુછ્યું, મહાનુભાવ, આ જિનાલય કોણે બંધાવ્યું છે? અને આ કન્યા કોણ છે? તાપસ બોલ્યો—રાજકુમાર, એ કથા મોટી છે, તે દેવપૂજા કર્યા પછી તને કહી સંભળાવીશ. આ પ્રમાણે કહી તે વૃદ્ધ તાપસે જિનપૂજા કરી બહાર નીકળી કુમારને કહ્યું કે, "ભદ્ર, મારે સ્થાનકે ચાલો ત્યાં હું તમને સર્વ વાત કહીશ." પછી કુમાર તે મુનિના આશ્રમમાં ગયો. તાપસે તેનું યથા યોગ્ય આતિથ્ય કરી સ્વસ્થ થઈ નીચે પ્રમાણે વાર્ત્તા કહેવા માંડી:—

**મિથાવતી** નગરીમાં **હરિષેણ** નામે એક રાજા રાજ્ય કરતો હતો. તેને **પ્રિયદર્શના** નામે પટરાણી હતી. તેણીના ઉદરથી **અજિતસેન** નામે એક પુત્ર થયો. એક વખતે એમ બન્યું કે, રાજાએ પોતાની અશ્વશાળામાંથી એક વિપરીત

શિક્ષિત અશ્વ આણ્યો; ને તે ઉપર સ્વાર થઈ ને વનમાં નીકળી પડ્યો. અશ્વ વેગથી દોડતો અટક્યો નહીં. એટલે રાજા માર્ગમાં આવેલા એક વડની શાખા પકડી લટકી રહ્યો, પછી વૃક્ષ ઉપર થઈને નીચે ઉતરી પડ્યો. નીચે ઉતરી પાસેના સરોવર ઉપર જઈ સ્નાન તથા જળપાન કરી વૃક્ષોની ઘટાથી આચ્છાદિત એવા એક મુનિના આશ્રમમાં ગયો. તે આશ્રમમાં **વિશ્વભૂતિ** નામે કુળપતિ મુનિ રહેતા હતા. તેઓ કચ્છ મહાકચ્છના વંશમાં ઉત્પન્ન થયેલા હતા. રાજા હરિષેણે તે કુળપતિને નમસ્કાર કર્યો. મુનિએ તેના લક્ષણ ઉપરથી તેને મહાપુરૂષ જાણી લીધો. પછી તે મહાનુભાવે રાજાનું નામ આપી આશીર્વાદ આપ્યો—"હે હરિષેણ રાજા, આ ત્રણ ભુવનમાં પૂર્ણકુંભ જેવા શ્રી ઋષભદેવ ભગવાન્ તારા મંગળિક કાર્યોને પુષ્ટિ આપો, કે જે પ્રભુના કાનની પાસે રહેલી ભ્રમરના જેવી નીલકેશની ગુચ્છો આરોપણ કરેલા લીલા પત્રોની લીલાને ધારણ કરે છે."

આ પ્રમાણે આશીર્વાદ આપી કુળપતિએ રાજાને પુછ્યું, ભૂપતિ, અહીં ક્યાંથી? અને એકલા કેમ? પછી રાજાએ તે મહાનુભાવને પોતાની સર્વ હકીકત કહી સંભળાવી. પછી રાજા તે કુળપતિ મુનિના ચરણની સેવા કરવા લાગ્યો. એટલામાં વનને વિષે ઘણુ મોટા નાદ સંભળાવા લાગ્યા. "આ શું? આવો ભયાનક નાદ ક્યાંથી?" એમ બોલતા સર્વ આશ્રમવાસી જનો એક બીજાના મુખ સામું જોવા લાગ્યા. તે વખતે રાજા હરિષેણ હૃદયમાં વિચારી બોલ્યો—મહાનુભાવ, વખતે મારૂં સૈન્ય મારી પાછળ આવતું હોય એમ મને લાગે છે. પછી રાજા ઉઠીને તે સેના પાસે ગયો. રાજાને જોતાંજ સર્વ સેનામાં હર્ષ થઇ રહ્યા. પછી રાજાએ પોતાના સૈન્યને ત્યાંજ રાખ્યું અને પોતે એક માસ સુધી ત્યાં રહી મુનિ સેવામાં કાળ નિર્ગમન કર્યો.

વૃદ્ધ તાપસે હાથ લાંબો કરી કહ્યું, રાજકુમાર કનકરથ એ રાજા હરીષેણે આ રૂષભદેવ ભગવાનનું સુંદર મંદિર કરાવેલું છે. પછી જ્યારે રાજા હરિષેણ કુલપતિની પાસેથી રજા લઈ જુદો પડ્યો, ત્યારે કુલપતિએ તેને **વિષાપહાર** મંત્ર આપ્યો હતો. રાજા એ મંત્રનો પ્રયોગ જાણી મહોત્સવ સહિત પોતાની મિત્રાવતી નગરીમાં આવ્યો હતો.

એક વખતે મિત્રાવતીપતિ હરિષેણ સભામાં બેઠો હતો તેવામાં કોઈએ ત્યાં આવીને કહ્યું, "સ્વામિન્ **સ્વસ્તિમતી** નગરીના રાજા **પ્રિયદર્શન**ને વિદ્યુત્પ્રભા રાણીના ઉદરથી **પ્રીતિમતી** નામે એક પુત્રી ઉત્પન્ન થઇ છે. રાજાએ નિઃસંતાન હોવાથી એ પુત્રીનો જન્મોત્સવ મોટા આડંબરથી કર્યો હતો. તે સુંદર બાળા યોગ્ય વયની થઇ છે. કર્મયોગે તેણીને હમણાં સર્પ દંશ થયો છે. તે સર્પનું વિષ કોઇ રીતે પણ ઉતરતું નથી. રાજા, રાણી અને સર્વ પરિવાર આક્રંદ કરી રૂવે છે. તો અમે સાંભળ્યું છે કે, આપ સર્પના વિષને ઉતારી શકો છો, માટે આપ કૃપા કરી તે વિષ ઉતારો તો મહાન્ ઉપકાર થશે."

તે સાંભળી હરિષેણના હૃદયમાં દયા આવી, તરતજ તે વેગવતી હાથિણી ઉપર બેસી સ્વસ્તિમતી નગરીમાં આવ્યો અને ત્યાં જઇ વિષાપહાર મંત્રથી પ્રીતિમતીનું વિષ ઉતારી દીધું. તે મહોપકારથી હર્ષ પામેલા પ્રિયદર્શન રાજાએ પોતાની પુત્રી પ્રીતિમતી હરિષેણ રાજાને આપી. રાજા હરિષેણ તેને પરણી આડંબર સહિત પોતાની નગરીમાં આવ્યો. અનુક્રમે સંસારસુખ ભોગવતાં પ્રીતિમતીના ઉદરથી એક પુત્ર ઉત્પન્ન થયો. રાજાએ તેનું **ધીર** એવું નામ પાડ્યું. એવામાં હરિષેણને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે બાળ પુત્રને રાજ્ય સોંપી પોતે તપસ્વીવ્રત ગ્રહણ કર્યું. તેની સ્ત્રીએ પણ તપસ્વિનું વ્રત અંગીકાર કર્યું. બંને રાજદંપતી, નગરમાંથી બાહેર નીકળ્યા તે

સમયે પ્રજાજનો તેમને જતાં જોઇ રૂદન કરવા લાગ્યાં. રાજાએ સર્વને સમજાવી પાછાં વાળ્યાં. પછી તેઓ બંને તાપસવેષ ધારણ કરી વિશ્વભૂતિ કુલપતિના આશ્રમમાં રહ્યા અને તેમની સેવા પૂજા કરવા લાગ્યા.

આ અરસામાં એવું બન્યું કે. પ્રીતિમતીને ગૃહસ્થાવાસમાં ગર્ભ રહેલો તે ગર્ભ પાંચમે માસે અહીં તપસ્વિ અવસ્થામાં પ્રગટ થયો. તેથી તે સર્વ તાપસીઓમાં શરમાવા લાગી. એક વખતે ચિંતાતુર તાપસીને તેના પતિએ પૂછયું, સાધ્વી, તું સદાચારમાં લીન છે, તે છતાં તને આ ગર્ભ ક્યાંથી રહ્યો? પ્રીતિમતી શરમાતાં બોલી સ્વામી, મને ગૃહસ્થાશ્રમમાંજ ગર્ભ રહ્યો છે, પણ આપણાં સંયમમાં અંતરાય થવાના ભયથી મેં તે વાત પ્રગટ કરી ન હતી. તાપસી પ્રીતિમતીનાં આવાં વચન સાંભળી હરિષેણે ખિન્ન વદને કહ્યું, "તાપસી, આ બનાવ આપણાં તાપસવ્રતને કલંકિત કરશે. અને આપણુને તપશ્ચર્યામાં ધિક્કાર મળશે, માટે પ્રભાતે આપણે અહીંથી બીજે સ્થળે જઇને રહીશું." આવો વિચાર કરી તે તાપસદંપતી પ્રભાતે ત્યાંથી ગુપ્ત રીતે ચાલ્યાં અને કોઇ ગુપ્ત સ્થાનમાં જઇને રહ્યાં.

જ્યારે પ્રભાતે તાપસોએ તેમને દીઠાં નહીં એટલે તે વાત વૃદ્ધ મુનિને જણાવી. વૃદ્ધ મુનિ તેમની શોધમાં પાછળ ગયા, ત્યાં તેઓ ગુપ્ત રીતે રહેલા તે વૃદ્ધના જોવામાં આવ્યા. વૃદ્ધ મુનિએ હરિષેણને પત્ની સહિત પાછા આવવાને કહ્યું, ત્યારે સત્યવક્તા હરિષેણે કહ્યું, "પૂજ્ય સ્વામી, મારી પત્નીને ગૃહસ્થાવસ્થામાં ગર્ભ રહ્યો હતો. તેણીએ તાપસી દીક્ષા વખતે મને તે વાત ન કહી, તેથી હવે અમે અમારૂં કલંકિત મુખ કોઇને બતાવી શકીએ તેમ નથી, માટે અમે કોઇ બીજે સ્થળે રહેવા ઇચ્છીએ છીએ."

હરિષેણ તાપસનાં આવાં વચન સાંભળી વૃદ્ધ કુલપતિ બોલ્યા

"ભદ્ર, તેની શામાટે ચિંતા કરો છો ? ગૃહસ્થાવાસમાં જે બન્યું હોય, તેથી આ અવસ્થા શી રીતે દૂષિત થાય ? તમારે પરસ્પર સારી રીતે શીળ પાળવું, તેમાં તમારો શો દોશ ? એતો પૂર્વ કરેલા કર્મનું વિલસિત છે." વૃદ્ધ મુનિનાં આવાં વચન સાંભળી તે તાપસદંપતી પાછાં વળ્યાં અને તેઓ પોતાનાં કર્મને નિંદતા તે વસુભૂતિ કુલકરની સેવામાં તેજ આશ્રમમાં રહેવા લાગ્યા. એમ કરતાં ચાર માસ વ્યતીત થયા એટલે નવમે માસે પ્રીતિમતીને એક પુત્રી પ્રસવી. એ ઋષિઓના આશ્રમમાં જન્મી એ ઉપરથી તેણીના પિતાએ એનું નામ **ઋષિદત્તા** પાડ્યું. ઋષિદત્તા જન્મ્યા પછી પ્રીતિમતીને સૂતિકારોગ લાગુ પડ્યો અને તે થોડાજ દિવસમાં મૃત્યુ પામી ગઇ.

માતા વગરની ઋષિદત્તા તેણીના પિતાના લાલનપાલનમાં રહી ઉછરવા લાગી. હે રાજકુમાર, એજ આ મારી પુત્રી ઋષિદત્તા છે. એ ઘણી રૂપવતી હોવાથી 'કોઇ વનમાં ફરનાર કદિ એણીને લઇ જશે' એમ ધારીને મેં તેને અદૃશ્યકરણ અંજન આપ્યું છે; તેથી કોઇવાર તે અદૃશ્ય રહે છે ને કોઇવાર દૃષ્ટિગોચર થાય છે. એ હું તેનો પિતા અને આ મ્હારી પુત્રી તે અલક્ષ્ય રહેતી છતાં અત્યારે દૃષ્ટિએ પડી છે.

રાજકુમાર કનકરથ તે રમણીય ઋષિદત્તાને જોઈ રાગી થઇ ગયો. એટલામાં તો ઋષિએજ કહ્યું, હે કુમાર, તમે મારા અતિથિ થયા છો. તમારી પરોણાગતમાં જેમ વિનમિએ ભરતને પોતાની પુત્રી આપી હતી, તેમ હું આ મારી પુત્રી ઋષિદત્તા તમને આપું છું. સતી ઋષિદત્તા એ રાજકુમારની સાથે પોતાનો સંબંધ જોડવાને ખુશી હતી. તેથી તે પણ તેની ઉપર રાગવતી બની હતી. રાજકુમારે તે વાત માન્ય કરી. પછી ઋષિએ કનકરથ અને ઋષિદત્તાનો ત્યાં વિવાહ કર્યો. કુમાર કનકરથ ઋષિના આગ્રહથી કેટલાક

દિવસ ત્યાં રહ્યો હતો. જ્યારે તેણે ઋષિની પાસે જવાની આજ્ઞા માગી એટલે તે મુનિએ પોતાની પુત્રી ઋષિદત્તાને નીચે પ્રમાણે બોધ આપ્યો હતો:—

" વત્સે, તેં મારા આશ્રમમાં રહીને ધાર્મિક તથા સાંસારિક કેળવણી લીધી છે; તેથી તને શિક્ષા આપવાની જરૂર નથી, તથાપિ એક પિતા તરીકેની મારી પવિત્ર ફરજ બજાવવાને ખાતર હું તને થોડાક બોધ વચન કહું છું, તે તું ધ્યાનમાં રાખજે. પુત્રી, પ્રથમ તો તારે એજ વિચારવાનું છે કે હું કોણ છું, કોના કુળની છું અને મારૂં કર્ત્તવ્ય શું છે ? એ વિચાર કરવાથી તારા પ્રબુદ્ધ હૃદયમાં સારો પ્રકાશ પડી શકશે. અને તને તારા સ્વરૂપનું ભાન આવશે. બેટા, તું ઋષિઓના આશ્રમમાં ઉત્પન્ન થઇ છું, પણ તું એક જૈન રાજકુળની કન્યા છું. તારા કુળને શોભા મળે તેવા સત્કાર્યો કરવામાં તત્પર રહેજે. બ્હેન, તારી સ્વર્ગવાસી માતાના દુધને દીપાવજે. વડિલ જનની સેવા કરજે. પતિવ્રતા થઇ શીળવ્રતનું પાલન કરજે. કદિ તારે સપત્ની હોય, અને જો તે ઇર્ષ્યાથી તારી ઉપર ક્રોધ કરે, તથાપિ તું તેની ઉપર સામો કોપ કરીશ નહીં. ચંદ્રિકાના જેવી શીતળતા ધારણ કરજે. રાહુ ચંદ્રિકાને ગ્રસે છે, તથાપિ ચંદ્રિકા તપાયમાન થતી નથી. હે પુત્રી, તું સુખમાં હોકે, દુઃખમાં હો, તથાપિ ધર્મથી વિમુખ થઇશ નહીં. કારણકે, જીવોને ધર્મ માતા, પિતા, પુત્ર અને પ્રભુરૂપ છે. બ્હેન, ધર્મવતી શ્રાવિકા શ્રાવક સંસારને શોભાવી સદ્ગતિના સુખ સંપાદન કરે છે. એ વાત તારા હૃદય ઉપર લખી રાખજે. હંમેશા શુદ્ધમન, વચન અને કાયાથી તારા પતિની ભક્તિ કરજે. પતિની ઉપર ઇષ્ટ દેવની જેમ પરમ પ્રેમ ધારણ કરજે. પતિની આજ્ઞા વિના કોઇ પણ કાર્ય કરીશ નહીં. પતિ ભક્તિવાળી શ્રાવિકાઓએ આલોક અને પરલોક બંને સુધાર્યા છે. બેટા, હવે હું વૃદ્ધ

થયો છું અને મારા શરીરને વિષે વૃદ્ધત્વની અતિવેદના થયા કરે છે, તેથી હું હવે અગ્નિમાં પ્રવેશ કરીને મૃત્યુ સાધી લઇશ." પિતાના આવા વચન સાંભળી સતી ઋષિદત્તા પિતાના ચરણમાં નમી પડી, પિતાજી, આપનો સદાનો વિયોગ મારાથી સહન થઇ શકશે નહીં. મારે પિતૃગૃહ—પીયર કે મોશાળ–જે છે, તે બધું આપના શરીરની સાથે છે. જ્યારે આપ અગ્નિમાં પ્રવેશ કરો તો પછી આ ઋષિદત્તાને પિતૃગૃહનો લ્હાવો ક્યાંથી મળશે ? પુત્રીના આવા વચન સાંભળી તે વૃદ્ધ તાપસે જણાવ્યું, બેટા, મારા મરણનો શોક કરીશ નહીં. આ વખતે તારૂં સુખ જોઈ શાંતિ મેળવી મૃત્યુ પામવાથી મને જે સુખ થશે તે સુખ મને જીવતાં મળવાનું નથી. પછી મુનિએ ગદ્‌ગદ્ વાણીથી કુમારને કહ્યું,–"હે કીર્ત્તિવત્સલ રાજકુમાર, તમારા જેવા ધાર્મિક અને વિદ્વાનને વધારે શું કહેવું ? તથાપિ પુત્રીના વાત્સલ્યને એટલું કહું છું કે, આ મારી પુત્રી મારા આશ્રમમાં રહી તાપસ કુળના ઘણાં લાડ પામી છે, તેથી તમે તેનું કદિ પણ અપમાન કરશો નહીં. એ મારી પુત્રી વનમાં વસવાથી ભોળી છે. તે ભોળી છતાં મેં તમને સોંપી છે. જેમ મૃગની નાભિમાં ગયેલી ધૂળ પણ સુગંધી થાય છે, તેમ તમારા જેવા ગુણવાન્ પતિના સહવાસથી એ પણ ગુણવતીજ થશે."

વૃદ્ધનાં આવાં વચન સાંભળી કુમાર બોલ્યો—મહાનુભાવ, અગ્નિના યોગથી પ્રાણનો ત્યાગ કરો નહીં. કારણકે, આત્મહત્યા કરવાથી દુર્ગતિ પ્રાપ્ત થાય છે. વૃદ્ધે વિનયથી જણાવ્યું; વત્સ, ગમે તે હોય પણ મરણસાધન કર્યા વિના મારાથી ચાલે તેમ નથી. આટલું કહી તે વૃદ્ધ તાપસે પોતાની પુત્રી, જમાઈ અને મુનિની આજ્ઞા લઇ પંચપરમેષ્ટીનું સ્મરણ કરતાં કરતાં અગ્નિમાં પ્રવેશ કર્યો. પિતાના મૃત્યુથી પિતૃભક્તા ઋષિદત્તાએ ઘણોજ વિલાપ કર્યો. પોતાની પ્રિયાને અતિ વિલાપ

કરતી જોઇ ચતુર કુમાર કનકરથે તેણીને બોધવચનથી સમજાવી. પછી કેટલાક દિવસ ત્યાં રહી કનકરથ ઋષિદત્તાને લઇને પોતાની રાજધાની રથમર્દન નગરમાં પાછો આવ્યો. રાજા હેમરથે મોટા ઉત્સવથી વરવધૂને નગર પ્રવેશ કરાવ્યો. રથમર્દન નગરની રાજ્યભક્ત પ્રજા પોતાના બાળરાજા અને બાળરાણીના દર્શન કરી અત્યંત સંતોષ પામી.

આ અરસામાં કાવેરી નગરીના પતિ સુંદરપાણિ રાજાને ખબર પડી કે, કુમાર કનકરથ માર્ગને વિષે ઋષિદત્તાનું પાણિગ્રહણ કરી પાછો વળ્યો છે. અને પોતાની પુત્રી રૂક્મિણીને પરણવા આવ્યો નહીં. પછી તે વાર્ત્તા પોતાની રાણીને જણાવી અને રાણીએ તે વાર્ત્તા પોતાની રૂક્મિણીને કહી. ચતુર રૂક્મિણીએ પોતાની માતાને કહ્યું કે, "હું ગમે તે યુક્તિ કરીને ઋષિદત્તાનો પરાભવ કરીશ. પણ છેવટે તેજ પતિને પરણીશ." પુત્રીના આવા વચન સાંભળી માતાનું હૃદય સ્વસ્થ થયું.

કપટપ્રવીણ રૂક્મિણી **સુલસા** નામની કોઇ યોગિનીની ભક્તિ કરવા લાગી. ભોજન વસ્ત્ર વગેરેના દાનથી તેણીને ઘણું સંતોષી. એક વખતે પ્રસન્ન થયેલી સુલસાએ રૂક્મિણીને કહ્યું કે, 'તારી જે ઇચ્છા હોય તે કહે. હું તારી ઉપર પ્રસન્ન થઈ છું.' રૂક્મિણીએ ઉત્તર આપ્યો. યોગિની, જો તમે મારી ઉપર પ્રસન્ન થયા હો તો તમારી વિદ્યાના પ્રભાવથી એવું કરો કે, જેથી મારી શોકયઋષીદત્તા ઉપર કલંક બેસે અને કનકરથ અહીં આવે. યોગિની હાસ્ય કરી બોલી—"વત્સે, નિશ્ચિંત રહે. કુમાર કનકરથ પોતાની મેળેજ અહીં આવે. એવું હું કરીશ." આ પ્રમાણે કહી તે યોગિની રથમર્દન નગરમાં આવી.

સતી ઋષિદત્તા પોતાના પતિ કનકરથની સાથે સંસાર સુખ ભોગવતી હતી. સતીના સદ્ગુણોએ કુમાર કનકરથના

કોમળ હૃદયને હરી લીધું હતું. રાજશ્રાવિકા ઋષિદત્તા પ્રતિદિવસ નિત્ય નિયમ પ્રમાણે વર્ત્તતી હતી. તે પતિની આજ્ઞા વિના એક પગલું પણ ભરતી ન હતી. ઉત્તમ પ્રકારના ભકિતભાવથી તે પતિની મનોવૃત્તિને અનુસરતી હતી. તે સાથે પોતાના ધર્મને બાધ ન આવે તેવી રીતે પ્રવર્ત્તન કરતી હતી.

એક વખતે રાત્રિનો સમય હતો. સૂર્યની ગેરહાજરીનો લાભ લઇ અંધકાર વિશ્વના પ્રત્યેક ભાગમાં પ્રવર્ત્તી રહ્યું હતું. આ સમયે રૂકિમણીએ મોકલેલી પેલી સુલસા યોગિની રથમર્દન નગરમાં આવી હતી. તેણી પોતાની પરમ ભક્તા રૂકિમણીનું કાર્ય સાધવાનો ઉત્તમ લાગ જોતી હતી. તે યોગિનીએ અવસ્વાપિની નિદ્રા મૂકી કોઈ મનુષ્યનો ગુપ્ત રીતે વધ કર્યો. વધ કરીને તે યોગિની કનકરથ કુમારના મેહેલમાં પેઠી. તે વખતે સતી ઋષિદત્તા પોતાના પતિની સમીપે સુખે સૂતી હતી. રાજકુમાર પણ પ્રિયાના પ્રેમના ચેનમાં નિદ્રિત થયો હતો. કપટી યોગિનીએ આ સમયનો લાગ જોઇ તે બંન્ને દંપતીની ઉપર અવસ્વાપિની નિદ્રા મૂકી. પછી તે પેલા વધ કરેલા મનુષ્યના શરીરનું રક્ત અને માંસ લઇ જ્યાં ઋષિદત્તા સુતી હતી, ત્યાં આવી. ઋષિદત્તાની સુંદર આકૃતિ જોઈ યોગિની હૃદયમાં ચિંતવવા લાગી—“અહા! કેવું અનુપમ સૌંદર્ય! કેવું લાવણ્ય! કેવું સતીપણાનું તેજ! આવી સુંદર રમણીને પ્રાપ્ત કરનાર કુમાર કનકરથને ધન્ય છે.” આ પ્રમાણે ચિંતવી યોગિનીએ તે ઋષિદત્તાના મુખ ઉપર રૂધિરનો લેપ કરી તેણીના ઓશીશા ઉપર એક માંસનો કટકો મૂકી દીધો. પછી અવસ્વાપિની નિદ્રા હરી લઇ યોગિની ત્યાંથી ચાલી ગઇ. સમય થયો એટલે માણસો જાગી ઊઠ્યા. તેઓમાંથી એક જણનો ઘાત થયેલો જોઇ તેમણે મોટો કોલાહલ કરી મૂકયો.

તે ઉપરથી કુમાર જાગી ઊઠયો. તેણે પોતાની પ્રિયા સામું જોયું, ત્યાં તેણીનું મુખ રૂધિરથી ખરડાએલું જોવામાં આવ્યું. પછી ઓશીશા તરફ જોયું ત્યાં માંસનો કડકો જોવામાં આવ્યો. રાજકુમાર ચકિત થઇ ગયો અને ભયથી વિચાર કરવા લાગ્યો. એવામાં લોકોએ રાજા હેમરથની પાસે આવી ફરીયાદ કરી— "સ્વામી, કોઇ પુરૂષ અથવા સ્ત્રીએ રાત્રે અમારા એક માણુસનો ઘાત કર્યો છે."

આપ ન્યાયી અને પ્રજાપાળ રાજા છો; તેથી તે ખુનીનો શોધ કરી નિગ્રહ કરો. રાજા બોલ્યો—આવું ક્રૂર કામ કોઇ રાક્ષસ કે રાક્ષસીથી થવું જોઇએ. માટે જાઓ તેનો તપાસ કરો અને જો તે પકડાય તો તેને શિક્ષા કરો. રાજાની આવી આજ્ઞા લઇ તે લોકો તેની તપાસ કરવા લાગ્યા.

આ બધી ખબર કુમાર કનકરથના જાણવામાં આવી એટલે તે ઉંડા વિચારમાં પડયો. "શું મારી પ્રિયા ઋષિદત્તા રાક્ષસી હશે? તેણીએ મનુષ્યનો ઘાત કર્યો હોય તેમ લાગે છે. અરે! જો તેમ હોય તો ઘણુંજ વિપરીત કહેવાય! વળી આ વાત સંભવે કેમ? મેં નીતિ શાસ્ત્રમાં સાંભળ્યું છે કે, 'સુંદર રૂપ એ નિર્દોષતાનું સૂચક છે.' આવી રમણીય આકૃતિવાળી વનિતા આવું વિપરીત કામ કેમ કરે? અરે દૈવ! આ શું કર્યું? મારી પ્રેમની પાત્ર પત્ની ઉપર આવું કલંક કેમ આવ્યું? આ પ્રમાણે રાજકુમારે હૃદયમાં ઘણાં સંકલ્પ વિકલ્પ કર્યા પછી એ નિર્દોષ બાળાને જગાડી. પવિત્ર શુદ્ધસતી સત્વર જાગ્રત થઇ. તેણી પોતાના પતિની આગળ શરમાઇને ઉભી રહી. અને વિનયથી બોલી—પ્રાણનાથ, આ અપરાધી અબળાને ક્ષમા આપો. આપની પેહેલા જાગ્રત થઇ ઉઠવાનો મારો ધર્મ છે. તે આજે પ્રમાદને વશ થઇ અત્યાર સુધી સુઇ રહી તે હું મારા ધર્મથી ભ્રષ્ટ થઈ છું. રાજકુમારે ઇંતેજારીથી પૂછયું, પ્રિ-

યા, તું શુદ્ધહૃદય છે; તથાપિ મને તારા માટે એક શંકા આવી છે, તેથી જે પૂછુંછું, તે તું છુપાવીશ નહીં: રૂષિદત્તા સંભ્રાંત થઇ બોલી—" સ્વામી આપને શી શંકા છે? આપનાથી કાંઇપણું છુપાવીશ નહીં. આપ નિઃશંક થઇને કહો." "બાળા, તું કોઇ રાજાની પુત્રી છું કે રાક્ષસીછું ?" પતિનું આ વચન સાંભળતાંજ ઋષિદત્તા ચકિત થઈ ગઈ. અને તે ભયભ્રાંત થઈને બોલી—સ્વામી; આમ પુછવાનું શું કારણ છે? કુમાર બોલ્યો— " તારા મુખ ઉપર રૂધિર ખરડાએલું છે અને તારે ઓશીશે તાજા માંસનો કડકો છે, તે ઉપરથી મને લાગે છે કે, તેં કોઇનો ઘાત કર્યો છે." તે સાંભળતાંજ ઋષિદત્તાએ મુખ ઉપર હાથ ફેરવ્યો, ત્યાં રૂધિર દેખાયું અને ઓશીશાની પાસે માંસનો કડકો પણ જોવામાં આવ્યો. તે જોતાંજ ભામિની વિશેષ ભયભ્રાંત થઇ ગઇ. પછી તે પવિત્ર કામિની કંપતી કંપતી બોલી—" આર્યપુત્ર, કદિ હું પૂર્વભવમાં માંસ લુબ્ધ હોઉં તો કોણ જાણે ? પણ આ ભવમાં તો મારે સર્વથા માંસનો નિષેધ છે. આ વિષે હું કાંઇ પણ જાણતી નથી. મારા કર્મયોગે કોઇ વૈરીએ આ કામ કરેલું લાગે છે. હું સર્વથા નિરપરાધી છું, તે છતાં જો આપને મારે માટે શંકા હોય તો મારો નિગ્રહ કરો, કારણકે, દુષ્ટ હોય તો સડેલા અંગની પેઠે ઇષ્ટ વસ્તુને પણ તજી દેવી જોઇએ." સતીના આવાં નિર્દોષ વચન સાંભળી કનકરથના હૃદયની શંકા દૂર થઈ ગઈ. તે શાંત સ્વરે બોલ્યો—" પ્રિયા, તું સર્વથા નિર્દોષ છે. હૃદયમાં જરાપણ ખેદ કરીશ નહીં. તારા જેવી પવિત્ર પત્ની ઉપર મેં શંકા કરી તેને માટે ક્ષમા કરજે." પતિના આવાં વચન સાંભળી ઋષિદત્તાનું પ્રેમી હૃદય પ્રસન્ન થઈ ગયું. પછી તરતજ તેણીએ પોતાનું મુખ ધોઇ નાખ્યું. અદૃશ્ય રહેલી યોગિનીએ જાણ્યું કે, હજુસુધી ઋષિદત્તા નિર્દોષ રહી છે. એથી તેણીએ બીજે દિવસે પણ કોઇ એક મનુષ્યનો વધ કરી

રૂધિરથી તેનું મુખ ખરડ્યું અને ઓશીશા ઉપર માંસનો કડકો મૂક્યો. તથાપિ રાજકુમાર ઋષિદત્તાના પ્રેમથી વિમુખ થયો નહીં. એવી રીતે યોગિની તો નિરંતર આર્યા ઋષિદત્તાને તે પ્રમાણે કલંકિત કરવાને એકેક મનુષ્યનો વધ કરી તેણીનું મુખ ખરડવા લાગી. આખરે આ ભયંકર ખુનામરકીથી લોકો ત્રાસ પામી ગયા. લોકોનો ભયંકર ત્રાસ જોઇ રાજા હેમરથે પોતાના મંત્રીઓને બોલાવીને કહ્યું કે, મંત્રિઓ, આ શું છે? તમે આ વિષેનો પૂરતો તપાસ કરો. પ્રજાની મહાપીડા જોઇ તમારા હૃદય કેમ કંપતા નથી?

મંત્રીઓએ વિનયથી કહ્યું, મહારાજા, આ કામ કોઇ મનુષ્યનું નથી પણ કોઇ પાખંડી કે રાક્ષસનું છે. આપ આજ્ઞા આપો તો અમે નગરમાંથી સર્વ પાખંડી લોકોને બહાર કાઢી મૂકીએ. તે ઉપરથી રાજાએ જૈનમુની શિવાય બીજા તાપસ વગેરેને નગરની બાહેર કાઢવાની આજ્ઞા આપી.

કપટવતી યોગિની સુલસા આ સમયનો લાગ જોઈ ગુપ્તરીતે રાજાની પાસે આવી અને તેણીએ રાજાને જણાવ્યું, "રાજન્, આજે કોઈ દેવતાએ મને સ્વપ્નમાં કહ્યું કે, રાજા જે પાખંડીઓને બાહેર કાઢે છે, તેઓ નિર્દોષ છે, પણ રાજાના પુત્રની વધૂ ઋષિદત્તા જે વનમાં ઉછરેલી છે, એજ રાક્ષસી છે અને આ ભયંકર ખુનામરકી તેનાથીજ થાય છે. જો રાજા તે વાત ન માનતા હોય તો તેણે ગુપ્તરીતે રાત્રે તપાસ કરવી." યોગિનીના આવા વચન સાંભળી રાજા વિસ્મય પામી ગયો. અને તે બોલ્યો કે, હું આજેજ તેની તપાસ કરીશ. આ પ્રમાણે કહી તે અધમ યોગિની ચાલી ગઈ. આ વખતે રાજકુમાર પોતાના પિતાને પ્રણામ કરવા આવ્યો હતો, તેણે પણ તે યોગિનીની વાત સાંભળી લીધી. વિવેકી રાજકુમાર પોતાની નિર્દોષ નારીને માટે ચિંતા કરવા લાગ્યો. "ઋષિ-

દત્તા શુદ્ધ શ્રાવિકા સતી છે. તે છતાં જો આ વાર્ત્તા સત્ય ઠરશે તો મારી પ્રિયાનો દોષ પ્રગટ થશે. પછી મારે શું કરવું ?" આ પ્રમાણે ચિંતાતુર થયેલા કુમારને રાજાએ આજ્ઞા કરી—'વત્સ, તું અહિંજ રહેજે. તારી પત્નીની ચેષ્ટા મારે જોવી છે.' પિતાની આવી આજ્ઞા થતાં પિતૃભક્ત રાજકુમારને ભારે ચિંતા થઈ પડી. તેણે વિચાર્યું કે, એક બાજુએ પિતાની આજ્ઞા કે જે મારે ઉલ્લંઘન કરવી ન જોઈએ, અને બીજી તરફ તે નિર્દોષ સ્રીને મોટું દુઃખ થશે. "એક બાજુ સિંહ અને બીજી બાજુ નદી જેવું મને થયું છે." એવામાં રાજાએ તો ઋષિદત્તાના મેહેલની આસપાસ પોતાના સેવકોને ગુપ્તરીતે બેસાર્યા. જ્યારે રાત્રિનો સમય થયો, એટલે પેલી સુલસા યોગિની આવી, તેણે આવી ઋષિદત્તાનું મુખ રૂધિરથી ખરડ્યું અને માંસનો કટકો તેણીને ઓશીશે મૂક્યો. પછી તે દુરાશયા ગુપ્તરીતે ત્યાંથી ચાલી ગઈ. તે દુષ્ટાનું આ ચરિત્ર રાજાના સેવકોના જોવામાં આવ્યું નહીં અને તેમણે ઋષિદત્તાનું મુખ રૂધિરથી ખરડાયેલું જોયું. પછી આવીને તેમણે તે વાત રાજાને જણાવી. તે ઉપરથી ક્રોધાતુર થઈ રાજાએ રાજકુમારને ઠપકો આપી કહ્યું, "અરે અવિચારી પુત્ર, તેં જાણતાં છતાં આવી દુરાચાર રાક્ષસીને કેમ અંગીકાર કરી? અહિંથી દૂર જા. તારૂં મલિનમુખ બતાવ નહીં. અરે રાક્ષસીપતિ, તેં મારા ઉજ્વળ કુળને કલંકિત કર્યું." પિતાના આવા દુર્વચનો સાંભળી રાજકુમાર ખિન્ન થઈ બોલ્યો—"પિતાજી સાહસ કરો નહીં. આ સર્વ મિથ્યા છે, તમારી વધૂ સર્વ રીતે નિર્દોષ છે. એ ઋષિકુળમાં ઉછરેલી શુદ્ધ શ્રાવિકા છે મને તેણીના ચરિત્ર ઉપર પૂર્ણ પ્રતીતિ છે. પૂજ્ય પિતા, મારી ઉપર કોપ લાવો નહીં; પરંતુ ક્ષમા કરો." કુમારે આવા વિનીત વચનો કહ્યા, તથાપિ રાજાનો કોપ શાંત થયો નહીં. તે વિશેષ કોપાતુર થઇ બોલ્યો— "અરે પુત્ર, તારા સંચળ ચિત્તને એ રાક્ષસીએ ભમાવ્યું લાગે છે. જે આ

પ્રત્યક્ષ જોયું તે શું સત્ય નથી? તેમ છતાં જો તને પ્રતીતિ ન હોય તો તું પોતે જઈ તેની તપાસ કર્ય." પિતાની આજ્ઞા થતાં કનકરથ બેઠો થયો અને તે પોતાની પ્રિયા ઋષિદત્તાની પાસે આવ્યો. તેણે પોતાની રક્તમુખી રમણીને ફરીવાર પૂછ્યું, "પ્રિયા, આ શું છે? તારૂં દુશ્ચેષ્ટિત તો નથી? મારા પિતા પ્રકોપિત થયા છે. સતિ ઋષિદત્તા ખિન્નવદને બોલી—પ્રાણેશ, આ વિષે હું કાંઇપણ જાણુતી નથી; તે છતાં આપને વેહેમ હોય તો મને ભારે શિક્ષા કરો. " આ પ્રમાણે કુમાર અને ઋષિદત્તા વાત કરતાં હતાં, ત્યાં નગરનો કોટવાળ કેટલાએક મારનાર માણસોને સાથે લઈને ત્યાં આવ્યો અને તેને રાજકુમારને પ્રણામ કરી જણાવ્યું - કે, "મહારાજાએ આપના રાણીને જાનથી મારવાનો હુકમ કર્યો છે, તેથી તે રાણી તમે અમારે સ્વાધીન કરો." પિતાની આવી આજ્ઞા સાંભળી પિતૃભક્ત રાજકુમાર દૂર ઉભો રહ્યો અને કોટવાળ સતિ ઋષિદત્તાને કેદ કરી લઇ ગયો. સતીના પ્રેમમાં મુગ્ધ થયેલા રાજપુત્રના નેત્રમાંથી અશ્રુધારા ચાલવા લાગી. મારાઓએ ઋષિદત્તાને બાંધી 'આ રાક્ષસી છે' એમ જાહેર કરી નગરમાં ફેરવી અને સર્વ નગર જનની સમક્ષ તેણીનો ભારે તિરસ્કાર કર્યો.

પવિત્ર ઋષિદત્તાએ પોતના શીળ ધર્મથી અને સ્ત્રીકેળવણી વડે સંપાદન કરેલા સદ્ગુણોથી નગર જનની પ્રીતિ સંપાદન કરી હતી, તેથી લોકો તેણીની એ સ્થિતિ જોઇ ઘણાં શોકાતુર થતાં હતાં. એ ઋષિદત્તા રથમર્દન નગરની નારીઓને સ્ત્રીકેળવણીનો મહાન્ લાભ આપતી હતી શ્રાવક પ્રજાની બાળિકાઓની પરીક્ષા લઇ ઉત્તમ પ્રકારનું ઉત્તેજન આપતી હતી. તે દરેક પર્વદિવસે સાધર્મિ વાત્સલ્ય કરી ચતુર્વિધ સંઘની સારી સેવા કરતી હતી. પોતાના પ્રેમી પતિ કનકરથની પાસે પણ સ્ત્રીકેળવણીને ઉત્તેજન અપાવતી હતી. આ-

વી સતી ઋષિદત્તાને મારાઓના મંડલમાં બાંધેલી જોઈ સર્વ સ્ત્રીઓ ઊંચે સ્વરે આક્રંદ કરવા લાગી; 'આ સતી કુશળ રહેજો' એમ શેરીએ શેરીએ શ્રાવિકાઓના મુખમાંથી આશીષના ઉદ્‌ગાર નીકળતા હતા. સતી ઋષિદત્તાને મારાઓ શ્મશાન ભૂમીમાં લઈ ગયા તે વખતે સૂર્ય અસ્ત પામી ગયો. શ્મશાનની ભયંકર ભૂમિમાં એ સતીને ઉભી રાખી નિર્દય મારાઓ-એ તેનીપર પ્રહાર કરવા માંડ્યો. તેઓના પ્રચંડ પ્રહારથી ઋષિદત્તા મૂર્છિત થઈ ભૂમિ ઉપર પડી ગઇ. અને તે કાષ્ઠવત્ ચેષ્ટા રહિત દેખાવા લાગી. એ ઉપરથી તેણીને મૃત્યુ પામેલી જાણી ક્રૂર મારાઓ પોતાના સ્થાનકે ચાલ્યા ગયા.

શ્મશાનની ભયંકર ભૂમિમાં પડેલી ઋષિદત્તા ઘણીવારે વનના શીતળ પવનથી સ્વસ્થ થઇ. પોતાના કર્મને નિંદતી ઉભી થઇ, એ બાળા આમતેમ ભમવા લાગી. ત્યાંથી આગળ જતાં જ્યાં પોતાના પિતાનો આશ્રમ હતો, ત્યાં આવી પોતાની પૂર્વ પરિચિત ભૂમિને જોઈ તે બાળાને પોતાના સ્વર્ગવાસી પિતાનું સ્મરણ થઇ આવ્યું. જે સ્થાને તેણીનો પિતા અગ્નિ પ્રવેશ કરી ભસ્મીભૂત થતો હતો, તે સ્થાને બેસીને તે ગાઢ સ્વરે વિલાપ કરવા લાગી—"હે પિતા! તમે કયાં છો? આ તમારી વ્હાલી પુત્રી અતિ દુઃખમાં આવી પડી છે, તેની સંભાળ લ્યો. હે તાત! જ્યારે તે સમયે તમે મૃત્યુ પામ્યા, ત્યારે આ પ્રિય પુત્રીને સાથે કેમ ન લઇ ગયા? હે પુત્રીવત્સલ! અહીં આવી તમારી દુઃખી દીકરીને દર્શન આપો. હે દયાળુ મુનિ! તમે પ્રગટ થઇ દીન, અશરણ અને એકાકી એવી આ બાળાને આવી આશ્વાસન આપો પિતાજી. આ શૂન્ય વનમાં આ દુઃખણી દુહિતા આપના વિના કોની પાસે પોકાર કરે?"

આ પ્રમાણે પિતાને ઉદ્દેશીને વિલાપ કર્યા પછી, તે પવિત્ર સતી પોતાના પતિને ઉદ્દેશી બોલી—"હે જીવ! તે

શા પાપ કર્યા હશે? કે જેથી નિર્દોષ છતાં પણ તારીપર આવું કલંક આવી પડ્યું. અરે વિધિ! અરે કર્મ! તમે મને આવું વૃથા કલંક આપ્યું તે ઘણું અનુચિત કર્યું છે. હું તો માથે આવી પડેલા કષ્ટને ભોગવીશ પણ મારા પ્રેમી પતિના શા હાલ થશે? એ પવિત્ર પતિ મારા વિના શી રીતે રહી શકશે? કદિ ચિરકાળે તે મને ભુલી જશે પણ આ હતભાગ્ય અબળા પતિસેવાથી વિમુખ થઇ તેને માટે કોઈને દયા આવી નહીં. સ્ત્રીજીવનની સાર્થકતા પતિભક્તિમાં છે. એ મહાન્ લાભ મને મારા જીવનમાં મળશે નહીં, તેને માટે મને અતિશય અપશોષ થાય છે."

સતી ઋષિદત્તા આ પ્રમાણે વિલાપ કરી પોતાના પિતાની ઝુંપડીમાં ગઇ. તે શુન્ય સ્થાનમાં વાસ કરી ફળ મૂળ વગેરેનો આહાર કરી પોતાનું દુઃખી જીવન ગાળવા લાગી. એક વખતે એ મહાસતીને વિચાર થયો કે, "આવા નિર્જન વનમાં મારા જેવી સુંદર અબળાને રહેવું તે જોખમ ભરેલું છે. કદિ કર્મયોગે જો કોઈ ક્રૂર કે વિષયી પુરૂષ અહીં આવી ચડે તો મારા શીળની રક્ષા કષ્ટ ભરેલી થઇ જાય, તેથી કોઇ ઉપાય કે યુક્તિથી આ શરીરને બીજા રૂપમાં મુકી રહું તો વધારે સારૂં."

આ પ્રમાણે ચિંતવન કરતા તેણીને એક વાત યાદ આવી—તેણે મનમાં વિચાર્યું કે, "મારા તાપસ પિતાએ પૂર્વે મને અહીં એક ઔષધી બતાવી હતી કે, જે ઔષધીના પ્રભાવથી સ્ત્રી હોય તે પુરૂષ થઇ શકે છે. જો હું તે ઔષધીનો ઉપયોગ કરૂં, તો પછી નિર્ભયપણે આ નિર્જન સ્થળે રહી શકાય. આવું ચિંતવી સતી ઋષિદત્તા તે ઔષધી લેવા ગઈ અને તે ઔષધીના પ્રયોગથી તે પુરૂષ પામી, તાપસવ્રત લઈ તે સ્થળે રહેવા લાગી.

ઋષિદત્તા પુરૂષરૂપે થઇ ધર્મારાધન કરતી હતી. ત્રિકાળ

જિનપૂજા કરી પુણ્યના રાશિ સંપાદન કરતી હતી. ધાર્મિક ક્રિયામાં રક્ત થઇ એ સતી હૃદયમાં સારા સારા વિચારો લાવતી અને ભારતવર્ષની જૈન બાળાઓના ઉદયના માર્ગનું મનન કર્યા કરતી હતી. તેણીના ભાવિક હૃદયમાં જૈન પ્રજાના ધાર્મિક અને સાંસારિક ઉન્નતિના વિચારો સ્ફુર્યા કરતા હતા. તે સાથે શ્રાવિકા-જીવન કેવી રીતે ગાળવું જોઇએ એ નિર્ણય પણ તેણીએ હૃદયમાં સ્થાપિત કર્યો હતો.

અહીં પાછળ ઋષિદત્તાને જ્યારે મારાઓને સોંપી અને તેઓ તેણીનો વધ કરવાને શ્મશાનમાં લઈ ગયા, એ વાર્ત્તા જાણી કુમાર કનકરથ અત્યંત રૂદન કરવા લાગ્યો. સતીના વિરહરૂપ અગ્નિથી તેનું શરીર શોષાઇ ગયું. તે વારંવાર સતીનું સ્મરણ કરી હૃદયમાં અત્યંત પરિતાપ પામવા લાગ્યો. તેણે પોતાના મેહેલમાં રહી વિલાપ કર્યો કે, "અરે પ્રિયા! તારા જેવી સદ્ગુણી શ્રાવિકા મને ક્યાંથી મળશે? અરે દૈવ! તેં આ શો કોપ કર્યો? ઋષિદત્તા જેવી નિર્મળ નારીને કલંકિત કરવાથી તારા હાથમાં શું આવ્યું? તેં મારા રાજકીય શ્રાવકસંસારને બગાડી દીધો."

યોગિની સુલસા પોતાનું કાર્ય સિદ્ધ કરી મનમાં મ્હલકાતી કાવેરીપુરીમાં આવી. તેણીએ આવી રૂક્મિણીને કહ્યું; "બ્હેન, તારૂં કાર્ય સિદ્ધ કર્યું છે. તારી શોક્ય ઋષિદત્તાનો વિનાશ થઈ ગયો છે. હવે તું સ્વેચ્છાથી રાજકુમાર કનકરથની સાથે વિવાહિત થા." યોગિનીનાં આવાં વચન સાંભળી રૂક્મિણી હૃદયમાં ખુશી થઈ અને તેણીએ યોગિનીનો હૃદયથી ઉપકાર માન્યો. પછી રૂક્મિણીએ આ વાર્ત્તા પોતાની માતાને જણાવી. માતાએ પુત્રીના હિતની ખાતર તે વાત પોતાના પતિ સુંદરપાણિ રાજાને કહી. રાજાએ તરતજ પોતાના એક દૂતને રથમર્દન નગરના રાજા હેમરથની પાસે મોકલ્યો. દૂતે જઇ હેમરથ રાજાને કહ્યું, "કા-

વેરી નગરીના રાજા સુંદરપાણિ આપને કહેવરાવે છે કે, મ્હારી પુત્રી રૂક્મિણી આપના પુત્ર કનકરથને પરણુવા ઇચ્છે છે; તો આપે કૃપા કરી તેને અહીં પરણુવા મોકલવા.” દૂતની આવી વાણી સાંભળી હેમરથ રાજાએ એકાંતમાં આવી પોતાના દુઃખી પુત્ર કનકરથને કહ્યું.—“હે પુત્ર, તું શામાટે નિરંતર ખેદ કરે છે? એ તારી સ્ત્રી રાક્ષસી હતી. જો તું તેણીના સહવાસમાં રહ્યા હોત તો કોઇ વાર તારા શરીરને હાનિ થઈ જાત. જે બન્યું તેનો ખેદ કરવો ન જોઇએ. વત્સ, ચાલ ઉઠ, મારી આજ્ઞાથી તું કાવેરી નગરીના રાજા સુંદરપાણિની પુત્રી રૂક્મિણીને પરણુવા જા. સત્પુત્રોએ પિતાની આજ્ઞા માનવી જોઇએ.” પિતાની આજ્ઞા થતાં કુમાર કનકર[illegible] પોતાની ઈચ્છા વિના પણ ત્યાં જવાને સજ્જ થયો. તે શુભ [illegible] કેટલાએક પરિવારની સાથે કાવેરી નગરી તરફ ચાલ્યો.

માર્ગે ચાલતાં [illegible] પેહેલા ઋષિદત્તાનો મેળાપ થયો હતો, તે વન આવ્યું. તે [illegible] પેસતાંજ કનકરથના નેત્રમાંથી અશ્રુની ધારા ચાલી. રાજ[illegible] વિચાર્યું, “ અહો ! આ તેજ વન કે જ્યાં પૂર્વે પ્રાણ પ્રિયા ઋ[illegible]દત્તાનું મેં પાણિગ્રહણ કર્યું હતું. આજ એ પવિત્ર સતીના સમ[illegible]નની ભૂમિ છે. મારા જીવનને સફળ કરનાર એ શ્રાવિકા રત્નની આજ ખાણ છે. અરે ! એ રત્ન મેં યાવજજીવિત ગુમાવી દીધું. હજુ એ રત્નના વિનાશને દિવસ વિશેષ થયા નથી. તેટલામાં હું નફટ રાજકુમાર ફરીવાર પરણુવાને પણ ચાલ્યો. પણ શું કરવું ? પિતાની આજ્ઞાને આધીન થવું એ મારો ધર્મ છે. પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા કુપુત્રોને સહસ્રવાર ધિક્કાર છે. એક તરફ પિતાની આજ્ઞાનું પાલન અને બીજી તરફ પ્રિય પત્નીના વિયોગનું વિસ્મરણ કરી બીજી સ્ત્રી સાથે પરણુવા જવું—એ અનુચિત છતાં મારે આજ્ઞાને આધીન થઈ આચરણ કરવું પડે છે. જો પિતાની આજ્ઞા ન હોત તો હું

કદિ આવું દુરાચરણ કરત નહીં. પૂર્વની પ્રેમવતી પત્નીના પ્રેમને વિસારી અન્ય અંગનાને પરણનારા સ્વાર્થી પુરૂષોને ધિક્કાર છે."

આ પ્રમાણે ચિંતવતા રાજકુમારે ત્યાં રહેલા જિનાલયમાં પ્રવેશ કર્યો. તેણે પૂર્ણભાવથી ભક્તિ સહિત પ્રભુની પ્રતિમાના દર્શન કર્યાં. એ જિનભક્ત રાજકુમાર પ્રભુભક્તિથી રોમાંચિત થઇ ગયો. તેનું આસ્તિક હૃદય અર્હંતની પ્રતિમામાં તલ્લીન થઇ ગયું. દેવાધિદેવના દર્શન કરી જેવામાં તે બાહેર નીકળતો હતો, તેવામાં શુભશુકનને સૂચવનારૂં તેનું દક્ષિણ નેત્ર ફરક્યું અને તે નિમિત્તથી તેના હૃદયમાં જરા પ્રસન્નતા પ્રસરી ગઇ. રાજપુત્રે હૃદયમાં વિચાર્યું કે, " આ શુભ શુકન મને શું સૂચવતું હશે? શું ફરીવાર એ એ પ્રાણ પ્રિયાના દર્શન તો નહીં થાય? અરે આત્મા! તું એવા હવાઇ વિચારો શું કરે છે? એ સતીરત્નને દૈવે હરી લીધું છે. રથમર્દન નગરના ભયંકર શ્મશાનમાં તેનો ભોગ થઇ ચૂક્યો છે. તે સતીરત્ન સજીવન ક્યાંથી હોય? અથવા વળી મારા આસ્તિક હૃદયને આશ્વાસન મળે છે. આજ જિનાલય પૂર્વે મને મારી પ્રિયાનો સંયોગ કરાવનારૂં હતું; તો આજ પણ તે મારી પ્રિયાનો પુનઃ સમાગમ કેમ ન કરાવે?"

કુમાર કનકરથ આ પ્રમાણે વિચાર કરતો હતો, ત્યાં તાપસના વેષમાં રહેલી ઋષિદત્તા પુષ્પના કરંડીયા સહિત પ્રભુને નમસ્કાર કરવા આવી. કુમારે વિનયથી તેના હાથમાંથી એક પુષ્પમાળા લીધી. તે વખતે કુમારને તેને જોતાંજ ભ્રમ થયો. ઋષિદત્તા પણ તેને જોઇ વિચારમાં પડી—" કદાચિત્ આ મારા પ્રાણ પ્રિય પ્રાણનાથ તો નહીં હોય? તેમનો વેષ મંગળિક દેખાય છે. તે ઉપરથી તેઓ રૂક્મિણીને વરવા જતા તો નહીં હોય?"

પછી રાજકુમારે તે તાપસરૂપ ઋષિદત્તાને વંદના કરી આદર સહિત લઇ જઈ પોતાને આસને બેસાર્યો. પછી કુમારે તે તાપસ-

ને પૂછ્યું, "હે મુનિ, આપ આ વનમાં ક્યારે અને ક્યાંથી આવ્યા? આપના દર્શનથી મારા નયનને અતિ શીતળતા પ્રાપ્ત થાય છે." મુનિએ કહ્યું, "ભદ્ર, આ વનમાં એક હરિષેણ નામના મુનિ રહેતા હતા, તેમને એક **પાલિત** નામે પુત્ર અને **ઋષિદત્તા** નામે પુત્રી હતી. તે વિનયવતિ ઋષિદત્તાને કોઈ કુમાર પરણી ગયો છે. હરિષેણ મુનિ પણ અગ્નિમાં પ્રવેશ કરી સ્વર્ગે ગયા છે. હું પૃથ્વી ઉપર ફરતો ફરતો શ્રી ઋષભદેવ પ્રભુની સેવા કરવાને અહીં આવ્યો છું. મને અહીં આવ્યાને પાંચ વર્ષ થઇ ગયા છે. આજે આપના જેવા પુણ્યવાનના દર્શનથી મારો જન્મ સફળ થયો છે." આ વચન સાંભળી પ્રસન્ન થયેલા રાજકુમારે પૂછ્યું, "મહાનુભાવ, આપ ગમે તે હો, પણ આપને જોતાં મારી દૃષ્ટિ તૃપ્તિ પામતી નથી, તેનું શું કારણ?" મુનિએ કહ્યું, "ભદ્ર, કોઇ એક બીજાને વાત્સલ્ય હોય, અથવા પૂર્વભવનો સંબંધ હોય તો પરસ્પર મળવાથી પ્રમોદ થાય છે. જુઓને, કુમુદપુષ્પો ચંદ્રોદયે અને કમળપુષ્પો સૂર્યોદયે વિકસ્વર થાય છે." પછી રાજપુત્રે મુનિને આગ્રહથી કહેવા માંડ્યું. "મહાનુભાવ, મારે અહીંથી આગળ પ્રયાણ કરવું છે, પણ તમારા વિના મને જવું ગમતું નથી તેથી આપ કૃપા કરી મારી સાથે ચાલો. આપણે પાછા આવીશું, ત્યારે આપ પાછા અહીં રહેજો." મુનિએ કહ્યું, "રાજકુમાર, એમ થાય નહીં. સંયમી સાધુઓના વ્રત રાજાની સંગતિમાં દૂષિત થાય છે; માટે સાધુએ તો એકાંતમાં રહીને પરમાત્માનું ધ્યાન ધરવાનું છે." રાજકુમાર ખિન્ન થઇ બોલ્યો—"ત્યારે શું તમારા જેવા પુરૂષો અમારી પ્રાર્થનાનો ભંગ કરશે?" તે વખતે પ્રધાનોએ પણ વિનયથી જણાવ્યું, "કૃપાળુ મુનિ, જેમ તેમ કરીને પણ તમારે અમારા રાજકુમારનું વચન માન્ય કરવું જોઇએ." પછી તે મુનિએ તે વાત અંગીકાર કરી. પછી સંધ્યા સમય થવાથી સર્વે ધર્મકૃત્ય કરી ત્યાંજ એકઠાં રહ્યાં.

પ્રભાતકાળે રાજકુમાર કનકરથ તે તાપસરૂપ ઋષિદત્તાની સાથે પ્રયાણ કરી આગળ ચાલ્યો. કેટલેક દિવસે તેઓ કાવેરી નગરીની સમીપ આવી પહોંચ્યા. કુમાર કનકરથના આગમનના ખબર સાંભળી રાજા સુંદરપાણિ સામો આવ્યો. નગરીને શણગારી રાજાએ પોતાના જમાઈને તેમાં ગાજતેવાજતે પ્રવેશ કરાવ્યો. તેમને વિવાહને અર્થે સજ્જ કરાવેલા એક સુંદર મકાનમાં ઉતારો આપ્યો. પછી જ્યોતિષવેત્તાઓએ નિર્ણીત કરેલે શુભ દિવસે રાજકુમારે રૂક્મિણીનું પાણિગ્રહણ કર્યું. રાજા સુંદરપાણિએ અતિ આગ્રહ કરી કુમાર કનકરથને તેના પરિવાર સાથે કેટલાક દિવસ સુધી ત્યાં રાખ્યો.

એક વખતે રાજકુમારી રૂક્મિણી પોતાના સ્વામી કનકરથને પુછવા લાગી—"પ્રિયનાથ, મેં સાંભળ્યું હતું કે, આપે પહેલા ઋષિદત્તા નામે એક તાપસ કન્યાનું પાણિગ્રહણ કર્યું હતું, અને તે ઋષિદત્તાએ આપના મનને હરી લીધું હતું, તો તે ઋષિદત્તા કેવી હતી?" રાજપુત્રે આંખમાં આંસુ લાવી ઉત્તર આપ્યો—"રાજપુત્રી, એ સતીનું નામ સાંભળતાંજ મને ઘણો ખેદ થાય છે. તેણીના સમાન કોઈ સુંદરી મારા જોવામાં આવતીજ નથી. સૌંદર્યમાં તે લક્ષ્મીજેવી હતી. તેણીનામાં શ્રીકોમળતાએ વાસ કરેલો હોવાથી તેના માનસિક વિચારો સ્ત્રીઓની ઉન્નતિને દર્શાવનારા હતા. બારવ્રત વર્ષની શ્રાવિકાઓનો સતત્ ઉદય થાય એજ તેની મનોવાંછા હતી. હવે મને તેણીનો વિયોગ કરાવ્યો તેથીજ તું મારી સ્ત્રી થવા પામી છે; કારણ કે, ક્ષીર ભોજનની ગેરહાજરીમાં પેંસનું ભોજન પણ પ્રીતિકર થાય છે." સરલ હૃદયના રાજકુમારના આવા વચન સાંભળી રૂક્મિણીના મનને ગ્લાનિ થઈ પણ તેણીએ પછી સુલસા યોગિનીની પાસે જે કાવત્રું કરાવેલ તે બધી વાર્તા રાજકુમારને કહી સંભળાવી. જે સાંભળી રાજકુમારના હૃદયમાં અત્યંત શોક અને ક્રોધ ઉત્પન્ન થયો હતો.

કુમાર કનકરથ અને રૂકિમણીની આ વાર્તા તાપસરૂપી ઋષિદત્તાએ પાછળ રહી ગુપ્ત રીતે સાંભળી લીધી, તેથી તેણીના હૃદયમાં હર્ષ થયો, કારણ કે, પોતાને જે કલંક લાગ્યું હતું, તે તત્કાળ દૂર થઇ ગયું.

કુમાર કનકરથ ક્રોધાતુર થઇ બોલ્યો—"અરે પાપિણી ક્રૂર સ્ત્રી! તેં આવું કુકર્મ કરી પોતાને માટે નરકગતિ વ્હોરી લીધી છે. અને મને પણ મહાદુઃખના ખાડામાં ધકેલી પાડયો છે. અરે, અધમા! તને સહસ્રવાર ધિક્કાર છે. તેં મારી ગુણવતી, રૂપવતી અને મહાસતી સ્ત્રીના પવિત્ર જીવનનો ભોગ લીધો. અરે દુરાચારિણી! માત્ર પોતાનું કાર્ય સિદ્ધ કરવાને તેં બંને લોક વિરૂદ્ધ કાર્ય કર્યું છે. અરે પાપિણી! તું મારી ખરેખરી વૈરિણી બની છું. તારા જેવી અધમ સ્ત્રીની સાથે રહી હું મારા પવિત્ર જીવનને કલંકિત કરવા ઇચ્છતો નથી. હવે આ જીવનનો અંત લાવવો યોગ્ય છે."

આ પ્રમાણે રૂકિમણીને ઠપકો આપતાં આપતાં પ્રાતઃકાળ થઇ ગયો. તત્કાળ સ્નાનાદિ ક્રિયા કરી પ્રરમેષ્ટીનું ધ્યાન ધરી રાજકુમારે આજ્ઞા કરી પોતાના સેવકો પાસે કાષ્ટની ચિતા તૈયાર કરાવી. મંત્રિઓએ વાર્યા છતાં પણ તે અશ્રુપૂર્ણ નેત્રસહિત ચિતામાં ઝંપલાવા તૈયાર થયો.

"પોતાનો પતિ અગ્નિ પ્રવેશ કરવા તૈયાર થયો છે અને તેનું કારણ પોતાની પૂર્વ પત્ની ઋષિદત્તાનો વિયોગ છે." એ બધી વાત રૂકિમણીએ પોતાના પિતાને કહેવરાવી. તે જાણી રાજા સુંદરપાણિ કનકરથની પાસે દોડી આવ્યો. તેણે આવી રાજકુમારને કહ્યું કે, "સુજ્ઞ કુમાર, ધૈર્ય રાખો. એ તમારી પૂર્વ સ્ત્રીને વિસરી જાઓ. તમારા જેવા ધીરવીર પુરૂષે આવું અબળા જેવું અનુચિત કાર્ય કરવું યોગ્ય નથી."

આ પ્રમાણે શ્વસુર સુંદરપાણિએ સમજાવ્યા છતાં પણ તેણે પોતાનો આગ્રહ છોડયો નહીં. તે વખતે તેના ચતુર મંત્રિઓએ આવી પેલા તાપસરૂપે ઋષિદત્ત મુનિને કહ્યું, "સ્વામી, આ રાજકુમાર તમારો રાગી છે, માટે તેને અગ્નિ પ્રવેશ કરતાં અટકાવો. મંત્રિઓની પ્રાર્થનાથી ઋષિદત્ત મુનિ રાજકુમારની પાસે આવ્યા. અને તે મંદમંદ હાસ્ય કરી બોલ્યા—"રાજકુમાર ! આ શું કરો છો ? તમારા જેવા રાજપુત્રો પણ મનોહર સ્રીને અર્થે મરવા તૈયાર થાય છે, એ અજ્ઞાનતાનું કારણ છે. હે રાજમણિ ! તમે હૃદયમાં વિચાર કરો, તમે મને મારા વનમાં પાછા મુકી જવાનું વચન આપ્યું છે, તે શું તમે ભુલી ગયા કે ? વળી તમારા જેવા ચતુર પુરૂષને આવી કાયરતા કરવી યોગ્ય નથી. તે સ્રીનો હવે પછી સમાગમ થશે. એમ ધારી તમે વૃથા મૃત્યુ આદરો નહીં. કારણ કે, પરલોકે ગયેલા જીવોની ગતિ ભિન્ન ભિન્ન થાય છે; તેથી મૃત્યુ પામતાં પણ એ પવિત્ર પત્નીનો તમારે સમાગમ થવાનો નથી. કદાચિત્ જો તમે જીવતાં હશો તો તેણીનો કોઇવાર પુનઃ સમાગમ થવાનો સંભવ છે."

મુનિના આવા વચન સાંભળી રાજકુમાર બોલ્યો—"મહાનુભાવ, તમે મને શામાટે નિવારો છો ? હું મૃત્યુ પામ્યા પછી મારી પરલોક વાસી પત્નીને અવશ્ય મળી શકીશ. મૃત્યુ પામ્યા પછી પુનઃસમાગમ થવાના કોઇ કોઈ દષ્ટાંત મળી આવે છે. જેમ નેમિનાથ અને રાજિમતી મૃત્યુ પામ્યા પછી મોક્ષમાં મળ્યા હતા." તે સાંભળી ઋષિદત્તા મુનીએ કહ્યું, "હે મહામતિ, ખેદ કરો નહીં. તમારામાં મહા સત્વ છે. તમારા આવા સત્વથી તો તે મૃત્યુ પામેલી છતાં સજીવન થશે." આ વચનો સાંભળતાં રાજકુમારના હૃદયમાં પોતાની મહા સ્વર્ગસ્થ પત્નીને માટે આશા ઉત્પન્ન થઇ અને તે પ્રાર્થનાપૂર્વક કહેવા લાગ્યો—"મહાનુભાવ, જો એમજ

હોય અને તમે તેણીને ક્યાંય પણ દીઠી યા સાંભળી હોય તો તેણીને સત્વર પ્રગટ કરો. ” મુની હાસ્ય કરતાં બોલ્યા–“ રાજકુમાર, હું મારા જ્ઞાનના પ્રભાવથી જાણું છું કે, તે તમારી પ્રિયા દક્ષિણ દિશાના પતિ યમરાજની પાસે છે. જો આદેશ આપો તો હું ત્યાં જઇને તેણીને જલદી તેડી લાવું. ” હૃદયમાં આનંદિત થતો કુમાર બોલ્યો—“ મહાશય, જો તેણીને તેડી લાવો તો તમારો મારી ઉપર મોટો ઉપકાર થશે. ” મુનીએ કહ્યું, એ તો ઠીક પણ ત્યાં હું અગ્નિ પ્રવેશ કરીને જઈશ. ત્યારે કુમાર કહેવા લાગ્યો—“મેં એ તો પ્રથમથીજ કહ્યું છે, ત્યારે હું પણ અગ્નિમાં પ્રવેશ કરીને તમારી સાથે આવીશ. જેવી તમારી ગતિ તેવીજ મારી ગતિ થાઓ. ” મુની બોલ્યા—“ હું જે કહું, તે તમારે કરવુંજ પડશે.” રાજપુત્રે તે વાત કબુલ કરીને અધીરાઈથી કહ્યું, “ મહારાજ, હવે તમે કેમ વિલંબ કરો છો ? તે મારી પવિત્ર પ્રિયા વિના તો હવે મારા પ્રાણ પરલોકમાં પ્રયાણ કરવાને તત્પર થઇ રહ્યા છે.” મુનિ બોલ્યા— “ કુમાર, સાવધાન થઇને ઉભા રહો. હવે હું જઉં છું અને તમારી પ્રિયાને જયજય સહિત પ્રગટ કરૂં છું.

આ પ્રમાણે કહી તેણે વસ્ત્રના પડદામાં પ્રવેશ કર્યો. તે વખતે હજારો લોકો પોતપોતાના ગોખમાંથી જોઈ રહ્યા. યક્ષ, કિન્નર, ગંધર્વ સ્વર્ગવાસી દેવતાઓ પણ આકાશમાંથી હાથમાં પુષ્પની માળાઓ લઈ કૌતુકથી જોવા લાગ્યા. એટલામાં મુની ઋષિદત્ત ઔષધીના યોગથી ઋષિદત્તા થઈ ગયા. સમુદ્રમાંથી જેમ લક્ષ્મી નીકળી હતી, તેમ ઋષિદત્તા વસ્ત્રના પડદામાંથી પ્રગટ થઇ બાહેર નીકળી. તે મહા સતીની ઉપર આકાશમાં રહેલા દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી. સૌંદર્યથી સુરાંગનાને પણ હરાવનારી એ રમણીને જોઇ આશ્ચર્ય પામેલા લોકો પરસ્પર કહેવા લાગ્યા. જુવો, આનું નામજ સ્વરૂપ કહેવાય. સુવર્ણ પાસે જેવું પીતળ લાગે તેવી ઋષિદત્તા પાસે આપણી રાજકુમારી રૂક્મિણી દેખાય છે.

રાજકુમાર કનકરથ આને માટે જે મરણને શરણ થવાનો આગ્રહ લઈ બેઠો હતો, તે યોગ્યજ હતું. આવી મનોહર આકૃતિ માટે કોણ મરવા તૈયાર ન થાય ? આ વખતે કનકરથ પોતાની પ્રિય ઋષિદત્તાને અકસ્માત્ જોઈ હૃદયમાં સાનંદાશ્ચર્ય થઇ ગયો. તેના અંતરંગમાંથી અપાર હર્ષ ઉછળી ચાલ્યો. લાવણ્યરૂપ અમૃતથી પરિપૂર્ણ અંગવાળી એ અંગનાનું અવલોકન કરી રાજકુમાર ચકિત થઇ ગયો. પોતાના નેત્ર રૂપી પુટથી એ લાવણ્યવતીના લાવણ્યરૂપ અમૃતનું પાન કરવા લાગ્યો. સતીરત્ન ઋષિદત્તા પણ પ્રેમાશ્રુ પૂર્ણ થઇ પોતાના પતિને નિરખવા લાગી—બન્ને દંપતી પરસ્પર પ્રેમરંગમાં રંગિત થઇ ગયા. આ દેખાવ જોઇ રાજા સુંદરપાણિ પણ પોતાના જમાઇને જીવાડનારી કન્યાને જોઈ હૃદયમાં આનંદ પામી ગયો. પછી તેણે બહુકાળે પ્રાપ્ત થયેલી તે સ્ત્રી સહિત રાજકુમારને હસ્તી ઉપર બેસાડી મહોત્સવ પૂર્વક પોતાને મેહેલ લાવ્યો. ત્યાં તેણે વસ્ત્રાલંકારથી ઋષિદત્તાનો સત્કાર કર્યો. તેણીને પોતાની પુત્રી તરીકે માની લીધી. આ વખતે રાજકુમારે સુલસા યોગિનીની બધી વાત રાજાને જણાવી, તે ઉપરથી રાજા ઘણો ક્રોધાયમાન થયો અને તે પાપિણીને પકડી ગધેડા ઉપર બેસારી બેહાલથી આખા નગરમાં ફેરવી, પછી તેણીના નાક કાન કાપી લઈ નગર બાહેર કાઢી મુકાવી. ત્યારબાદ પોતાની પુત્રી રૂકિમણીને એકાંતમાં બોલાવી કઠોર વચનથી ઘણો ઠપકો આપ્યો. જ્યારે રાજા પુત્રીને ઘણો ઠપકો આપવા લાગ્યો, તે વખતે મંત્રિઓએ આવી રાજાને વિનયથી કહ્યું, સ્વામી, રાજકુમારી રૂકિમણીએ આવું અયોગ્ય પગલું ભર્યું, તેને માટે તે પૂરીરીતે ઠપકાને પાત્ર છે, તથાપિ તેમાં આપણો પણ દોષ છે. કારણકે, આપણા તરફથી રૂકિમણીને જોઇએ તેવી સ્ત્રીકેળવણી મળી નથી. ઉત્તમ કેળવણી પામેલી કન્યા આવું વિપરીત કામ કરે નહીં. કેળવણી એ કલ્પલતા છે, એના પ્રભાવથી સ્ત્રીઓ સર્વ પ્રકારના સુખ

પ્રાપ્ત કરી શકે છે. જે સ્ત્રી તે કેળવણીરૂપ કલ્પલતાની છાયા રહેલી નથી, તે કદિપણ ઉત્તમ સુખ મેળવી શકતી નથી. જુવોને આ ઋષિદત્તા કે જેના પ્રેમની ખાતર તેણીનો પતિ આત્મભોગ આપવા તૈયાર થયો હતો, એનું નામજ કેળવણી કહેવાય. પતિભક્તિ અને વડિલ જનની સેવા—એ બે મોટા ગુણો સ્ત્રીકેળવણીના ફળ રૂપ છે અને કેળવણી લઈ તે મહાફળ પ્રાપ્ત કરનારી કાંતાઓ આ લોક અને પરલોક બન્નેને સુધારી શકે છે. હે રાજા! રૂકિમણી બેનના કરતાં આપણે તેમાં વધારે દોષ પાત્ર છીએ. જે માબાપો પોતાના સંતાનોને ઉત્તમ કેળવણી આપતા નથી તેઓ તેમના શત્રુરૂપ થાય છે."

મંત્રીઓના આવાં વચન સાંભળી રાજા સુંદરપાણિ વિચારમાં પડયો અને પોતાના હૃદયમાં તે વિષેનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો—રાજાએ હૃદયમાં ચિંતવ્યું કે, આ મંત્રીઓનું કહેવું યથાર્થ છે. મેં રાજપુત્રી રૂકિમણીને જોઇએ તેવી સ્ત્રીકેળવણી આપી નથી, તેનુંજ આ પરિણામ છે. કેળવણી પામેલી કન્યાના હૃદયમાં સદ્વિચારનોજ સંચાર થાય છે. તે પતિભક્તિનો પ્રભાવ પૂર્ણરીતે જાણી શકે છે. અને સર્વ પ્રાણી ઉપર સમાન ભાવ રાખી વર્ત્તે છે. તે સાથે કેળવણી પામેલી કન્યા સત્—અસત્ની પરીક્ષા કરવાને સમર્થ થાય છે. જો રૂકિમણીના હૃદયમાં સ્ત્રીકેળવણીનું બીજ વાવવામાં આવ્યું હોત તો તે અસત્ પ્રકૃતિવાળી દુરાચારી સુલસા યોગિનીની સંગત કરત નહીં. અને પોતાની શોકય ઋષિદત્તા કે જે બેન સમાન ગણાય તેની ઉપર આવું નઠારૂં કલંક લગાડવા તૈયાર થાત નહીં. તેથી રાજપુત્રીએ જે આ દુરાચાર કર્યો, તેનું કારણ સ્ત્રીકેળવણીનો અભાવજ છે.

આ પ્રમાણે ચિંતવી રાજા સુંદરપાણિએ પોતાની પુત્રીની વતી કનકરથ પાસે ક્ષમા માગી અને આગ્રહથી વિનંતિ કરી રાજ-

કુમાર અને ઋષિદત્તાને કેટલાક સમય સુધી પોતાના મેહેલમાં રાખ્યાં.

એક વખતે રાજકુમારે પોતાની પ્રિયપત્ની ઋષિદત્તાને ઉત્સંગમાં બેસારીને પૂછ્યું; પ્રિયા, તું મને મળી તે સારૂં થયું, પણ મને એક બીજી ભારે ચિંતા થયા કરે છે. સતીએ હાસ્ય કરતાં કહ્યું, સ્વામી, એવી શી ચિંતા થાય છે? તે કૃપા કરી જણાવો. રાજકુમાર બોલ્યો—સુંદરિ, તને મેળવવા માટે મારો એક તાપસ મિત્ર વિધાતા પાસે ગયો છે; તે અદ્યાપિ પાછો આવ્યો નહીં, તેથી મને ભારે ચિંતા થયા કરે છે. પ્યારી, વધારે શું કહું? પરોપકારમાં તત્પર એવા મારા તે તાપસ મિત્રની ગેરહાજરીમાં આ મારી સંપત્તિ મને અગ્નિ સમાન પરિતાપ કરનારી લાગે છે. પતિનાં આવા વચન સાંભળી ઋષિદત્તા હસતી હસતી બોલી—સ્વામી, તે વિષે ખેદ કરશો નહીં. એ સર્વ મારી પાસે રહેલી ઔષધીનો પ્રભાવ છે. એમ કહી તેણીએ પોતાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળી રાજકુમાર આશ્ચર્ય પામી ગયો. અને તે બોલ્યો—પ્રિયા, તને પૂરેપૂરી શાબાશી ઘટે છે. કહો, હવે તમારી શી ઇચ્છા છે? આ રાજપુત્ર હવેથી તમારી આધીનતામાં છે. ઋષિદત્તા સમય જોઇ બોલી—સ્વામી, તમારી પાસે મેં પહેલા પણ એક વરદાન માગ્યું હતું. અને આજે પણ તમે મારી પૂર્ણ પ્રસન્નતા દર્શાવો છો. જો આપ પૂર્ણ રીતે પ્રસન્ન થયા હો તો આપની પાસે મારી એક પ્રાર્થના છે કે, "આ રૂક્મિણીને પણ આપ મારી સમાન રાખો." ઋષિદત્તાના હૃદયની આવી ઉદારતા અને ઉત્તમ વૃત્તિ જોઇ રાજકુમાર અત્યંત આનંદ પામી ગયો. અને તે પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો—અહા! આ શ્રાવિકા ખરેખર સતી છે—મહાપ્રભાવિક દેવી છે. જે રૂક્મિણી કે જેણીએ તેણીની ઉપર ભારે દ્વેષ કર્યો છે, તેવી દુષ્ટા ઉપર પણ તેની

મનોવૃત્તિ કૃપાયુક્ત છે. પ્રાયે કરીને સ્ત્રી જાતિ સ્વભાવે વક્ર હોય છે, પણ આતો કલ્પલતાની જેમ સર્વનું હિત કરવાની ઈચ્છાવાળી છે. આવી સતી શ્રાવિકાઓના જીવનને સહસ્રવાર ધન્યવાદ ઘટે છે. આવી જનહિત કારિણી કાંતાઓની સર્વદા અક્ષય કીર્ત્તિ રહે છે." આ પ્રમાણે વિચારી રાજકુમાર સ્પષ્ટ રીતે બોલ્યો—"હે પ્રાણવલ્લભા, હે વિવેકિની, તારૂં વચન પ્રમાણ થાઓ. પરંતુ તે દુરાશયા રૂક્મિણીને હું તારી સમાન ગણી શકીશ નહીં. કારણ કે, તારે વિષે અને રૂક્મિણીને વિષે મોટો અંતર છે. તથાપિ તારી પ્રાર્થનાનો ભંગ ન થાય તેમ હું કરીશ. પ્રિયા, મારા જાણવામાં આવ્યું છે કે, તે રૂક્મિણી કુલીન અને જાતિવંત છે, પણ કેળવણીના અભાવથી તેણી દુરાચારના માર્ગની પથિક બની છે. તો તમે તેણીને પાસે રાખી સારી કેળવણી આપશો તો તે સુધરી જશે, પછી હું તેણીની સાથે સારી રીતે વર્તીશ. પતિના આ વિચારને ઋષિદત્તાએ અનુમોદન આપ્યું. પછી રાજકુમાર કનકરથ પોતાના સાસરા સુંદરપાણિની આજ્ઞા લઈ પોતાની બંને પ્રિયાઓની સાથે પોતાને નગર જવા નીકળ્યો. માર્ગમાં સ્થાને સ્થાને જિનચૈત્યોને નમસ્કાર કરતો અનુક્રમે પોતાના રથમર્દન નગરમાં આવી પહોંચ્યો. રાજા હેમરથ પોતાના પુત્રને વધૂસહિત આવતો જાણી મોટા આડંબરથી સામો આવ્યો અને નગરને ધ્વજાપતાકાથી શણગારી તેમાં રાજકુમારનો પ્રવેશ કરાવ્યો. પછી કનકરથે પિતાને પ્રણામ કરી ઋષિદત્તાની બધી વાર્ત્તા કહી, જે સાંભળી રાજા ઘણોજ ખુશી થયો અને પોતે કરેલા સાહસને માટે તેણે ઋષિદત્તાની ક્ષમા માગી. "ઋષિદત્તા નિર્દોષ સતી છે." એ વાર્ત્તા આખા નગરમાં પ્રસરતાં લોકો ઘણાંજ હર્ષ પામ્યા. નગરની શિક્ષિત બાળાઓ અને પ્રૌઢાઓ પ્રેમ ધરી ઋષિદત્તાનું દર્શન કરવા આવવા લાગ્યા અને તેણીને અભિનંદન આપવા લાગ્યા. પોતાની સતી પુત્રવધૂનું ચમત્કારી ચરિત્ર જાણી રાજા હેમરથને વૈરાગ્ય

ભાવના પ્રગટ થઈ અને તેથી તેણે કુમાર કનકરથને રાજ્ય સોંપી ભદ્રંકર નામના મુનિની પાસે દીક્ષા લીધી. અનુક્રમે તે રાજર્ષિ નાના પ્રકારની તપસ્યા કરી કર્મ જાળને ખપાવી મોક્ષને પ્રાપ્ત થયા હતા.

કુમાર કનકરથ રથમર્દન નગરનો સ્વામી થઇ ન્યાયથી પ્રજા પાલન કરતો હતો. સતી ઋષિદત્તા એક નિષ્ઠાથી પતિભક્તિ કરતી હતી. તે પોતાની સપત્ની રૂકિમણીને સારી કેળવણી આપતી અને તેણીની સાથે સખીભાવથી વર્ત્તતી હતી. સતી ઋષિદત્તાના સહવાસથી રૂકિમણીની મનોવૃત્તિ નિર્મળ થઇ હતી. સ્ત્રીકેળવણીની પવિત્ર છાયા તેણીના શુદ્ધ હૃદય ઉપર પડવાથી તે બાળા વિનીત, ધર્મી અને પરોપકારશીલ થઇ હતી.

અનુક્રમે સતી ઋષિદત્તા સગર્ભા થઇ. તે કેળવાએલી શ્રાવિકાએ પોતાના ગર્ભની વિધિ પ્રમાણે રક્ષા કરી. જ્યારે સમય થયો એટલે ઋષિદત્તાએ સિંહના સ્વપ્નાથી સૂચિત એવા એક પુત્રને જન્મ આપ્યો. રાજાએ જન્મોત્સવ કરી તે કુમારનું નામ સિંહરથ પાડયું. વિદ્વાન દંપતીએ પોતાના કુમારને સારી કેળવણી આપી ધર્મ કર્મમાં પ્રવીણ બનાવી દીધો. ઋષિદત્તા જેવી માયાળુ માતાના સહવાસમાં રહી ઉછરેલો સિંહરથ વિનય, વિવેક અને વિદ્યાથી સંપન્ન થયો.

એક વખતે રાત્રે રાજા કનકરથ ઋષિદત્તાની સાથે પોતાના મેહેલના ગોખ ઉપર ઉભો હતો, ત્યાં આકાશમાંનું એક વાદળ તેની દ્રષ્ટીએ પડયું. જોત જોતામાં પ્રચંડ વાયુ નીકળ્યો, તેને લીધે તે વાદળું ક્ષણમાં વિખેરાઇ ગયું. આમ ક્ષણમાં મળેલા અને ક્ષણમાં ગળી ગયેલા તે વાદળાને જોઇ રાજા કનકરથને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે વિચાર્યું કે, આવું ઘન વાદળ જોત જોતામાં નાશ પામી ગયું, તો આયુષ્ય પણ તેવુંજ છે અને વૈભવ વગેરે પણ તેના

જેવાંજ ચલિત છે. આવું ચિંતવતાં તેના હૃદયમાં આ સંસાર તરફ અનિત્ય ભાવના ઉત્પન્ન થઇ આવી, તેથી તેણે તે રાત્રિ ઋષિદત્તાની સાથે ધર્મ વાર્તામાંજ નિર્ગમન કરી.

બીજે દિવસે પ્રભાતે કનકરથ નિત્ય નિયમ પ્રમાણે સભા મંડપમાં ગયો, તેટલામાં તો આરામિકે આવી વધામણી આપી કે, "હે નાથ, શ્રી ભદ્રસૂરિ ભગવાન્ પરિવાર સહિત આપણા કુસુમાકર નામના ઉદ્યાનમાં સમોસર્યા છે." આ વધામણી સાંભળતાંજ રાજાનો હર્ષસાગર અતિશય ઉછળી ગયો અને તે બાગવાન્‌ને સારૂં ઇનામ આપી રાજા પરિવાર સહિત ગુરૂને વંદના કરવા ગયો. ગુરૂએ ઉત્તમ પ્રકારની ધર્મદેશના આપી. દેશના સમાપ્ત થયા પછી સતી ઋષિદત્તાએ અંજળી જોડી પ્રશ્ન કર્યો. મહારાજ, "પૂર્વ જન્મને વિષે મેં એવું શું કર્મ ઉપાર્જન કર્યું હશે કે જેથી મને આ ભવમાં રાક્ષસીનું કલંક લાગ્યું? ગુરૂ જ્ઞાનદૃષ્ટિથી અવલોકન કરી બોલ્યા—હે શ્રાવિકા, તારા પૂર્વ ભવનું સ્વરૂપ કહું તે સાંભળ—

"આ ભરતખંડમાં ગંગાપુર નામે નગર હતું. ત્યાં **ગંગદત્ત** નામે એક બળવાન્ રાજા રાજ્ય કરતો હતો. તેને **ગંગા** નામે રાણી હતી. તે બન્ને દંપતીને **ગંગસેના** નામે એક પુત્રી થઇ હતી. તેણી મોટી થઇ સાધ્વીઓના સમાગમમાં રહેવા લાગી. તેણીનું શીલ પ્રશંસા પાત્ર ગણાતું હતું. પૂર્વના શુભકર્મના યોગે ગંગસેનાના હૃદયમાં વૈરાગ્ય ભાવ ઉત્પન્ન થઇ આવ્યો અને તેથી તેણીએ **ચંદ્રયશા** નામની એક સાધ્વીની પાસે દીક્ષા લીધી. ગંગસેનાને પિતાને ઘેર જોઇએ તેવી કેળવણી મળી ન હતી. માત્ર સાધ્વીઓના સહવાસથી તેણીના હૃદયમાં ચારિત્રના પરિણામ ઉપજ્યા હતા. સાધ્વી ચંદ્રયશા પ્રવર્ત્તિની હતા. તેઓના પરિવારમાં બીજી કેટલીએક સાધ્વીઓ પણ રહેતી હતી. તેમાં **નિઃસંગા** નામે એક પવિત્ર સાધ્વી હતી. તેની પવિત્ર વૃત્તિની ચારે તરફ

પ્રશંસા થતી હતી. તે હમેશાં તીવ્ર તપસ્યા કરતી અને નિરંતર જિનવંદન, જિનસ્તુતિ પ્રમુખ શુભકર્મને વિષે તે લીન રહેતી હતી. એક વખતે પ્રવર્તિની ચંદ્રયશા સાધ્વીની આગળ કોઈ એક બીજી સાધ્વી નિઃસંગા સાધ્વીની પ્રશંસા કરતી હતી. આ પ્રશંસાને ગંગસેના સાધ્વી સહન કરી શકી નહીં. તેણીના ક્ષુદ્ર હૃદયમાં ઈર્ષ્યાદોષ પ્રગટ થઇ આવ્યો; કારણકે, તેણીએ પૂર્વાવસ્થામાં ઉત્તમ કેળવણી લીધી ન હતી. માત્ર સાધ્વીઓના સહવાસના સંસ્કારથીજ તે ચારિત્રવત્તી થઇ હતી. ઇર્ષ્યાદોષથી દગ્ધ થયેલી ગંગસેના બોલી—પૂજ્ય પ્રવર્તિનીજી, તે નિઃસંગા સાધ્વી દંભી છે. તે દિવસે તપશ્ચર્યા કરે છે, પણ રાત્રે રાક્ષસીની પેઠે માંસ ભક્ષણ કરે છે." આ પ્રમાણે એ સંસાર વર્દ્ધિની ગંગસેના સાધ્વીએ ઉપશમરસની વાપિકારૂપ તે સાધ્વીને વિષે મિથ્યા કલંક આરોપિત કર્યું, તે મહાનુભાવા સાધ્વીએ તે સહન કર્યું. હે વત્સે, તેં તે વખતે જે કર્મ બાંધ્યું તેનું ફળરૂપ આ રાક્ષસીનું કલંક તારે માથે આવ્યું હતું. એ ગંગસેનાનો જીવ તું અહીં ઋષિદત્તા થઇ છું. તે વખતે તેં મિથ્યા દુષ્કૃત આપી તે પવિત્ર સાધ્વીને ખમાવી નહીં. તેના ફળના વિપાકથી તારે બહુ ભવ સુધી ભ્રમણ કરવું પડ્યું. પછી તું મુનિ સુવ્રત સ્વામીની સેવામાં રહી હતી અને તીવ્ર તપ કરતી પણ તે પાપ આલોચ્યા વિના મૃત્યુ પામી તું ઈશાનેંદ્રની સ્ત્રી થઇ. ત્યાંથી ચ્યવીને અંતે આ હરિષેણ રાજાની પુત્રી ઋષિદત્તા થઇ છું. હે ભદ્રે, પૂર્વ કર્મના પરમાણુના ઉદયથી તારે માથે આવું ઘોર કલંક આવ્યું હતું."

ગુરૂના મુખથી આવું સાંભળી ઋષિદત્તાને જાતિસ્મરણ જ્ઞાન થઈ આવ્યું. તેણીએ પોતાના પૂર્વભવનું પૂર્ણ રીતે અવલોકન કર્યું. આ ચમત્કારી વૃત્તાંત સાંભળી રાજા કનકરથને વૈરાગ્ય ઉત્પન્ન થયો. પછી બન્ને સ્ત્રી પુરૂષે ગુરૂની પાસે દીક્ષા માગી. ગુરૂએ

તેમને દીક્ષા આપવાની હા કહી. પછી તે સતી ઋષિદત્તા અને રાજા કનકરથે પોતાના પુત્ર સિંહરથને રાજ્યનો ભાર સોંપીને દીક્ષા ગ્રહણ કરી. પછી શીતળનાથ પ્રભુએ પોતાના જન્મ કલ્યાણકથી પવિત્ર કરેલા સ્થાનમાં જઇ તેમણે તપશ્ચર્યા કરવા માંડી. છેવટે તપરૂપ અગ્નિથી પોતાના કર્મજાળને ઘાસના પૂળાની જેમ ભસ્મ કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી તેઓ મોક્ષપુરીના નિવાસી થયા.

પ્રિય વાચક સાધર્મી બ્હેનો, એવી રીતે આ મહાસતી ઋષિદત્તાનું જીવન ચરિત્ર તમે આદિ અંત વાંચી વિચાર કરજો. તેણી મહાસતીના જીવનમાંથી તમારે ઘણું શીખવાનું છે. ઉત્તમ સ્ત્રીકેળવણી પામેલી ઋષિદત્તા અને ઉત્તમ સ્ત્રીકેળવણી નહીં પામેલી રૂક્મિણી—એ બન્નેની વચ્ચે કેટલો તફાવત છે, એ બાબત તમે દીર્ઘ વિચાર કરજો. જેથી તમારા હૃદયમાં કેળવણીનો પ્રભાવ સ્વતઃ દેખાઈ આવશે. તેવીજ ચારિત્ર પામેલી સાધ્વી ગંગસેના અને સાધ્વી નિઃસંગાના સંબંધમાં પણ કેળવણીનું માહાત્મ્ય જોઇ લેજો. બ્હેનો, આ મહાસતી ઋષિદત્તાનું જીવન ચરિત્ર તમારા એક શિક્ષાગુરૂનું કામ કરી શકશે. મહાસતી ઋષિદત્તા પોતાના જીવનમાં કેળવણીના પ્રભાવથી મોક્ષગામિની થઇ છે. તેણીને ઉત્તમ કેળવણીએ પતિભક્તિ, ગુરૂજન ભક્તિ, વિનય, વિવેક અને સુશીલ વગેરે ઉત્તમ ગુણો આપ્યા છે. જે ગુણો તેના જીવન ચરિત્રને દીપાવનારા અને બીજી સ્ત્રીઓને લલચાવનારા થઇ પડ્યા છે. એ ગુણોના પ્રભાવથી એ મહાસતીનું નામ જૈન સતીમંડળમાં આરોપિત થયું છે.





# પદ્માવતી.

આ સતી પદ્માવતી ચંપાપુરીના રાજા દધિવાહનની સ્ત્રી અને ચેડા રાજાની પુત્રી હતી. તેણીના પિતાં દધિવાહને પદ્માવતીને સારી કેળવણી આપી ધર્મ તથા નીતિમાં પ્રવીણ બનાવી હતી. પદ્માવતીમાં સદ્‌ગુણ તથા શરીર—બન્નેનું અદ્‌ભુત સૌંદર્ય હતું. તે બન્ને પ્રકારના સૌંદર્યથી પદ્માવતી ચંપાપુરીના પતિ દધિવાહનને અતિશય પ્રિય થઇ પડી હતી. તેણીને વિદ્યાવિનોદ ઉપર ઘણી પ્રીતિ હતી. ચંપાપુરીની વિદુષી વનિતાઓને એકઠી કરી તે વિદ્યાનો વિવિધ આનંદ અનુભવતી હતી.

એક વખતે પદ્માવતી સગર્ભા થઇ. ગર્ભના પ્રભાવથી તેણીના શરીર ઉપર તેજઃપ્રભા પ્રસરી ગઇ હતી. એકદા તે સગર્ભા સતીને એવો દોહદ થયો કે, "હું હસ્તી ઉપર રાજા પાસે છત્ર ધરાવું, તથા રાજાનો વેષ પેહેરી ક્રીડા કરવા જાઉં." પદ્માવતીને આવો દોહદ થયો, પણ લજ્જાને લીધે તે રાજા દધિવાહનને કહી શકી નહીં, પરંતુ તેની ચિંતાથી તે દુબળી થઇ ગઇ. પોતાની પ્રિયાને દુર્બલાંગી જોઇ એક વખતે રાજાએ પ્રેમથી પૂછ્યું, તે ઉપરથી તેણીએ લજ્જા છોડી પોતાનો ઇરાદો દર્શાવ્યો. પ્રિયાના પ્રેમમાં મગ્ન થયેલા રાજાએ તેણીનો દોહદ પૂરો કરવા નિશ્ચય કર્યો. પછી રાજા તેણીને હસ્તી ઉપર બેસારી પોતાનો વેશ પહેરાવી પોતે છત્ર ધરી વનમાં ગયો. વનમાં જતાંજ રાજદ્વારમાં પરતંત્ર

થઇ રહેલા હાથીને પોતાનો સ્વતંત્ર વાસરૂપ વિંધ્યાટવીનો નિવાસ યાદ આવ્યો. આથી તે ગજેંદ્ર મદોન્મત્ત થઇ ત્યાંથી દૂર નીકળી ગયો. વેગથી દોડતા હાથીને રાજાએ અટકાવવાને ઘણો પ્રયત્ન કર્યો. તથાપિ તે મદોન્મત્ત હાથી અટક્યો નહીં; તે વખતે રાજાએ રાણીને કહ્યું, " પ્રિયા, આ હસ્તી તો ઉભો રહેતો નથી, હવે શું કરીશું ? જો તારામાં હીંમત હોય તો પેલું વડનું વૃક્ષ આવે છે, તેની શાખાને પકડીને આપણે હાથીને મુકી દઇએ. " રાણીએ તેમ કરવાને સંમતિ આપી. તેવામાં તે વૃક્ષ આવ્યું, એટલે રાજા તો તેની સાથે વળગી પડ્યો, પણ સતી પદ્માવતી સગર્ભા હોવાથી તે વૃક્ષની શાખાને વળગી શકી નહીં. હસ્તી તો દૂરજ ચાલ્યો ગયો. રાજાએ વૃક્ષ ઉપરથી નીચે ઉતરી જોયું ત્યાં તો જોતા જોતામાં તે હસ્તી અદૃશ્ય થઇ ગયો. પ્રિયાના વિયોગથી રાજા દધિવાહન અત્યંત દુઃખી થયો.

પેલો મદોન્મત્ત હસ્તી પદ્માવતીને લઇ કોઇ નિર્જન વનમાં આવ્યો. ત્યાં એક સુંદર સરોવર તેના જોવામાં આવ્યું. તે સરોવર જોઇ તૃષાતુર થયેલો ગજેંદ્ર પાણી પીવાને તે તળાવમાં ઉતર્યો. આ વખતે લાગ જોઈને સતી પદ્માવતી ધીમેથી નીચે ઉતરી પડી અને પોતે એકાકિની ભયભ્રાંત થઈ તે વનમાં આગળ ચાલી. તે ભયંકર વન જોઇ પદ્માવતી પોતાના ચિત્તમાં ચિંતવવા લાગી કે, " અહો કર્મની ગતિ કેવી વિચિત્ર છે? જેની ગતિના પ્રભાવથી વિદ્વાન્ મૂર્ખ થાય છે અને મૂર્ખ વિદ્વાન્ થાય છે. વીર બ્હીકણ થઇ જાયછે અને બ્હીકણ વીર થઇ જાય છે, રંક રાજા થાય છે. અને રાજા રંક થઈ જાય છે—વળી એ કર્મના પ્રભાવથી એકજ વસ્તુ જેવી એક સ્થળે દેખાય છે તેથી જુદીજ તે ક્ષણમાં બીજે સ્થળે દેખાય છે, એ કર્મ તેજ વિધિ છે. એ વિધિના વિવિધ કાર્યો હીંડોળાના જેવા અસ્થિર

હોય છે, નિર્માણ કર્મ રૂપી માટીના પિંડવડે આપણને નીપજાવવાને એ વિધિ કુંભારની પેઠે આ જગત્ રૂપી ચક્રને ભમાવે છે. મારૂં નગર કયાં રહ્યું? મારા પ્રિય સ્વામી કયાં રહ્યા? કયાં આ વન અને કયાં હું? એ વિધિની સત્તા આગળ કોઇનું ચાલતું નથી. હું કોને ઉપાલંભ આપું? મેં મારી મેળેજ આ આપત્તિ વ્હોરી લીધી છે, તેમાં કોને દોષ દેવો?

આ પ્રમાણે ચિંતા કરતી સતી પદ્માવતી ઘોર જંગલમાં ચાલી જતી હતી. જ્યારે કોઈ મનુષ્ય તેની દ્રષ્ટિએ આવ્યું નહીં અને ભયંકર વેળા નજીક આવી એટલે તેણીના હૃદયમાં વિશેષ ધાસ્તી લાગી. તે વખતે તેણીએ ચાર શરણ ગ્રહણ કર્યાં, વારંવાર પરમેષ્ટીનું સ્મરણ કરવા લાગી. આ પ્રમાણે શુભાચરણ કરતી તે સતી માર્ગે ચાલતી હતી, ત્યાં કોઇ એક આશ્રમ તેણીના જોવામાં આવ્યો. સતીએ તે આશ્રમમાં પ્રવેશ કર્યો, ત્યાં કોઈ તાપસ તેણીના દ્રષ્ટિમાર્ગમાં આવ્યો. તાપસ તેણીને એકાકી જોઇ તેની પાસે આવ્યો અને તેણે તે સ્ત્રીને પૂછ્યું, "ભદ્રે, તું કોણ છે? કોની પુત્રી છે? અને કોની સ્ત્રી છે? તારી આવી દશા કેમ થઇ? તું આ આશ્રમમાં રહે, અહીં રહેવાથી તારા મનને સમાધિ થશે." તાપસના આવા વચન સાંભળી સતી પદ્માવતીએ પોતાનો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. જ્યારે તેણીએ જણાવ્યું કે, 'હું ચેડા રાજાની પુત્રી છું.' ત્યારે તેણીને તે તાપસ ત્યાં રહેવાનું કહી શક્યો નહીં. પછી પદ્માવતીએ વૃક્ષો નીચે પડેલા પાકા ફળ વીણી તેનો આહાર કર્યો. ત્યારબાદ તે તાપસને પૂછ્યું કે, આ માર્ગ કયાં જાય છે? તાપસ બોલ્યો—"ભદ્રે, આ માર્ગ દંતપુર નગરનો છે. તે નગરમાં દંતવક્ર નામે રાજા છે. તેના રાજ્યમાં થઇને તું નિર્ભયપણે ચંપાપુરીમાં જજે." તાપસના કહેવાથી સતી પદ્માવતી તે માર્ગે ચાલી. કેટલેક વખતે તે દંતપુર આવી પહોંચી. નગરમાં

પ્રવેશ કરતાં સાધ્વીઓનો ઉપાશ્રય તેણીના જોવામાં આવ્યો, એટલે તે તેની અંદર પેઠી, ત્યાં કોઈ સાધ્વીજી બેઠા હતા. તેમની પાસે જઇ તેણીએ સાધ્વીને વંદના કરી અને પછી તે સાધ્વીજીની સન્મુખ બેઠી. સાધ્વીએ તેને અજાણી જાણી પૂછ્યું, "શ્રાવિકા, તું ક્યાંથી આવે છે?" પદ્માવતીએ પછી પોતાનો બધો વૃત્તાંત સાધ્વીજીને કહી સંભળાવ્યો. તે સાંભળી સાધ્વીજીએ કહ્યું, "ભદ્રે, આ દુઃખથી ભરેલા સંસારમાં જે સુખનો આભાસ લાગે છે, તે સ્વપ્નામાં મળેલા રાજ્યના જેવો જાણવો. વિધિ એવો વિચિત્ર છે કે, તે બે દુર્ઘટ વસ્તુનો મેળાપ કરાવે છે અને જે સિદ્ધ વસ્તુ હોય, તેનો હઠથી વિયોગ કરાવે છે. આમ મેળાપ અને વિયોગ—એ પ્રકારના બનાવની અંદર સંસારી જીવ સદા વ્યગ્ર રહ્યા કરે છે. તેથી હે ભદ્રે, તું અન્ય ઉપાધિનો ત્યાગ કરી શ્રી જિન ભગવંતનો આશ્રય લે."

સાધ્વીનો આવો સંક્ષિપ્ત ઉપદેશ સાંભળી પદ્માવતી સતીના હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેથી તેણીએ તે સાધ્વીની પાસે દીક્ષા ગ્રહણ કરી, પરંતુ પોતાના ગર્ભની વાત કરી નહીં. કારણકે, જો તેણીએ તે વાત જણાવી હોત તો સાધ્વી તેણીને દીક્ષા આપત નહીં. દીક્ષા લીધા પછી પદ્માવતીના શરીરની ચેષ્ટા જોઇ સાધ્વીના હૃદયમાં શંકા આવી એટલે તેણીએ પોતાના ગર્ભની વાત કહી. ત્યારે સાધ્વીએ કહ્યું, "ભદ્રે, બહુ ખોટું થયું, તેં આ વાત મને પ્રથમથી કેમ ન જણાવી?" પદ્માવતીએ ઉત્તર આપ્યો—"સાધ્વીજી, જો એ વાત મેં પ્રથમ જણાવી હોત તો તમે મને દીક્ષા આપત નહીં. પછી સાધ્વીએ જિનમતની હીલણા ન થાય, તેવું ધારી તેને ગુપ્ત રાખી. સમય થયો એટલે સતી પદ્માવતીએ એક પુત્રને જન્મ આપ્યો. તે વખતે સાધ્વીએ કહ્યું, "જો આ બાળકનું રક્ષણ કરીશું તો આપણા ધર્મની ભારે નિંદા થશે અને જો એને

કોઇને આપીશું તોપણ સંસારની વૃદ્ધિનું કારણ થશે, માટે એને ગુપ્ત રીતે નગરની બાહેર મુકી આવવો." સાધ્વીની આ આજ્ઞાને માન આપી સતી પદ્માવતી તે પુત્રને નામાંકિત મુદ્રા તથા રત્નકંબળ સહિત શ્મશાન ભૂમિમાં મુકી આવી. તે બાળકને કોઇ ચંડાળ ગુપ્ત રીતે પોતાને ઘેર લઇ ગયો. અને પોતાની સંતાન વગરની સ્ત્રીને તે બાળક સોંપ્યો. આ સઘળું પદ્માવતીએ છાની રીતે જોયા કર્યું. પછી તે પોતાને આશ્રમે ગઇ.

અંહીં તે બાળક ચંડાળને ઘેર ઉછરી મોટો થયો. પોતે ચંડાળના બાળકોની સાથે ક્રીડા કરતો પણ તે રાજતેજથી દીપી નીકળતો હતો. કારણકે, મણિ ગમે ત્યાં હોય, પણ તે મણિ તે મણિજ છે. તે બાળકને ખરજ આવવાથી તે હાથ વડે ખજવાળતો; તેથી સૌએ તેનું નામ કરકંડૂ પાડ્યું. જ્યારે તે છ વર્ષનો થયો, ત્યારે તેનામાં ચક્રવર્ત્તી રાજાના ચિન્હો દેખાવા લાગ્યા. તથાપિ તે તેના ચંડાળ પિતાની આજ્ઞાથી શ્મશાનમાં જતો હતો. રાજપુત્ર જેવાને પણ શ્મશાનમાં ચંડાળનું કામ કરવું પડે એ કર્મનીજ વિચિત્રતા છે.

એક વખતે તે બાળક શ્મશાનમાં ક્રીડા કરતો ફરતો હતો, તેવામાં કોઇ બે મુનિઓ આવ્યા, તેઓ ત્યાં એક વાંસની જાળી જોઇને પરસ્પર કહેવા લાગ્યા કે, "જે માણસ આ વાંસના મૂળથી ચાર આંગળ મુકીને ચાર આંગળનો પર્વ (સાંધાનો કકડો) લે તે રાજા થાય." સાધુઓનું આ વચન ત્યાં ક્રીડા કરતાં તે બાળકે અને કોઇ બ્રાહ્મણે સાંભળ્યું. તે વખતે પેલા બ્રાહ્મણે સાધુના કહેવા પ્રમાણે છાની રીતે કર્યું, ત્યાં તે બાળક આવ્યો ને તે બ્રાહ્મણને કહેવા લાગ્યો—"તેં આ મારો પાળેલો વાંસ કેમ લીધો?" કજીયો કરતાં કરતાં તે બન્ને રાજાની પાસે ગયા. ત્યાં જઇને તે બન્નેએ રાજાની પાસે પોત પોતાની ફરીયાદ કહી સંભળાવી. તે

સમયે ત્યાં હાજર રહેલા લોકો હસીને કહેવા લાગ્યા—" હે ચંડાળ પુત્ર! કજીયો કર નહીં. જ્યારે તને રાજ્ય મળે ત્યારે આ બ્રાહ્મણને એક ગામડું આપજે, તું તારો એ વાંસનો કટકો ભલે રાખ." પણ પેલો બ્રાહ્મણ તો પોતાના જાતિ સ્વભાવને લીધે ચંડાળ પુત્ર-કરકંડુને મારી નાંખવાનો વિચાર કરવા લાગ્યો. તે વાત જાણી પેલો ચંડાળ પોતાના કુટુંબ સહિત કંચનપુર નગરમાં ગયો. તે વખતે ત્યાંનો રાજા અપુત્રીઓ મરણ પામ્યો હતો, તેથી પ્રધાન વગેરે લોકો પાંચ દિવ્ય સજ્જ કરીને નગરની બાહેર નીકળ્યા હતા. તે વખતે ચંડાળ પુત્ર કરકંડુ ત્યાંથી પસાર થતો જોવામાં આવ્યો, તેને જોતાંજ તેની તરફ દિવ્ય કરવામાં આવ્યા, એટલે પ્રધાને પ્રદક્ષિણા કરી તે કરકંડુને રાજા ઠરાવ્યો. તે વખતે લોકોએ જય ધ્વનિ કર્યો અને વાજિંત્રોના નાદ થવા લાગ્યાં. પ્રધાને ઉત્તમ વેષ લાવી કરકંડુને પેહેરાવ્યો. પછી તે જાણે પ્રથમથીજ શીખ્યો હોય, તેમ અશ્વ ઉપર બેસી તે નગરમાં પ્રવેશ કરવાને ચાલ્યો. તે જ્યાં નગર પ્રવેશ કરતો હતો, ત્યાં બ્રાહ્મણોએ તેને ઓળખ્યો. પછી તેઓ બોલ્યા—' આ મ્લેચ્છ છે, તેથી રાજ્યને યોગ્ય નથી.' બીજા બ્રાહ્મણો પણ તેને સંમત થયા અને નગરમાં પ્રવેશ કરતાં તેને અટકાવ્યો. જેવામાં તેઓ ક્રોધ કરી તેને શિક્ષા કરવા જાય છે, તેવામાં કોઈ દેવતાની સહાય વડે આકાશમાંથી અગ્નિના તણખાની વૃષ્ટિ થવા માંડી એટલે તે બ્રાહ્મણો ભયભીત થઈ કરકંડુની સ્તુતિ કરવા લાગ્યા—હે રાજન્, તું દેવ છે, તુ આચાર્ય છે, તું બ્રાહ્મણ છે, તું મહેંદ્ર છે, તું વિષ્ણું છે, તું પ્રજાપતિ છે અને તું મહેશ છે. તારામાં અતિ પવિત્ર ક્ષત્રિતેજ પ્રકાશમાન છે. હે નૃપતિ, નરકમાં, તિર્યંચમાં, મનુષ્યમાં કે દેવતામાં કોઈ સ્થાને આત્માની અવમાનના કરવી નહીં. કારણકે, વખતે કોઈ સ્થળે તે દેવતા રૂપે પણ હોય છે. હે રાજા, અમે અંધકારમાં પડ્યા હતા, તેને તેં તારા તેજથી પ્રકાશિત કર્યા છે. અમારૂં જ્ઞાન તારાથી

વિકસ્વર થયું છે. જે દેશ રાજા વગરનો છે, તેમાં અગ્નિ આહૂતિને લેતો નથી, ધર્મ પ્રવર્ત્તતો નથી, તેમ વરસાદ પણ વર્ષતો નથી. જો સર્વ દેવમય રાજા રક્ષણ ન કરે તો માણસોને ધન, સ્ત્રી, અને શરીર વગેરે ક્યાંથી રહે? વળી જે રાજા છે, તે સર્વ સ્થળે ઉદ્યોત કરવામાં સૂર્ય સમાન છે, પાપીઓનો નિગ્રહ કરવાને યમ સમાન છે, ભરણપોષણ કરવામાં કુબેર સમાન છે અને પ્રાયશ્ચિત આપવામાં અગ્નિ સમાન છે. હે રાજા, તું અમારા અજ્ઞાનને દૂર કરી અમને શુદ્ધ કર; કારણકે, તું પ્રજાના પાપરૂપી પંકને દૂર કરવામાં તીર્થજળ સમાન છે."

બ્રાહ્મણોએ કરકંડૂ રાજાની આ પ્રમાણે સ્તુતિ કરી એટલે તે રાજા જરા શાંત થઈને બોલ્યો—"જેઓ મને સંમત થશે, તેઓ મારે માન્ય છે, અને જેઓ મારે સંમત નથી, તેઓને હું હણીશ." ત્યારે સર્વ બ્રાહ્મણો બોલી ઉઠ્યા—"અમે સર્વે તમારી સાથે સંમત છીએ." ત્યારે કરકંડૂએ કહ્યું, "જો તમે મારી સાથે સંમત હો તો આ સર્વ ચાંડાળોને સંસ્કારથી બ્રાહ્મણ કરો." તે સાંભળી બ્રાહ્મણો ભયથી કંપવા લાગ્યા. તેમણે ભયથી કહ્યું, "હે રાજા, જે આપ કહો છો, તે સત્ય છે. સંસ્કારથીજ બ્રાહ્મણપણું આવે છે. જાતિ કાંઈ કામની નથી; કારણ કે, બ્રાહ્મણના કુળમાં જન્મ્યા છતાં પણ આઠ વર્ષ સુધી બ્રાહ્મણ કહેવાતો નથી. જ્યારે આઠ વર્ષે ઉપવીત સંસ્કાર થાય છે, ત્યારેજ તે બ્રાહ્મણ કહેવાય છે. હવે આપને રૂચે તેમ કરો. લોકોમાં તો વ્યવહારજ બળવાન ગણાય છે." બ્રાહ્મણોના આ વચન સાંભળી રાજા કરકંડૂ વિચાર કરીને બોલ્યો—"આ ચંડાળ જાતિના જે બ્રાહ્મણો થાય, તેમને 'જનંગમદ્વિજ' એવું નામ આપો. રાજાએ આમ કહ્યું, એટલે આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ. સર્વેએ જયધ્વનિ કર્યો. તે નવીન દ્વિજોને સંસ્કાર કરી જનંગમદ્વિજ એવું નામ આપ્યું. પછી

રાજાએ તેમને મહોત્સવ પૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. અને ત્યાં કરકંડુને મંત્ર સહિત અભિષેક કરવામાં આવ્યો.

રાજા કરકંડુ કંચનપુરનો મહારાજા બન્યો. એ વાત સાંભળી પેલો બ્રાહ્મણ કે જેને એક ગામ આપવાને કહ્યું હતું, તે કરકંડૂની પાસે આવ્યો અને તેણે ગામ આપવાની માગણી કરી. રાજા કરકંડૂએ મશ્કરીમાં કહ્યું કે, "અરે બ્રાહ્મણ, તું ચંપાપુરીમાં જા, મારી આજ્ઞાથી તને ત્યાં એક ગામ આપશે." તે બ્રાહ્મણ મશ્કરીમાં સમજ્યો નહીં અને તરત ચંપાપુરીમાં ગયો અને ત્યાં કરકંડૂનું નામ લઈને રાજા પાસે એક ગામ માગવા લાગ્યો. બ્રાહ્મણની આ માગણી સાંભળી ચંપાપતિ દધિવાહને વિચાર્યું કે, "અરે કરકંડૂ રાજા મૂર્ખ છે, મને આવું અનુચિત કહેવરાવે છે." આવું વિચારી તેણે તે બ્રાહ્મણને કહ્યું, "અરે બ્રાહ્મણ, કરકંડૂ તપે કરીને રાજા થયો છે, બાકી તે તો ચંડાળનો પુત્ર છે, તે એક સૈનિક છતાં મારી સાથે વિરોધ કરે છે તો તેમાં તે વિજયી નહીં થાય. તું તો દૂત છે અને વળી યાચક છે, માટે તારો વધ થાય નહીં, તેથી તેનો જ વધ કરીને તને ગામ આપીશ."

બ્રાહ્મણે આ બધી વાત જઈને કરકંડૂને કહી. આ વાર્ત્તા સાંભળી કરકંડૂ ક્રોધાતુર થઈ ચંપાપુરી ઉપર ચડી આવ્યો. દધિવાહન રાજા પણ તેને આવતો જાણી પોતાનો કિલ્લો સજ્જ કરી લડવા તૈયાર થયો.

આ વખતે સતી પદ્માવતી જે સાધ્વી થઈ હતી, તેના જાણવામાં આવ્યું કે, "પોતાનો પુત્ર કરકંડૂ નામે રાજા થયો છે અને તે અજ્ઞાનતાથી તેના પિતા દધિવાહનની સાથે યુદ્ધ કરવા આવ્યો છે." આથી તે સાધ્વીએ વિચાર્યું કે, "જો યુદ્ધ થશે તો બહુ જીવોનો સંહાર થશે, માટે એ પિતા પુત્રને સંગ્રામ કરતાં અટકાવું." એમ વિચારી સાધ્વી પદ્માવતી કરકંડૂની પાસે આવી કહેવા લાગી

"હે પુત્ર કરકંડૂ, હું તારી માતા છું અને આ ચંપાપૂરીના પતિ દધિવાહન રાજા તારા પિતા છે. તારી પાસે રહેલી મુદ્રિકાના અક્ષરો વાંચી જો." સાધ્વીના કહેવાથી કરકંડૂએ મુદ્રાના અક્ષરો વાંચ્યા, તેથી તે હર્ષ પામી યુદ્ધથી વિરામ પામ્યો. પછી તે સાધ્વી દધિવાહન રાજા પાસે આવી અને દાસી પાસે કહેવરાવ્યું એટલે રાજાએ આવી સાધ્વી પદ્માવતીને ઓળખી. પછી તેણીને નમસ્કાર કરી પૂછયું, "તમે આ સંયમ કેવી રીતે ગ્રહણ કર્યો ? અને તમારા ગર્ભનું શું થયું ? સાધ્વીએ ઉત્તર આપ્યો—"રાજેંદ્ર, જે આ તમારા નગરને ઘેરો નાંખી પડયો છે, તેજ કરકંડૂ આપનો પુત્ર છે. એ સાંભળી રાજા પગે ચાલી પુત્રને મળવા ચાલ્યો. અહીંથી કરકંડૂ પણ પોતાના પિતાને મળવા સામો આવતો હતો. તે પિતાને આવતા જોઇ તેમના ચરણમાં પડયો. આ સમાચાર ફેલાયાથી ચંપાપુરીમાં મોટો હર્ષ થઇ રહ્યો. તે વખતે રાજા દધિવાહનને વૈરાગ્ય ઉત્પન્ન થયો. પોતાના પુત્ર કરકંડૂને રાજ્યનો ભાર સોંપી પોતે દીક્ષા ગ્રહણ કરી હતી.

રાજા કરકંડૂએ કેટલોક વખત રાજ્ય કર્યું હતું. તેણે પોતાની પૂર્વ માતા પદ્માવતી સાધ્વીના ઉપદેશથી-પોતાના દેશમાં જ્ઞાન ક્ષેત્રની વિશેષ પુષ્ટિ કરી હતી. રાજા કરકંડૂને ગાયો રાખવાનો શોખ હતો. તેના દરબારમાં અનેક રૂષ્ટપુષ્ટ ગોકુળ એકઠા થયા હતા. તેની અંદર એક ઘણો બળવાન સાંઢ હતો. જે સાંઢને કોઇ પણ પરાભવ કરી શકતું ન હતું. આ સાંઢ કરકંડૂને ઘણોજ પ્રિય હતો. દૈવયોગે તે સાંઢ થોડા વખતમાં મૃત્યુ પામી ગયો. રાજા કરકંડૂ તેને જોવા ગયો, તે વખતે તેનું મૃત શરીર જોઈ રાજા કરકંડૂ બોલ્યો—"અહા ! જેની ગર્જના સાંભળી સિંહ પણ ત્રાસ પામી જાય, અને જેની પાસે કોઇ ટકી શકતું નહીં, તેવો આ સાંઢ પણ કાળનો ગ્રાસ થઈ પડયો. અહા ! પાપીકાળ ચેતન તથા

અચેતન બન્નેને પોતાના ઉદરમાં ગળી જાય છે. તે કદિપણ તૃપ્ત થતોજ નથી. એ કાળ આ ત્રણ જગતરૂપી પુષ્પના ગોળાની સાથે ક્રીડા કરે છે. માટે આ કુટુંબ, દેહ, લક્ષ્મી, સ્ત્રી આભૂષણ વગેરે સર્વ વસ્તુ રૂના સમૂહની પેઠે અનિત્યજ જણાય છે.”

આ પ્રમાણે વિચાર કરતાં કરકંડૂને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેથી તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું; એટલે પોતાનો પૂર્વભવ તેને સ્મરણમાં આવ્યો. તેજ વખતે દેવતાઓએ આવી તેને રજોહરણ વગેરે સાધુનો વેષ આપ્યો. તે લઇ સાધ્વી પદ્માવતીના પુત્ર કરકંડૂ રાજા રાજ્ય વૈભવને છોડી ચાલી નીકળ્યા. તે રાજર્ષિ પ્રત્યેકબુદ્ધ થયેલા છે.

સતી પદ્માવતીએ સાધ્વી રૂપે આ ભારતવર્ષની જૈનપ્રજાનો ભારે ઉપકાર કર્યો હતો. તેણીએ પોતાના ઉપદેશથી સાત ક્ષેત્રો માંહેલા કેટલાએક ઉત્તમ ક્ષેત્રોની વૃદ્ધિ કરાવી હતી. છેવટે આર્હત ધર્મની ધર્મકીર્તિને પ્રસાર કરી સતી પદ્માવતી જૈન સતીમંડળમાં ગણાયાં હતાં. અને પોતાના જીવનને કૃતાર્થ કરી આ લોકમાં પોતાના યશઃશરીરે યાવચ્ચંદ્ર દિવાકર સુધી રાખી પરલોકમાં શાશ્વત સુખના સંપાદક બન્યા હતા. ધન્ય છે, એ મહાસતી પદ્માવતીને.





# અંજના સુંદરી.

આ મહા સતી માહેંદ્રપુરના રાજા મહેંદ્રની પુત્રી હતી. તેની માતાનું નામ હૃદયસુંદરી હતું. હૃદયસુંદરી સુશીલા અને સારી કેળવણી પામેલી હતી; તેથી તે પોતાનો માતા તરીકેનો ધર્મ સારી રીતે સમજતી હતી. અંજના જ્યારે યોગ્ય વયની થઈ ત્યારે તેની માતાએ પોતાના પતિની સંમતિ લઇ તેણીને સારી કેળવણી આપી હતી. બાળપણથીજ જ્ઞાનના રસમાં તલ્લીન કરેલી અંજનાનું હૃદય હંમેશા નવી નવી વિદ્યાકળા સંપાદન કરવાને ઉત્સુક રહેતું હતું. તે રાજપુત્રી છતાં પણ સાધારણ કુટુંબોની સ્થિતિ જાણતી અને તેમને સહાય કરવાને આગળ પડતી હતી. કોઇ પણ સાધર્મી વા પરધર્મી દુઃખી હોય અને જો તે અંજનાની સહાય લેવાને આવે તો અંજના તેમને સહાય આપ્યા વિના રહેતી ન હતી. ગરીબ શ્રાવકોના કુટુંબના બાળકોને જ્ઞાન અને જ્ઞાનના સાધનો મળ્યા કરે તેવી ઉત્તમ યોજના તેણીએ રાજ્ય તરફથી કરાવી આપી હતી. તેણીની માતા હૃદયસુંદરી પણ પુત્રીને પ્રસન્ન રાખવાની ઈચ્છાથી જ્ઞાન ક્ષેત્રમાં વિશેષ ધ્યાન આપતી હતી અને તે વારંવાર પાઠશાળાઓની મુલાકાત લેતી હતી અને તેમાં ભણતાં બાળકો અને બાળકીઓને તેની લાયકાત પ્રમાણે સારાં સારાં ઇનામો આપતી હતી.

અંજનાસુંદરી જ્યારે યાૈવનવતી થઈ ત્યારે તેણીના સંબંધને માટે મહેંદ્ર રાજા શોધ કરવા લાગ્યા. તપાસ કરતાં માલમ પડયું કે, આદિત્યનગરના વિદ્યાધર રાજા પ્રલ્હાદને **પવનંજય** નામે એક કુમાર છે. તે કેતુમતી નામની રાણીના ઉદરથી જન્મેલો છે. અને સારી કેળવણી પામેલો છે. આ ખબર સાંભળતાંજ રાજાએ અંજનાકુમારીનો સંબંધ પવનંજયની સાથે કર્યો હતો. પવનંજયે કેળવણી લીધેલી હતી, પણ જોઈએ તેવી ઉંચી કેળવણીમાં તેનો પ્રવેશ થયો ન હતો; આથી તે પહેલા અંજનાસુંદરીના પવિત્ર પ્રેમને ઓળખી શકયો ન હતો. અનુક્રમે મહેંદ્ર રાજાએ કુમાર પવનંજયની સાથે અંજનાનો વિવાહ કર્યો અને અંજના પોતાની માતા હૃદયસુંદરીની શિક્ષા મેળવી પોતાને સાસરે વિદાય થઈ.

પવનંજયના હૃદયમાં ગર્વ હતો. તેથી તેનું મન અંજનાસુંદરીની સાથે મળ્યું નહીં. વિનયવતી અંજનાનો તેણે પ્રથમથીજ અનાદર કરવા માંડયો. આથી તે અંજના ઉપર વિરક્ત થઇ રહેવા લાગ્યો. તેણે તે મહાસતીની મનથી પણ સારી સંભાળ ન કરી તો વચન કે, કાયાના વિષયની તો વાતજ શી કરવી ? આમ થવાથી વિદુષી અંજનાસુંદરી દુઃખે કાળ નિર્ગમન કરવા લાગી.

એક વખતે પ્રલ્હાદ રાજા સભા ભરી બેઠો હતો, ત્યાં રાવણનો એક દૂત આવીને ઉભો રહ્યો અને તેને વિનયથી પ્રણામ કરી બોલ્યો—રાજા! “મારા સ્વામી રાવણને વરૂણની સાથે યુદ્ધ કરવા જવું છે, તેથી તે આપને બોલાવે છે” તે વખતે પિતાની પાસે પવનંજય બેઠો હતો. તે વાત સાંભળતાંજ તેણે પિતાને વિનયથી જણાવ્યું-પિતાજી હું યુદ્ધ કરવાને ઉત્સુક છું, માટે મને જવાની આજ્ઞા આપો. રાજાએ પ્રસન્ન થઇ પવનંજયને આજ્ઞા આપી. પછી તે પોતાની માતાને મળવા આવ્યો અને માતાને નમન કરી

ચાલ્યો ત્યાં મહાસતી અંજના આવી પોતાના પતીના ચરણમાં નમી પડી. પવનંજયે તેણીની સામે પણ જોયું નહીં-અને તેણીનો અનાદર કરી એકદમ ચાલ્યો ગયો. સતી અંજનાને એથી ઘણું જ માઠું લાગ્યું. એ પતિભક્તા સતીના હૃદયમાં ઘણોજ પરિતાપ થઇ પડયો હતો.

વીર પવનંજય મોટું સૈન્ય લઇ આકાશ માર્ગે ચાલ્યો. માર્ગમાં જતાં ભૂમિ ઉપર એક સુંદર સરોવર જોવામાં આવ્યું. સાયંકાળ થવાથી તેણે સરોવરના તીર ઉપર સૈન્યનો પડાવ નંખાવ્યો. રાત્રિ પડતાં એક ચક્રવાકી પતિના વિયોગથી વિલાપ કરતી તેના સાંભળવામાં આવી. તે વખતે પવનંજયને પોતાની પત્નીનું સ્મરણ થઇ આવ્યું. તત્કાળ તેણીને મળવાની ઉત્કંઠા થઇ આવી. આ પ્રસંગે તેના એક મિત્રે તેનું ઉપહાસ્ય કર્યું, એટલે પવનંજય એકલો અશ્વ ઉપર બેસી પોતાને મહેલ આવ્યો અને રાત્રે છુપી રીતે મહેલમાં જઇ પોતાની વિરહપીડિત પત્ની અંજનાની સાથે સમાગમ કરી તેણીને સુખી કરી; પછી પત્નીની આજ્ઞા લઇ તેણે ચાલવા માંડયું, ત્યારે ગર્ભની શંકા રાખતી અંજના અંજળિ જોડી બોલી—સ્વામિનાથ, આપ છુપી રીતે આવ્યા છો અને વખતે જો હું સગર્ભા સ્થિતિમાં આવું તો મને કલંક લાગે માટે આપ કૃપા કરી કરમુદ્રિકા આપતા જાઓ. પ્રિયાની આવી પ્રાર્થના સાંભળી પવનંજય પોતાની મુદ્રિકા તેણીને આપી અને કહ્યું કે, "પ્રિયા, હવે તું ભય રાખીશ નહીં. હું શત્રુને જીતી પાછો આવું, ત્યાંસુધી સુખમાં રહેજે." એમ કહી તે પાછો જ્યાં પોતાનું સૈન્ય પડયું હતું, ત્યાં આવી પહોંચ્યો અને ત્યાંથી આગળ પ્રયાણ કર્યું.

અહીં સતીઅંજના સગર્ભા થઇ હતી. પ્રતિ દિવસ તેણીના ઉદરમાં તે ગર્ભ વધવા લાગ્યો. તેણીના સુંદર શરીર ઉપર ગર્ભના ચિન્હ જોઇ તેણીની સાસૂ કેતુમતીએ તેને

તિરસ્કાર કરી કહ્યું, અરે દુષ્ટા, આ તારા ઉદરમાં ગર્ભ ક્યાંથી? પિતા અને પતિના કુળને કલંક લગાડનારૂં આ કુકર્મ કયાંથી કર્યું? કારણ કે, તારો પતિ તો દેશાંતર ગયો છે. સાસૂના આવા તિરસ્કારના વચનો સાંભળી અંજનાએ પતિએ આપેલી મુદ્રિકા બતાવી અને તેનાથીજ ગર્ભ રહ્યો છે, એ વાત કહી બતાવી. તે સાંભળી કેતુમતીને વધારે કોપ ચડયો. તે આક્ષેપ કરી બોલી—અરે દુરાચારિણી, આવું કુકર્મ કરીને પોતાનો મન માન્યો ઉત્તર કેમ આપે છે? તારા એ કહેવા ઉપર મને વિશ્વાસ આવતો નથી. ”

સાસૂના આવા મર્મભેદક વચન સાંભળી સતી અંજનાને ઘણું દુઃખ લાગ્યું હતું, તથાપિ ઉત્તમ કેળવણીના પ્રભાવથી તેણીએ ક્ષમાથી તે બધું સહન કર્યું હતું. પછી ક્રોધાતુર થયેલી કેતુમતીએ આ વાત પોતાના પતિ પ્રલ્હાદ રાજાને કહી એટલે તેણે તે કલંકિત પુત્રવધૂને એક રથમાં બેસારી તેણીને પિયર મહેંદ્રનગરે મોકલાવી દીધી. અને સાથે એક પત્ર લખી મહેંદ્રરાજાને તે વાત જણાવી. નિર્દોષ સતી બીચારી પિતાને ત્યાં ગઇ પણ મહેંદ્રરાજાએ એવી દોષિત દુહિતાને પોતાના ઘરમાં રાખી નહીં. પિતાએ જ્યારે પુત્રીની ઉપેક્ષા કરી એટલે તેણીની માતા હૃદયસુંદરીએ તેણીને બોલાવી અને તેની પાસેથી સત્ય હકીકત જાણી લીધી. હૃદયસુંદરીએ પોતાના પતિને સમજાવવા માંડ્યા, પણ કર્મના યોગથી રાજાના મનમાં એ વાત ઉતરી નહીં અને તેણીને સત્વર બાહેર કાઢી મુકવાની આજ્ઞા કરી.

પિતાના કરતાં માતાનું પુત્રીવાત્સલ્ય વિશેષ હોય છે. માતા એ દુહિતાના દુઃખને દૂર કરનારી અને સુખને સંપાદન કરાવનારી છે. માતાના માયાળુ હૃદયમાં પુત્રીનો પ્રેમ નિરવધિ છે અને તેણીનો પ્રેમ પ્રવાહ પુત્રીપર અખંડ રીતે વહ્યા કરે છે.

હૃદયસુંદરીને આમ સગર્ભાવસ્થામાં શરણુ કરવી તે તેના મનને સંતાપકારી લાગ્યું, પણ પતિની આજ્ઞાને તાબે થઈ તેણીને પુત્રી તરફ ઉપેક્ષા કરવી પડી. તથાપિ તેણીએ વસંતતિલકા નામની એક દાસી તેની સંભાળ લેવાને સાથે મોકલી. અંજના પિતાથી અપમાન પામી અરણ્યમાં જઇ એક આશ્રમ બાંધીને રહી અને ત્યાં દુઃખમાં દિવસો કાઢવા લાગી.

એક દિવસે કોઇ તપસ્વી તે વનમાં આવી ચડ્યા. તે મહામુનિને જોઇ અંજના દાસી વસંતતિલકાને સાથે લઇ તેમને વંદના કરવા આવી. વંદના કર્યા પછી તેણીએ મુનિના મુખથી ધર્મનો ઉપદેશ સાંભળ્યો. ઉપદેશ પૂર્ણ થયા પછી અંજનાની પ્રેરણાથી દાસીએ મુનિને પૂછ્યું, મહાનુભાવ, આ અંજનાસુંદરીએ એવું શું કર્મ કર્યું હશે કે જેથી તેણીને આવું કલંક લાગ્યું ? જ્ઞાની મુનિ વિચાર કરી બોલ્યા—ભદ્રે, આ અંજનાસુંદરીના ઉદરમાં કોઈ દેવતા દેવલોકમાંથી આવીને અવતર્યા છે, તે ઘણો પુણ્યવાન્ અને પ્રતાપી છે. તે આ લોકમાં સત્કીર્ત્તિ મેળવી અંતે મોક્ષ ગામી થશે. આ સતી શ્રાવિકાને જે કલંક લાગ્યું, તેનું કારણ સાંભળ—કોઇ નગરમાં **કનકરથ** નામના રાજાને **લક્ષ્મીવતી** અને **કનકોદરી** નામે બે સ્ત્રીઓ હતી. તેમાં લક્ષ્મીવતી અર્હંત ભગવાન્‌ની પરમ ભક્ત હતી. તેની ભક્તિ જોઇ કનકોદરી હમેશાં ઇર્ષ્યા કરતી અને તેમાં ભંગ પાડવાની ઈચ્છા રાખતી હતી. એક વખતે લક્ષ્મીવતી ભગવંતની પ્રતિમાની પૂજા કરી તે પ્રતિમાને તેને સ્થાને મુકી ગૃહકાર્યમાં વ્યગ્ર થઇ, એટલા કુમતિ કનકોદરીએ તે પ્રતિમા હરી લઈ ગુપ્ત સ્થાને મુકી દીધી. લક્ષ્મીવતી ફરીવાર તેના દર્શન કરવા આવી, ત્યાં તે પ્રતિમા તેણીના જોવામાં આવી નહીં એટલે તે હૃદયમાં બહુ ખેદ પામી. એટલામાં કનકોદરી કોઈ સાધ્વીને ઉપાશ્રયે ગઇ. ત્યાં સાધ્વીના મુખથી પ્રતિ-

મા હરણનું મહાપાપ સાંભળી તે પશ્ચાત્તાપ કરતી ઘેર આવી અને તેણીએ તે પ્રતિમા જ્યાં હતી, ત્યાં મુકી દીધી. તેવામાં તેણીનો અંતકાળ આવ્યો. છેવટે ધર્મનો બોધ થવાથી તે મૃત્યુ પામીને સ્વર્ગમાં દેવી થઇ, ત્યાંથી ચ્યવીને એ કનકોદરી આ તારી સખી અંજનાસુંદરી થઇ છે. પૂર્વભવમાં પ્રતિમા હરણના પાપને લીધે તેણીને આવું દુઃખ ભોગવવું પડ્યું છે; પણ હવે તેનું તે કર્મ ઘણું ખરૂં ભોગવાઈ રહ્યું છે, તથાપિ તેણીએ પુણ્ય કાર્યમાં વિશેષ પ્રવૃત્તિ રાખવી.”

મુનિના આવા વચન સાંભળી અંજનાની મનોવૃત્તિ ધર્મ તરફ વિશેષ જાગ્રત થઇ હતી. એ મહાસતી પોતાના પૂર્વ પાપનો પ્રલય કરવા ત્રિકરણ શુદ્ધિથી પ્રવર્ત્તવા લાગી હતી.

મહાસતી અંજનાસુંદરીએ તે વનની ગુફામાં એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો હતો. પુત્રનો જન્મ થતાં તે દુઃખી સ્ત્રી રૂદન કરવા બેઠી હતી, તેણીનું રૂદન સાંભળી **પ્રતિસૂર્ય** નામનો એક વિદ્યાધર ત્યાં આવ્યો હતો અને તે તેણીને પોતાની બ્હેન સમાન ગણી તેને નવા પ્રસવેલા પુત્રસહિત વિમાનમાં બેસારી પોતાની સાથે લઇ ગયો. વિમાન આકાશ માર્ગે ચાલતું હતું, ત્યાં દૈવયોગે અંજનાના ઉત્સંગમાંથી તે બાળ પુત્ર નીચે પડી ગયો. એક મોટા પર્વતના શિખર ઉપર પડયો, તેના પડવાથી તે શિખરના ચૂરેચૂરા થઇ ગયા. અંજના પોકાર કરતી રૂદન કરવા લાગી, ત્યાં પ્રતિસૂર્ય વિદ્યાધર વેગથી પાછળ જઇ તે બાળકને લઈ આવી સાજુને તાજુ તેની રૂદન કરતી માતાને સોંપ્યું માતા પોતાના બાળકને સ્વસ્થાન નિરાબાધ જોઇ ખુશી થઇ પછી વિદ્યાધરે તેણીને જણાવ્યું, બ્હેન, આ તારો બાળક મહાબળવાન્ છે. તેણે તો મોટા પર્વતના શિખરને ચૂર્ણ કરી નાંખ્યું છે. માતા તે સાંભળી આશ્ચર્ય પામી ગઇ.

વિદ્યાધર પ્રતિસૂર્ય તેમને પોતાના હનુરૂહ નગરે લઇ ગયો.

તેના જન્મ પછી તુરતજ તેને હનુરૂહ નગરમાં લઇ જવામાં આવ્યો; તે ઉપરથી તેનું હનુમાન્ એવું નામ પાડ્યું. તે હનુમાન્ કુમાર પોતાના મામા પ્રતિસૂર્યને ઘેર રહી મોટો થયો હતો.

આ તરફ પવનંજય લંકાપતિ રાવણને વરૂણના યુદ્ધમાં સહાય કરી પોતાને નગર પાછો આવ્યો. ત્યાં તેના જાણવામાં આવ્યું કે, પોતાના પિતા પ્રલ્હાદ રાજાએ અંજનાસુંદરીને કલંકિત ઠરાવી કાઢી મુકી છે. પછી તે તેણીની શોધને માટે પોતાને સાસરે ગયો, ત્યાં પણ તેણીનો પત્તો લાગ્યો નહીં એટલે તે વનમાં "અંજના અંજના" એમ પોકાર કરતો ભમવા લાગ્યો. જ્યારે સતી અંજના કોઈ પણ ઠેકાણે તેના જોવામાં આવી નહીં એટલે તેણે પોતાના મિત્રને કહ્યું કે, હે મિત્ર, મારા નેત્રની શીતળ અંજનરૂપ અંજનાસુંદરી જો મને મળશે નહીં તો હું અગ્નિમાં પ્રવેશ કરી મારા પ્રાણનો ત્યાગ કરીશ." પવનંજયનો આવો નિશ્ચય જાણી તે મિત્રે આવી તેના પિતા પ્રલ્હાદ રાજાને આવી કહ્યું, સ્વામી, આપના પવનંજય કુમારે અંજના નહીં મળે તો અગ્નિ પ્રવેશ કરી પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે. તેથી આપ કોઇ પણ ઉપાયે તેના પ્રાણ ઉગારો. તે સાંભળી પ્રલ્હાદ સત્વર દુઃખી થઇ વિદ્યાધરોની સાથે અંજનાસુંદરીની શોધમાં ગયો. તે ઘણું ભમ્યો પણ કોઇ ઠેકાણે અંજના જોવામાં આવી નહીં. પછી તે જ્યાં પોતાનો પુત્ર પવનંજય અગ્નિમાં પ્રવેશ કરવાની તૈયારી કરતો હતો, ત્યાં આવી પહોંચ્યો. પુત્રને આવું સાહસ કરતો જોઇ રાજાએ કહ્યું, વત્સ, આ શું અજ્ઞાન બાળકની જેમ તું આ શું કરે છે? આનું નામ આત્મઘાત કહેવાય છે. આત્મઘાત કરનારા પ્રાણીઓ દુર્ગતિએ જાય છે. તે વિષે જૈન શાસ્ત્રકારો કહે છે કે, "ગળામાં પાશ નાખીને, વિષ ખાઇને, જળ કે અગ્નિમાં પ્રવેશ કરીને, તૃષા કે ક્ષુધા વે-

હીને અથવા પર્વત ઉપરથી ઝંપાપાત કરીને મૃત્યુ પામનારા જનો નરક ગતિ પામે છે, તેઓ જો શુભ ભાવથી યુક્ત હોય તો વ્યંતર થાય છે." પુત્ર, આ બધો વિચાર કરી આત્મઘાત કર નહીં. આ પ્રમાણે પ્રલ્હાદ રાજા પવનંજયને વારતા હતા, ત્યાં પ્રતિસૂર્ય વિદ્યાધર અંજનાસુંદરીને લઇને ત્યાં આવી પોહોંચ્યો. અંજનાસુંદરીનું અવલોકન થતાંજ પવનંજય પ્રસન્ન થયો. રાજા પ્રલ્હાદ પણ હૃદયમાં આનંદ પામ્યો. રાજાએ પ્રતિસૂર્યનો ઉપકાર માન્યો, પછી પ્રતિસૂર્યે અંજનાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. રાજા પ્રલ્હાદે પુછ્યું કે, તમે અહીં સમય ઉપર શીરીતે આવી પોહોંચ્યા? પ્રતિસૂર્યે કહ્યું, રાજેંદ્ર, હું જિનાલયમાંથી દર્શન કરી આવતો હતો, ત્યાં મારા સાંભળવામાં આવ્યું કે, "પવનંજય પ્રિયાના વિયોગથી દુઃખી થઈ અગ્નિમાં પ્રવેશ કરે છે." એ ખબર સાંભળતાંજ હું અંજનાસુંદરીને લઈ અહીં આવ્યો છું. પછી પ્રતિસૂર્યના આગ્રહથી પ્રલ્હાદ તથા પવનંજય વગેરે હનુરૂહ નગરમાં ગયા. ત્યાં તેઓ પવનંજયના પુત્ર હનુમાન્‌ને મળ્યા. ત્યાંથી પછી પ્રલ્હાદ વગેરે સર્વે પોતપોતાને નગરે ચાલ્યા ગયા અને પવનંજય પોતાની પ્રિયા અને પુત્રની સાથે ત્યાંજ રહ્યા હતો.

અંજનાકુમાર હનુમાન્ ત્યાંજ ઉછરવા લાગ્યો. તેણે પોતાની માતા અંજના પાસેથી બાળકેળવણી લેવા માંડી હતી અને યોગ્ય વય થતાં તેણે બહુ વિદ્યાઓ સંપાદન કરી લીધી હતી. હનુમાન્ જેવો વિદ્વાન્ હતો તેવો તે બળવાન્ હતો. તે શારીરિક કેળવણીથી યુદ્ધવિદ્યામાં પ્રવીણ થયો હતો. એક વખતે રાવણે હનુમાન્‌ને યુદ્ધમાં બોલાવ્યો હતો ત્યાં તેના શારીરિક બળ ઉપર રાવણ ઘણો સંતુષ્ટ થયો હતો.

પવનંજય પોતાની પ્રિયા અંજના અને પુત્ર હનુમાન્‌ની સાથે કેટલોક કાળ હનુરૂહ નગરમાં રહી પછી પોતાને વતન આ-

દિત્ય નગરમાં ગયો હતો. સતી અંજના સ્ત્રીકેળવણીના પ્રભાવથી વડિલ જનની સેવાનું માહાત્મ્ય સમજતી હતી, તેથી તેણીએ પોતાની પૂજ્ય સાસૂની સારી સેવા કરી હતી. અંજનાની સેવા જોઈ તેણીના શ્વસુર અને સાસૂ તેની ઉપર ઘણાંજ પ્રસન્ન થયાં હતાં અને તેમણે તેણીને જે વૃથા કલંક આપેલું તેને માટે તે સતીની ક્ષમા માગી હતી.

આ અરસામાં દશરથના પુત્ર રામ, સીતાની સાથે અરણ્યમાં ગયેલા, ત્યાં સીતાનું હરણ થતાં દુઃખી થયેલા રામને વીર હનુમાન્ મળ્યો હતો અને તેણે રામને મોટી સહાય આપી હતી. જેનું સત્કીર્ત્તન રામના ચરિત્રની સાથે અદ્યાપિ ભારતવર્ષમાં ગવાય છે.

રાજા આદિત્ય પવનંજયને રાજ્ય ઉપર બેસારી ધર્મકર્મમાં જોડાયા હતા. ધર્મ પ્રવીણ પવનંજયે ન્યાયથી પ્રજાપાલન કર્યું હતું. જ્યારે સતી અંજનાસુંદરી મહારાણીના પદ ઉપર આવી ત્યારે તેણીએ ધાર્મિક અને સાંસારિક કેળવણીને ભારે ઉત્તેજન આપ્યું હતું. તેણીની સૂચનાથી રાજા પવનંજયે આદિત્ય નગરની પ્રજાને કેળવણીના ઉંચા સાધનો કરી આપ્યાં હતાં. બાળ શ્રાવિકાઓને બોધ આપવાને સારી સારી કન્યાશાળાઓ સ્થાપી હતી. સતી અંજનાનું હૃદય ઉદાર હતું. તેણીનામાં સાધર્મી વાત્સલ્ય વિશેષ હોવાથી તેણીએ મોટી મોટી દાનશાળાઓ સ્થાપી હતી. 'પોતાના રાજ્યમાં કોઈ પણ શ્રાવક કુટુંબ દુઃખી ન થાય,' એવી ઉત્તમ યોજના તેણીએ પોતાના પતિની પાસે કરાવી હતી.

અંજનાસુંદરી હમેશાં નિયમિત રીતે વર્તતી હતી. પ્રાતઃકાળ, મધ્યાન્હકાળ અને સાયંકાળ ધાર્મિક અને સાંસારિક કાર્ય કરવાના જુદા જુદા ભાગ પાડી તેણીએ પોતાનું સમયપત્રક

( ટાઈમ ટેબલ ) બનાવ્યું હતું. તે હમેશાં સામાયિક, પ્રતિક્રમણ, જિનપૂજા અને ધર્મશ્રવણ નિયમ પ્રમાણે કરતી હતી. તે સાથે દિવસના અમુક ભાગમાં તે ઉદારતાથી દાન આપતી અને દુઃખી જનના દુઃખ દૂર કરતી હતી.

રાજા પવનંજય પણ પોતાની પ્રિયાને અનુસરી ધર્મ કરતો હતો અને રાજ્યમાં ( અમારી—ઘોષણા ) કરાવી દયાધર્મના પવિત્ર પ્રવાહને પ્રસરાવતો હતો. તેના જૈન રાજ્યમાં આર્હત ધર્મની ( ઉદય=ઘોષણા ) થઈ હતી અને પ્રજા જૈનધર્મના પવિત્ર નિયમોને અનુસરતી હતી.

પવનંજય પોતાના પુત્ર હનુમાનને રાજ્ય આપી દીક્ષા લઇ, ચારિત્ર પાળી મોક્ષે ગયો હતો. સતી અંજના પણ **ચંદ્રસૂરિ** પાસે દીક્ષા લઇ સાધ્વી થઇ હતી. સાધ્વી અંજનાએ યથાર્થ રીતે ધર્મ પાળી પોતાના ચારિત્રને દીપાવ્યું હતું. તેણીએ ઉત્તમ પ્રકારના ઉપદેશ આપી સ્ત્રીધર્મની સારી ઉન્નતિ કરી હતી. અને આ ભારત ઉપર શ્રાવિકાધર્મનો વિજયવાવટો ફરકાવ્યો હતો.

મહાસતી અંજનાસુંદરીના ચરિત્ર ઉપરથી વાંચનારી બ્હેનોને સારો બોધ લેવાનો છે. એ મહાસતીની ઉપર વૃથા કલંક આવ્યું હતું, તોપણ તેણીની ધાર્મિક ધીરજ તેવી ને તેવી રહી હતી. તેણીની સાસૂએ તેને વૃથા કલંક આપ્યું તથાપિ તેની વડિલ ભક્તિ તેવીને તેવી અચળ રહી હતી. તેણીના હૃદયમાં દ્વેષ કે ઇર્ષ્યા ઉત્પન્ન થઇ ન હતી. ધન્ય એ મહાસતી અંજનાસુંદરીને. તેના જેવી સતી ( શ્રાવિકાઓ ) પુનઃ પ્રગટ થઈ આ વીરશાસનને દીપાવો.

અંજનાપુત્ર હનુમાને પણ છેવટે પુત્રને રાજ્ય આપી દીક્ષા લીધી હતી અને ઉત્તમ પ્રકારે ચારિત્ર પાળી તે સિદ્ધગિરિ ઉપર મોક્ષે ગયા હતા.





# શ્રીદેવી.

આ સતી શ્રીપુરનગરના રાજા શ્રીધરની રાણી હતી. તે ઘણી સ્વરૂપવાન હતી. તેણે ધાર્મિક અને સાંસારિક જ્ઞાનમાં સારો અભ્યાસ કર્યો હતો. તેથી તે વિનય, આચાર, વિચાર, નીતિ અને સ્ત્રીધર્મ વગેરેમાં પ્રવીણ હતી. તેણીના ગુણથી શ્રીધરરાજા તેણીની ઉપર ઘણોજ રાગી હતો. શ્રીધર એ સદ્‌ગુણી રાણીના સહવાસમાં રહી પોતાના જીવનને સાર્થક માનતો હતો.

એક વખતે શ્રીધરરાજા શ્રીદેવીને લઈ ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો, ત્યાં કમલકેતુ નામનો એક વિદ્યાધર ફરવા નીકળ્યો હતો. તે શ્રીદેવીનું સૌંદર્ય જોઈ મોહિત થઇ ગયો. પછી તે માયાથી અદૃશ્ય થઇ શ્રીદેવીનું હરણ કરી તેને પોતાને સ્થાને લઇ ગયો. કામી કમલકેતુએ ભોગને માટે તેણીની પ્રાર્થના કરી. એ દુરાચારીની નઠારી પ્રાર્થના સાંભળી સતી શ્રીદેવીએ પોતાના કાન બંધ કરીને કહ્યું, "ભાઇ વિદ્યાધર, આવું દુર્વાક્ય બોલ નહીં. હૃદયમાં વિચાર કર. જે પુરૂષ પોતાને આધીન એવી વિવાહિત સ્ત્રી છતાં પરદારાનું સેવન કરે છે, તે જળથી ભરેલા પૂર્ણ સરોવરને મુકી ઘડામાંથી જળ પીનારા કાગડાના જેવો છે. વળી પરસ્ત્રીના સમાગમથી નરકમાં જવું પડે છે. અરે કામી, આવી દુરાશા કરી તારા માનવ આત્માને શામાટે અધોગતિમાં લઈ જાય છે?

વળી હે વિદ્યાધર, શું તેં શીળનો પ્રભાવ નથી સાંભળ્યો? શીળ એ સ્વર્ગના સુખનું દ્વાર છે. શીળધારી—બ્રહ્મચારી પુરૂષને વિમાનવાસી દેવતાઓ, જ્યોતિષી દેવતાઓ, ભુવનપતિ દેવતાઓ, ગાંધર્વ દેવતાઓ, વૃક્ષવાસી યક્ષો, રાક્ષસો અને વ્યંતર જાતિના દેવતાઓ—એ સર્વે નમસ્કાર કરે છે." શ્રીદેવીના આવા સદ્બોધકારી વચનોથી વિદ્યાધર કમલકેતુ પ્રતિબોધ પામી ગયો. તે પોતાના કુકર્મનો પશ્ચાત્તાપ કરતો બોલ્યો—"બ્હેન, મારો અપરાધ ક્ષમા કરજે. તું ખરેખર સતી છું. તેં મારા આત્માને અધોગતિમાં પડતો બચાવ્યો છે." આ પ્રમાણે કહી તે કમલકેતુ શ્રીદેવીને લઇ શ્રીપુર નગરમાં મુકી આવ્યો હતો. પોતાની સતી રાણીને અકસ્માત્ પાછી આવેલી જોઇ રાજા શ્રીધર સાનંદાશ્ચર્ય થઇ ગયો. પોતાની સતીસ્ત્રીના હરણથી ગ્લાનિ પામેલા રાજાના હૃદયમાં અતિશય આનંદ થઈ આવ્યો. પછી શ્રીદેવીએ કમલકેતુ વિદ્યાધરનો વૃત્તાંત કહી સંભળાવ્યો. જે સાંભળી સર્વને પરમ સંતોષ પ્રાપ્ત થયો હતો.

એક વખતે શ્રીદેવી એકલી પોતાના વાસસ્થાનમાં રહી ધર્મ તથા નીતિના પુસ્તકો વાંચતી હતી અને તેમાંથી શિક્ષણ લઇ હૃદયમાં અતિ આનંદ પામતી હતી. આ વખતે કોઇ દેવતા અદૃશ્ય થઈ તેણીના વાસગૃહમાં આવ્યો. સતી તે દેવતાને જોઇને ચકિત થઇ ગઇ.

તે વખતે તે દેવતાએ શ્રીદેવીને કહ્યું, "સુંદરી, હું તારા સંગમનો અર્થી છું. જો તું દિવ્ય સુખની ઇચ્છા રાખતી હું તો મારી સાથે પ્રીતિ કર." શ્રીદેવી વિનયથી બોલી—"દેવ, તારા જેવા દેવતાએ માનુષી સ્ત્રી સાથે સમાગમની ઇચ્છા કરવી તે જાતિ વિરૂદ્ધ અને અઘટિત છે. વળી હું સતી સ્ત્રી છું. કદિ પ્રાણનો નાશ થાય તોપણ હું પતિ વિના અન્ય પુરૂષની ઇચ્છા કરતી

નથી." શ્રીદેવીના આવા દૃઢ વચન સાંભળી દેવ પ્રસન્ન થઇ ગયો. તેણે ક્ષમા માગી કહ્યું કે, "શ્રાવિકારત્ન, તને ધન્ય છે. તું મહાસતી છે." આ પ્રમાણે કહી તે દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો હતો.

સતી શ્રીદેવી આ ભારતવર્ષ ઉપર પોતાના સતી ધર્મનો પ્રભાવ પ્રગટ કરી જૈન સતીમંડળમાં ગણાણી છે. તેમ હાસતીનું યશોગાત અદ્યાપિ જૈનપ્રજા પોતાની આવશ્યક ક્રિયા કરતી વખતે કરે છે. સતી શ્રીદેવી યાવજ્જીવિત સતી ધર્મને જાળવી મૃત્યુ પામી સ્વર્ગે ગઇ હતી. સ્વર્ગમાં દિવ્ય સુખનો અનુભવ કરી ત્યાંથી ચ્યવીને તે વીરપુર નગરને વિષે ભદ્રનામના એક શ્રેષ્ઠીને ઘેર પુત્રરૂપે ઉત્પન્ન થઇ હતી. ત્યાં તે મદન નામથી ઓળખાઇ કોઇ વિદ્વાન્ જૈનમુનિ પાસે ધર્મ સાંભળી તેણે ચારિત્ર ગ્રહણ કર્યું હતું. શ્રીદેવીનો જીવ મદન મહામુનિ થઇ યથાર્થ ચારિત્ર પાળી કર્મ ખમાવી મોક્ષે ગયો હતો.

મહાસતી શ્રીદેવીનું જીવન સતી ધર્મને માટે પ્રખ્યાત છે. તેણીએ પોતાના અલ્પ જીવનમાં સ્ત્રીકેળવણીની સુગંધ સારી રીતે પ્રસરાવી હતી. તેણીના જીવનમાંથી સર્વ વાચક બ્હેનોએ એટલોજ સાર લેવાનો છે કે, સ્ત્રીકેળવણીના ફળ કેવા ઉત્તમ છે કે, જેથી કેળવણી પામેલી કાંતાઓ પોતાના સતીધર્મને પ્રાણ સાટે પણ જાળવવાને સમર્થ થઈ શકે છે.





# જ્યેષ્ટા.

સતીજ્યેષ્ટા ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીના મોટા ભાઇ **નંદિવર્દ્ધન**ની સ્ત્રી હતી. તે વિશાલા નગરીના ચેટક રાજાની પુત્રી હતી. એ મહાસતી ઘણી ગુણવતી, સ્વરૂપવતી અને વિદ્યાવતી હતી. બાલ્યવયથીજ સતીજ્યેષ્ટાની મનોવૃત્તિ ધર્મ તરફ વિશેષ હતી. તેણી હમેશાં સઝ્ઝાય ધ્યાન કરતી અને શુદ્ધ હૃદયથી જ્ઞાનની ઉપાસના કરતી હતી. એ મહાસતીનો સંબંધ નંદિવર્દ્ધન સાથે કેવી રીતે થયો હતો અને તેણીએ પોતાના જીવનમાં શું શું કરી બતાવ્યું હતું ? તે સર્વ આસ્તિક પ્રજાને જાણવા જેવું અને અનુકરણ કરવા જેવું છે. કુંડગ્રામના રાજા સિદ્ધાર્થને ત્રિશલા રાણીના ઉદરથી **નંદિવર્દ્ધન**નો જન્મ થયો હતો. તેના જન્મ વખતે શુભ દિવસ અને શુભ યોગ હતો. નંદિવર્દ્ધનની પછી કેટલોક સમય ગયો ત્યારે જગત્પતિ શ્રી મહાવીર સ્વામીનો જન્મ થયો હતો. કુમાર નંદિવર્દ્ધન જ્યારે યોગ્ય વયનો થયો ત્યારે તેને શસ્ત્ર તથા શાસ્ત્રનો સારો અભ્યાસ કરાવવામાં આવ્યો હતો.

વિશાલાપુરીના રાજા ચેટકને ઘેર જ્યેષ્ટાનો જન્મ થયો હતો. જ્યેષ્ટા બાલ્યવયથીજ ઘણી ચાલાક અને બુદ્ધિમતી હતી.

તેણીની વયની અને વિદ્યાની યોગ્યતા જોઇ તેણીના પિતાએ કોઇ ઉત્તમ પતિની સાથે તેણીનો સંબંધ કરવા નિશ્ચય કર્યો હતો. એક વખતે ચેટક રાજાએ પોતાના મંત્રીને પૂછયું કે, "રાજકુમારી જ્યેષ્ટા કોને આપીશું ?" મંત્રીએ ઉત્તર આપ્યો, "કુંડગ્રામના રાજા સિદ્ધાર્થને નંદિવર્દ્ધન નામે એક કુમાર છે, તે આપણી કન્યાને યોગ્ય વર છે." આ વાત સિદ્ધાર્થે માન્ય કરી અને સત્વર દૂત મોકલી સિદ્ધાર્થ રાજાને કહેવરાવ્યું. બન્નેની સંમતિથી સતીજ્યેષ્ટાનું પાણિગ્રહણ નંદિવર્દ્ધનની સાથે મોટા ઉત્સવથી કરવામાં આવ્યું હતું.

સતીજ્યેષ્ટા પોતાના પતિગૃહ તરફ જવાને તૈયાર થઇ હતી, ત્યારે તેની માતાએ તેણીને ઉત્તમ શિક્ષા આપી હતી. માતાની શિક્ષા ધ્યાનમાં રાખી જ્યેષ્ટા પોતાને સાસરે આવી હતી અને ત્યાં તે સારી રીતે વર્ત્તી હતી. જ્યેષ્ટાની ઉત્તમ વર્ત્તણુંક જોઇ તેના સાસૂ સસરા તેણીની ઉપર પ્રસન્ન રહેતા હતા. આથી એ સદ્ગુણી સતીની ભારે પ્રશંસા કુંડગ્રામમાં ઘેર ઘેર થતી હતી.

કુમાર નંદિવર્દ્ધન અને સતીજ્યેષ્ટાની વચ્ચે પરસ્પર ભારે પ્રેમ હતો. જ્યેષ્ટાએ પોતાના ઉત્તમ ગુણોથી પતિના મનને હરી લીધું હતું. તે રાજકુમાર જ્યેષ્ટાના સહવાસમાં રહી અનુપમ આનંદ અનુભવતો હતો. બન્ને દંપતી ધાર્મિક અને સાંસારિક જ્ઞાનની ચર્ચા કરી વિવિધ જાતની ગમત મેળવતા હતા. પોતાની સાસૂ ત્રિશલા કે જે ભવિષ્યમાં શ્રી વીરપ્રભુની માતા થવાનાં છે, તેમના પવિત્ર હૃદયમાં જ્યેષ્ટાની સાસૂભક્તિનું પ્રતિબિંબ પડી રહ્યું હતું. શુદ્ધ મન, વચન અને કાયાથી તે મહાસતી ત્રિશલા દેવીની સેવા કરતી હતી. ત્રિશલા પણ પોતાની પુત્રવધૂ તરફ પુત્રીના જેવો પ્રેમ દર્શાવતી હતી.

સતી જ્યેષ્ટામાં બીજા ગુણોની સાથે શીળ રક્ષણનો ગુણ વિશેષમાં હતો. “ સતીધર્મનો પ્રભાવ શીળગુણથીજ છે, અને શીળધર્મનું માહાત્મ્ય દિવ્ય અને અદ્ભુત છે.” આ સિદ્ધાંત જ્યેષ્ટાએ પોતાના જીવનમાં સિદ્ધ કર્યો હતો. કદિ સૂર્ય પશ્ચિમમાં ઉગે, મેરૂ ચળાયમાન થાય અને સમુદ્ર મર્યાદા મુકે; તોપણ સતી જ્યેષ્ટા પોતાના શીળમાંથી ભ્રષ્ટ થાય તેમ ન હતું. જ્યેષ્ટાનો શીળધર્મ જગત્માં વિખ્યાત થતો હતો. તેણીનો શીળરૂપ સદાચાર સ્વર્ગપતિ ઈંદ્રની સભામાં પણ ગવાતો હતો. જ્યેષ્ટા માનવી સ્ત્રી હતી તે છતાં તેની ગણના દેવીઓની શ્રેણીમાં થતી હતી. તેણીનો દિવ્યપ્રભાવ માનવમંડલ અને દેવમંડળમાં પ્રશંસનીય ગણાતો હતો.

જ્યેષ્ટા પોતાના ગુણોથી નંદિવર્દ્ધનનું પૂર્ણ પ્રેમપાત્ર બની હતી. નંદિવર્દ્ધન તેણીને પોતાની ગૃહદેવી તરીકે જાણતા હતા. તે શીળવતી શ્રાવિકા પણ નિર્મળ મનથી નંદિવર્દ્ધનની પવિત્ર સેવા કરતી હતી. તે પોતાના પ્રાણપતિની આજ્ઞાને માલાની જેમ મસ્તકે ધારણ કરતી અને તેને ઈષ્ટદેવ તરીકે જાણતી હતી.

નંદિવર્દ્ધનની પછી વીરપ્રભુનો જન્મ થયો હતો, એ જગત્પતિના જન્મથી સિદ્ધાર્થ રાજાને જે હર્ષ થયો હતો, તેનું વર્ણન જૈન ગ્રંથોમાં સારી રીતે કરવામાં આવેલું છે. તે સાથે ઇંદ્રાએ આવી એ વીરપ્રભુના જન્મનો જે ઉત્સવ કર્યો હતો, તેનું ધ્યાન પણ અલૌકિક છે. વીરપ્રભુ ભોગનીય કર્મ ખપાવાની ખાતર ગૃહ—સંસારમાં રહી છેવટે ચારિત્ર લઇ ચાલી નીકળ્યા હતા. તે વખતે નંદિવર્દ્ધન સંસારમાં હતા. સતી જ્યેષ્ટા અને નંદિવર્દ્ધન—બન્ને દંપતી વીરપ્રભુના પૂર્ણ ભક્ત હતા, અને સતત્ એ પરમ પ્રભુનું ધ્યાન ધરી તેના દર્શનની ઇચ્છા રાખતા હતા.

એક વખતે વીરપ્રભુ કુંડગ્રામના વનમાં આવી સમોસર્યા હતા. એ આનંદદાયક સમાચાર જાણી જ્યેષ્ઠા અંગમાં ઉમંગ ધરી પ્રભુને વાંદવા ગઇ હતી. જ્યેષ્ઠાએ પ્રભુના મુખથી ધર્મદેશના સાંભળી. પ્રભુએ તત્વજ્ઞાનની દેશનાને અંતે સામાન્ય પ્રાણીને બોધ થવાને કહ્યું કે, "ધર્મ એ કલ્પવૃક્ષ છે. તેના સત્કાળમાં જન્મ, શરીરે આરોગ્ય, સૌભાગ્ય, દીર્ઘઆયુષ્ય, બળ, નિર્મળ યશ, વિદ્યા અને ધનની સંપત્તિ મળે છે. વળી શુદ્ધ ભાવથી અંગીકાર કરેલો ધર્મ મોટા ભયથકી રક્ષણ કરી અંતે સ્વર્ગ અને મોક્ષ આપે છે." આ પ્રભુના વચનો સતી જ્યેષ્ઠાના હૃદયમાં સ્થાપિત થયા. તરતજ તેણીએ શુદ્ધ ભાવથી સમકિતમૂળ બાર વ્રત સાથે ધર્મને અંગીકાર કર્યો. એ સતીધર્મથી પવિત્ર થઇ પ્રભુને વંદના કરી પોતાના સ્થાનમાં આવી હતી. અને પોતાના પતિ નંદિવર્દ્ધનની સાથે તેણીએ શુદ્ધ ધર્મથી આરાધના કરી હતી.

એક વખતે શક્રઇંદ્રે દેવતાની સભામાં કહ્યું કે, "સ્વર્ગવાસી દેવતાઓ, વર્ત્તમાન કાળે વીરપ્રભુના પિતૃગૃહમાં જ્યેષ્ઠા નામે એક મહાસતી થયેલી છે. તે સાધ્વી અચલ શીળવ્રત પાળનારી છે. સાધ્વી જ્યેષ્ઠાને કદિ દેવતાઓ ચલાવે તોપણ તે પોતાના શીળવ્રતથી ચળે તેવી નથી," શક્રેંદ્રના આ વચન સાંભળી એક દેવતાના હૃદયમાં આગ્રહ બંધાયો. તરત તે સ્વર્ગવાસી દેવ સતી જ્યેષ્ઠાને ચલિત કરવાને તેણીની પાસે આવ્યો. અકસ્માત્ જ્યેષ્ઠાનું હરણ કરી તે દેવ તેણીને એક ભયંકર જંગલમાં લાવ્યો. જ્યેષ્ઠા ભયંકર જંગલમાં ઉભી રહી તથાપિ તે ધર્મ અને શીળ ઉપર દ્રઢતાથી રહી હતી. થોડીવારે તેણીની પાસે દેવતાએ વિકુર્વેલી હાથી, ઘોડા, રથ અને પેદલની મોટી સેના આવી હાજર થઇ. તે દેવે સેનાની આગળ આવી સતીને કહ્યું, "હે કમલાક્ષી, હું સેનાનો અધિપતિ મહારાજા છું.

તું અહીં વનમાં એકલી છું, માટે મારી સાથે ચાલ. હું તને મારા વૈભવની ભોગવનારી કરીશ અને મારા પ્રેમનું પાત્ર બનાવીશ. અને તેથી તું મહાસુખને ભોગવનારી થઈશ."

સતી જયેષ્ટા કાનમાં આંગળી નાખી આક્ષેપથી બોલી—"કદિ આકાશમાંથી દેવકુમાર કે ઇંદ્ર પોતે આવે તોપણ હું મારા અંગીકાર કરેલા પતિને છોડી બીજા પુરૂષની સાથે રહેવાની નથી. જે મારો વિવાહિત પતિ છે, તેજ મારો યાવજ્જીવિત પતિ છે. પતિવ્રતાના પ્રભાવિક ધર્મની આગળ હું મારા પ્રાણને પણ ગણનારી નથી. ભ્રાતા, તું તારે રસ્તે ચાલ્યો જા. મારા પવિત્ર શીળની આગળ તારો તો શું પણ મોટા ચક્રવર્ત્તી રાજાનો વૈભવ પણ હું તુચ્છ ગણું છું. દેવતાએ પુનઃ કહ્યું, સુંદરી, તું અહીં શરણરહિત એકલી છું. જો હું તને બળાત્કારથી સ્વાધીન કરીશ તો પછી તું શું કરીશ? સતીએ ક્રોધાવેશમાં કહ્યું, દુરાચારી, હવે વધારે બોલીશ નહીં. તારી મલિન જિવ્હાને વશ રાખ. જો વધારે બોલીશ તો હું તને આત્મહત્યા આપીશ." સતીના આવા દૃઢ વચન સાંભળી દેવતા હૃદયમાં પ્રસન્ન થઈ ગયો. સતીની શીળ ધર્મની દૃઢતાથી સાનંદાશ્ચર્ય થઈ અને દિવ્યમૂર્ત્તિ થઈને દેવતા બોલ્યો—સતી શિરોમણિ, તને ધન્ય છે. તારા જેવી સતીઓથી આ ભારતમંડળ સુશોભિત છે. ધન્ય છે, વીરપ્રભુના પવિત્ર કુળને કે જેમાં તારા જેવી સતી પ્રગટ થઇ છે. આ પ્રમાણે કહી દેવતાએ તેણીને પોતાની હકીકત જણાવી અને બે દિવ્ય કુંડલ આપી તેણીને સ્થાને મુકી.

સતીને અકસ્માત્ આવેલી જોઈ ચકિત થયેલા નંદિવર્દ્ધનને દેવતાએ કહ્યું, રાજપુત્ર, આ તારી પત્ની મહાસતી છે, મેં તેને શીળવ્રતથી ચલિત કરવાને બહુ પ્રયત્ન કર્યા છતાં

પણ એ ચલાયમાન થઈ નથી. આ પ્રમાણે કહીને તે દેવતા સ્વર્ગમાં ચાલ્યો ગયો.

કુમાર નંદિવર્દ્ધન પોતાની પત્નીનો આવો ચમત્કારી શીળધર્મ જોઇ હૃદયમાં અત્યંત હર્ષ પામ્યો હતો. તેના ધાર્મિક હૃદયમાં એ મહાનુભાવા સતીને માટે ઉત્તમ ભાવના બંધાઇ હતી. સતીજ્યેષ્ઠા અને નંદિવર્દ્ધનનો શ્રાવકસંસાર ઉત્તમ કોટીમાં ગણાયો છે. તેમણે દાંપત્ય ભાવથી ધર્મ, અર્થ કામ અને મોક્ષ સાધ્યા છે. દાન, શીળ, તપ અને ભાવ—એ ચતુર્વિધ ધર્મની આરાધના કરનારા તે રાજદંપતીનું યશોગાન ભારતી જૈનપ્રજા અદ્યાપિ કરે છે. છેવટે સતીજ્યેષ્ઠા પતિની આજ્ઞા લઇ વ્રત લેવા તૈયાર થઇ હતી. તેણીએ પોતાના દીયર અને જગતના પતિ મહાવીર સ્વામી પાસે દીક્ષા લીધી હતી. જ્યેષ્ઠા સાધ્વીવ્રત લઇ જૈન મહિલાઓને સારો પ્રબોધ આપ્યો હતો. દેશેદેશ અને ગામેગામ વિહાર કરી અનેક શ્રાવિકાઓને સન્માર્ગે ચડાવી હતી. વીરપ્રભુના શાસનના આરંભકાળે એ સતીનો પ્રભાવ આ ભારતવર્ષ ઉપર પ્રસરી રહ્યો હતો.

સતીજ્યેષ્ઠા શ્રાવિકાઓની પર્ષદામાં બેસી શ્રીધર્મનો સારો બોધ આપતી હતી. તેણી ઉંચે સ્વરે જણાવતી કે, "આર્ય જૈનબાળાઓ, તમે પુણ્યના પ્રભાવથી માનુષ્ય અને શ્રાવક કુળ બે પ્રાપ્ત થયેલ છો, તેથી તમે તમારા જીવનનો પૂર્ણ લાભ સંપાદન કરજો. તમારા શીળવ્રતને સાચવજો અને પતિની આજ્ઞા પ્રમાણે વર્ત્તી તમારા સ્ત્રીજીવનને સફળ કરજો." છેવટે એ મહાસતી ચારિત્ર પાળી મોક્ષે ગઈ હતી. અહો ! ધન્ય જ્યેષ્ઠાના શીળવ્રતને ! એવા શીળવ્રતથી તે પોતાનું પ્રાતિવ્રત્ય બતાવી, ચારિત્ર ધર્મ પાળી અમર થઈ ગઇ છે. !!!





# સુજ્યેષ્ટા.

મહાસતી સુજ્યેષ્ટા ચેટક રાજાની પુત્રી હતી. તેણીએ બાલ્ય-વયમાં ધાર્મિક અને સાંસારિક કેળવણી લીધી હતી. સુજ્યેષ્ટાને ચિલ્લણા નામે એક બ્હેન હતી. તે ઘણી ચતુર અને શાણી હતી. તે બંને બહેનોની વચ્ચે ઘણી પ્રીતિ હતી. તેઓ હંમેશા સાથે રહી વિદ્યાભ્યાસ કરતી અને સાથે રહી વિવિધ જાતની ક્રીડાઓ પણ કરતી હતી. તેઓ જ્યારે યૌવનવતી થઈ ત્યારે તેણીના પિતા ચેટક રાજા તેમના વિવાહને માટે ચિંતાતુર થયા હતા. તેવામાં શ્રેણિક રાજા પ્રપંચ કરીને ચેલ્લણાને પરણી ગયો હતો. પોતાની સહવાસી બ્હેન ચેલ્લણાને જ્યારે શ્રેણિક પરણી ગયો અને પોતે એકલી રહી ત્યારે તેણીને વૈરાગ્ય ભાવ ઉત્પન્ન થયો હતો. વૈરાગ્યના બળથી સુજ્યેષ્ટાને આ અસાર સંસાર ઉપર ઉપેક્ષા થઈ હતી. તેથી તેણીએ ચંદનબાળા સાધ્વીની પાસે દીક્ષા લીધી હતી. ચંદનબાળા ઘણી પવિત્ર અને વિદુષી સાધ્વીની તેણીએ યથાર્થ ધર્મ પાળી પોતાના ચારિત્રને દીપાવ્યું હતું. સતી સુજ્યેષ્ટા જ્યારે દીક્ષિત થઈ ચાલી નીકળી ત્યારે વિશાળા નગરીની જૈન પ્રજા તેણીના પવિત્ર દર્શન કરવાને ગઇ હતી.

સુજ્યેષ્ટા ચારિત્ર લીધા પછી ભારે તપસ્યા કરતી હતી. સાધ્વી ચંદનબાળાની બધી શિષ્યાઓમાં સુજ્યેષ્ટા સાધ્વી તીવ્ર તપસ્યા વાળી કહેવાતી હતી. તેણી પોતાની તપસ્યાથી જૈન શાસનની મહાન ઉન્નતિ વધારતી હતી.

એક વખતે સુજ્યેષ્ટા પોતાના ઉપાશ્રયની અગાશી ઉપર એકલી આતાપના કરતી હતી. તેવામાં પેઢાલ નામનો એક સિદ્ધ વિદ્યાધર તે માર્ગે નીકળ્યો હતો. તેની પાસે ઘણી ઉત્તમ વિદ્યાઓ હતી પણ તેવું પાત્ર નહીં મળવાથી તે સુપાત્રની ગવેષણા કરતો હતો. તેણે સુજ્યેષ્ટા સાધ્વીને અગાશી ઉપર તપસ્યા કરતી જોઇ. તે જોતાંજ તેણે વિચાર કર્યો કે, “ જો આવી તપસ્વિનીના ઉદરથી સંતતિ થાય. તો તે વિદ્યાનું પાત્ર થઇ શકે; ને મારી વિદ્યા સફળ થાય” આવા વિચારથી તે મૂઢમતિ વિદ્યાધર ભ્રમરનું રૂપ લઇને તે સાધ્વીની પાસે આવ્યો અને આતાપના લેતી તે સુજ્યેષ્ટાની યોનિને વિષે પ્રવેશ કરી પોતાનું વીર્ય મુકયું હતું.

અનુક્રમે સુજ્યેષ્ટાને ગર્ભિણીના ચિન્હ દેખાવા લાગ્યાં. બીજી સાધ્વીઓને તે વાતની ખબર પડવાથી તેઓ તેણીને તિરસ્કારથી કહેવા લાગી—“ અરે પાપણી, તેં આવું અકાર્ય કેમ કર્યું? તેં ચારિત્રને કલંકિત કરી જૈન શાસનને વગોવ્યું. તારા જેવી અધમ સ્ત્રીને હજાર વાર ધિક્કાર છે,” આ પ્રમાણે કહી તે સાધ્વીઓએ તે વાત પોતાની પ્રવર્ત્તિનીને કહી, પ્રવર્ત્તિનીએ પણ તેણીને ભારે તિરસ્કાર આપ્યો, ત્યારે સતી સુજ્યેષ્ટા ચકિત થઇને બોલી—“મહાવ્રતી, મેં મનવડે પણ મારા શીળને ખંડિત કર્યું નથી. તો શરીરની વાત શી કરવી?” સાધ્વીઓએ કહ્યું, “એ તો ગમે તેમ હોય પણ જો શીળની રક્ષા થઇ હોય તો આ ગર્ભ કયાંથી?” સતીએ સખેદ જણાવ્યું, “ ગમે તેમ હોય, પણ મારા શીળનો ભંગ કદિપણ થયો નથી.” પછી સાધ્વીઓ સતી સુજ્યેષ્ટાને લઇને મહા-

વીર પ્રભુ પાસે ગઇ હતી. સાધ્વીઓએ પ્રભુને વંદના કરી પુછ્યું, ભગવન્ આ સતી છે કે અસતી છે? ભગવાને પોતાના જ્ઞાનબળથી કહ્યું, "સાધ્વીઓ, આ સાધ્વી સર્વ સતીઓની શિરોમણિ છે. કોઇ વિદ્યાધરે તેની યોનિને વિષે ગુપ્તરીતે પોતાનું વીર્ય મુકી તેને સગર્ભા કરી છે, તેની એને ખબર નથી." જ્ઞાનીનાં આવા વચન સાંભળી સર્વ સાધ્વીઓ આશ્ચર્ય પામી ગઇ અને તેમણે શુદ્ધ હૃદયથી બ્રહ્માસતી સુજ્યેષ્ટાને ખમાવી હતી.

કર્મની ગતિ વિચિત્ર છે. ચારિત્રધારિણી સાધ્વીને કર્મને વશ થઇ સગર્ભા થવું પડયું હતું. ધર્મ સાધનના પવિત્ર સ્થાન રૂપ ઊપાશ્રયમાં એક પવિત્ર સતીનું સૂતિકાગૃહ થયું હતું. અનુક્રમે સાધ્વી સુજયેષ્ટાને એક પુત્રનો જન્મ થયો હતો. તે સાધ્વીપુત્રનું નામ સત્યકિ પાડવામાં આવ્યું હતું. સત્યકિને જન્મ્યા પછી કોઇ શ્રાવકને ઘેર મુકયો હતો, ત્યાં તે ઊછરી મોટો થયો હતો. સાધ્વીપુત્ર સત્યકિ ઘણો બુદ્ધિમાન્ અને વિચક્ષણ થયો હતો. સત્યકિ બાલ્યવયમાં સાધ્વીઓના સહવાસમાં રહેલો હતો અને તેનું લાલન પાલન સાધ્વીઓએજ કર્યું હતું. બુદ્ધિમાન્ સત્યકિ ફકત કાને સાંભળીનેજ અગીયાર અંગ શીખ્યો હતો. વળી પૂર્વ જન્મના તીવ્ર સંસ્કારથી તેણે અનેક વિદ્યાઓનો અર્થસહિત અભ્યાસ કર્યો હતો.

એક વખતે બાળક સત્યકિ સાધ્વીઓની સાથે વીર પ્રભુને વંદના કરવા ગયો હતો. પ્રભુ સમવસરણમાં ધર્મદેશના આપતા હતા. દેશના પૂર્ણ થયા પછી **કાલસંદીપન** નામના એક વિદ્યાધરે વીર પ્રભુને પુછ્યું કે, "સ્વામી, મને હણનાર કોણ થશે?" પ્રભુએ કહ્યું, " અહિં જે આ સત્યકિ છે, તેનાથી તારૂં મૃત્યુ થશે." તે ઉપરથી કાલસંદીપને મનમાં વિચાર" કર્યો કે, " અહો! મને કૌતુક થાય છે કે, આટલો બાળક મને હણશે! બીજાઓ પણ તે વખતે હૃદયમાં અતિશય આશ્ચર્ય પામ્યા હતા.

એક વખતે સત્યકિનું બુદ્ધિબળ અને વિદ્વત્તા જોઇ અત્યંત પ્રસન્ન થયેલા દેવતાઓએ તેને કહ્યું કે, "સત્યકિ, તારૂં બુદ્ધિબળ મોટું છે. તું રોહિણી વિદ્યાનું સાધન કર્ય. જો રોહિણી તને સિદ્ધ થશે તો અમે તને સહાય કરીશું. વળી તે વિદ્યા સાધતાં તને સાત ભવ થયા છે. તે વિદ્યાનું સાધન કરવાથી તને પાતકી કહીને પાંચ ભવને વિષે તો હણ્યો હતો; છઠ્ઠા ભવને વિષે તારૂં આયુષ્ય છ માસ બાકી હતું, ત્યારે એ વિઘ્ન કરનારી રોહિણી પ્રસન્ન થઇ હતી, પણ તારૂં સ્વલ્પ આયુષ્ય હોવાથી તેં એને અંગીકાર કરી નહતી, હવે તે આ તારા સાતમા ભવને વિષે પ્રસન્ન થશે." દેવતાના આવાં વચન સાંભળી સત્યકિએ પોતાનો દેહ દહન કરવા એક ઉંચી ચિતા ખડકી અને પછી તેમાં રહી તે બોલવા લાગ્યો—"હું રોહિણી વિદ્યા સાધવાને અર્થે ચિતામાં બળું છું, માટે તે વિદ્યા મને સિદ્ધ થાઓ." આ પ્રમાણે કહી અગ્નિથી જ્વલતી એવી ચિતાને વિષે તે અંગુઠે કરીને વિદ્યાનું સ્મરણ કરવા લાગ્યો અને ફરી ફરી મંત્રનો જાપ કરવા લાગ્યો. આ વખતે પેલા કાલસંદીપન વિદ્યાધરે આવી સત્યકિને જલદી ભસ્મ કરવાને તેની ચિતામાં કાષ્ટનો ઘણો ભાર ભર્યો. અને તે પ્રમાણે વિઘ્ન કરવા ઉભો થયો. ત્યાં તો સાતમે દિવસે રોહિણી વિદ્યાએ પ્રગટ થઈ તે વિઘ્ન કરનારને અટકાવ્યો હતો. પછી તેણે સત્યકિને કહ્યું કે, હે ધીરવીર સત્યકિ, તારૂં એક અંગ મને બતાવ્ય, જેથી હું તારા શરીરમાં પ્રવેશ કરૂં. પછી સત્યકિએ તે દેવતાને પોતાનું કપાળ બતાવ્યું. એટલે તે રસ્તે દેવતાએ તેના દેહને વિષે પ્રવેશ કર્યો. તેથી તત્કાળ તે સત્યકિને લલાટ ઉપર ત્રીજું નેત્ર થયું, આથી તે જગત્‌માં ત્રિલોચન અથવા ત્રિનેત્રી એવા નામથી વિખ્યાત થયો હતો.

ત્રિલોચન સત્યકિ પોતાની બ્રહ્મનિષ્ઠ સાધ્વી માતા સુજ્યેષ્ઠાને કલંકિત કરનાર પેઢાળનોસંબંધીકાલસંદીપન વિદ્યાધરને જાણી તેનું વૈર લેવા તેને મારવાને જગતમાં ઘણીવાર ભમ્યો હતો. વિદ્યાથી બળવાન થયેલા સત્યકિથી ભયભીત થઈ કાળસંદીપન પોતાના ત્રણપુર-નગર દૃઢ કરી તેમાં ગુપ્તપણે રહ્યો હતો. એ વાત સત્યકિના જાણવામાં આવતાં સત્યકિએ જઈ તેના ત્રણ નગરને બાળી નાંખ્યા હતા. ત્યારથી તે **ત્રિપુરારિ** એવા નામથી વિખ્યાત થયેલો છે. જ્યારે સત્યકિએ પોતાના ત્રણ નગર બાળી નાંખ્યા, એટલે કાળસંદીપન ત્યાંથી નાશીને સમુદ્રમાં ગયો હતો. ત્યાં પણ સત્યકિએ પાછળ જઈને તેના પ્રાણ લીધા હતા. કાળસંદીપન મૃત્યુ પામીને નરકે ગયો હતો.

સાધ્વી પુત્ર સત્યકિ પોતાના વૈરી કાળસંદીપનને માર્યા પછી જગતમાં મુસાફરી કરવા નીકળ્યો હતો. રોહિણી વિદ્યાના બળથી તે મોહિત થયો હતો અને તેથી તે વિષયવિકારી બની ગયો હતો. તે અનેક તપસ્વીઓની સ્ત્રીઓની સાથે ભોગ ભોગવતો અને જો કોઇ સ્ત્રી તેની સાથે વિરોધ કરે તો તે તેણીને બાળી ભસ્મ કરી દેતો હતો. છેવટે તે એટલે સુધી લંપટ બન્યો હતો કે, તે જે જે સ્ત્રીને દેખે તેને તે ભોગવતો હતો. વળી તે કોઇવાર ભિક્ષુકનો વેષ ધારણ કરી ફરતો અને શ્મશાનમાં વાસ કરી રહેતો હતો.

એક વખતે સત્યકિ પોતાની વિદ્યાના બળથી પુષ્પક નામનું વિમાન નિપજાવીને તેમાં આરૂઢ થઇ આકાશ માર્ગે ફરતો હતો, ત્યાં તેને **નંદીશ્વર** અને **નંદી** નામના બે મિત્રો થયા હતા. ત્યાંથી તે ઉજ્જયિની નગરીમાં આવ્યો હતો. ત્યાં ચંડપ્રદ્યોતન નામના રાજાની રાણીઓની સાથે તેણે વિષય સુખ ભોગવ્યું હતું. માત્ર **શિવા** નામની એક રાણીને તે ભોગવી શકયો નહુતો. આ ખબર જાણી રાજા ચંડપ્રદ્યોતને તેનો વધ કરવાને જુદા જુદા મા-

ગુસોને પુંછ્યું, એટલે ઉમા નામની વેશ્યાએ તે કામ કરવાનું બીડું ઝડપ્યું હતું. ઉમા સત્યકિને તાબે કરવા પ્રયત્ન કરતી હતી. એક વખતે ઉમા પોતાના ગોખમાં બેઠી હતી, ત્યાં સત્યકિ વિમાન ઉપર બેસી ફરવા નીકળ્યો. ત્યાં ઉમાને તેણે ગોખ ઉપર બેઠેલી જોઈ. તે સ્વરૂપવતી સુંદરીને જોઈ સત્યકિ કામાતુર થઈ ગયો અને તેણીને પોતાના વિમાનમાં બેસારીને તે ફરવા લઈ ગયો. તે વખતે તેણે ઉમાની સાથે વિષય સુખ ભોગવ્યું હતું. ઉમાએ સત્યકિને તાબે કરવાને પાંચ બાણુ મુકેલા, તે સત્યકિએ ગ્રહણ કરી લીધા અને તે પાંચ બાણુથી તેણે જગતને વશ કરી લીધું હતું.

સાધ્વીપુત્ર સત્યકિ તે ઉમા વેશ્યાની સાથે ઘણાં સમય સુધી રહ્યો હતો. ઉમા ઘણાં લાગ જોતી તોપણ સત્યકિ વિદ્યાના બળથી તેના ઝપાટામાં આવતો નહતો. એક વખતે ચતુર વેશ્યા ઉમાએ સત્યકિને પ્રેમ બતાવી પુંછ્યું કે, પ્રિય, આપની આ વિદ્યા નિરંતર આપની પાસે રહે છે કે કોઈ બીજાની પાસે રહે છે? મોહ પામેલા સત્યકિએ સાચે સાચું કહી દીધું " વિષય સમાગમના સમય વિના તે મારી પાસે રહે છે." આ વાત જાણી લઈ ઉમાએ ગુપ્ત રીતે તે વાત ઉજ્જયિનીના રાજા ચંડપ્રદ્યોતનને જણાવી. અને સૂચવ્યું કે, " જ્યારે સત્યકિ મારી સાથે ભોગવે છે, ત્યારે એ પોતાની વિદ્યાને ખડ્ગને વિષે મુકે છે; માટે જો કોઈ એનો એ વખતે ઘાત કરે તો તે મૃત્યુ પામે. તે શિવાય તે કદિપણ હણાય તેમ નથી." આ સૂચના ઉપરથી રાજા ચંડપ્રદ્યોતને પોતાના એક બાહોશ સેવકને તે કામ માટે આદેશ કર્યો અને તે સાથે સૂચવ્યું કે, હે સેવક, તારે ભોગ કરતી વખતે સત્યકિનો એવી રીતે ઘાત કરવો, કે તેની સાથે રહેલી વેશ્યાને લેશ માત્ર હરકત ન આવે. રાજસેવક તે વાત સ્વીકારી જ્યાં સત્યકિ અને ઉમા રહેતા હતા, ત્યાં ગુપ્ત રીતે રહ્યો. ઉમા સત્યકિની સાથે ભોગ ભોગવવા આવી. તે વખતે

સત્યકિ પોતાની રોહિણી વિદ્યા ખડ્ગને વિષે મુકી તેણીની સાથે ભોગ ભોગવવા લાગ્યો. આ સમયનો લાગ જોઇ પેલા રાજાના દૂતે સત્યકિનો ઘાત કર્યો અને ઉમાને બચાવી લીધી હતી.

પાપી સત્યકિનો નગ્ન અવસ્થામાં ઘાત થયો. આ ખબર તેના મિત્ર નંદીશ્વરના જાણવામાં આવી, એટલે એક મોટી શિલા ઉપાડી ચંડપ્રદ્યોતન રાજાની પાસે ગયો અને તેણે કહ્યું કે, “ તમે મારા મિત્રનો ઘાત કર્યો છે, માટે હું આ શિલાથી તમારો અને તમારા નગરનો સામટો વધ કરૂં છું.” તે સાંભળી ચંડપ્રદ્યોતને કહ્યું;— “ ભદ્ર, આ શિલાને મુકી દે; તું કહીશ તેમ હું કરીશ.” ત્યારે નંદીશ્વરે કહ્યું કે, “ જો તમારે બચવું હોય તો મ્હારા મિત્ર સત્યકિને જેવી અવસ્થામાં હણ્યો છે, તેવીજ અવસ્થામાં તેના પરિવાર સહિત પ્રાસાદને વિષે જો તેની પૂજા કરો તો હું આ શિલા મુકી દઉં.” ચંડપ્રદ્યોતને તે વાત કબુલ કરી. પછી ચંડપ્રદ્યોતને પોતાના મિત્ર સત્યકિની નગરે નગર અને ગામે ગામ પૂજા કરાવી હતી. તે શિવલિંગની પૂજા અદ્યાપિ લોકો ગાડરીઆ પ્રવાહથી કરે છે.

આ પ્રમાણે સતી સુજ્યેષ્ટાના પુત્ર સત્યકિનું ચરિત્ર બનેલું હતું. સત્યકિએ પોતાનું જીવન જુદીજ રીતે પ્રવર્ત્તાવ્યું હતું. તે ફરીવાર પોતાની સતી માતાને મળ્યો નહતો. જ્ઞાનીના વચનથી મહા સતી ઠરેલી સુજ્યેષ્ટાને પછી બધી સાધ્વીઓએ માન આપ્યું હતું. પોતાના ચારિત્રની ચર્ચા થઇ એથી સુજ્યેષ્ટાને ઘણું લાગી આવ્યું હતું. અને તેથી તે મહા સતી તપશ્ચર્યામાં વિશેષ પ્રવૃત્ત થઇ હતી. તેણીએ તપોબળથી પોતાના ચારિત્રને વિશેષ ઉજ્વળ કર્યું હતું. સતી સુજ્યેષ્ટા જેવી તપસ્વિની હતી તેવી તે પરોપકારિણી હતી. નઠારી સ્થિતિમાં આવી પડેલા સાધર્મિઓનો ઉદ્ધાર કરવાનો તે ઉપદેશ આપતી અને પોતાના સાધ્વીધર્મને બાધ ન આવે તેવી રીતે તેમને સહાય આપતી અને અપાવતી હતી.

સતી સુજ્યેષ્ટા વારંવાર મહાવીર પ્રભુના દર્શન લેવાને અને તેમનો ઉપદેશ સાંભળવાને જતી હતી. એક વખતે વીર પ્રભુના દર્શન કરવાં જતાં માર્ગમાં ઉજ્જયિનીના રાજા ચંડપ્રદ્યોતનની રાણી શિવાનો મેળાપ થઇ આવેલ; તે વખતે તેણીએ શિવાને સારો બોધ આપ્યો હતો. ઉજ્જેણની રાણી શિવાએ સતી સુજ્યેષ્ટાને પુછ્યું કે, "સાધ્વીજી, મને કલ્યાણનો માર્ગ બતાવો." તેણીની પ્રાર્થનાથી સતી સુજ્યેષ્ટાએ કહ્યું હતું કે, મહારાણી શિવા, તમે એક મહારાજાની રાણી છો. સર્વ પ્રકારની સંપત્તિ તમારે સ્વાધીન છે, તો પ્રથમ તમે તમારા સાધર્મીઓનો ઉદ્ધાર કરજો. સાધર્મીઓના સંતાનોને સદ્બોધ આપવા ઉત્તમ પ્રકારની જ્ઞાનશાળાઓ સ્થાપન કરજો. નઠારી સ્થિતિમાં આવી પડેલા પામર સાધર્મીઓના નિર્વાહને માટે દાનશાળાઓ ઉઘાડજો. અને ધાર્મિક ઉદ્યોત વધારવાને ગૃહસ્થ વર્ગને નીતિયુક્ત વ્યાપાર કળાના સાધનો કરી આપજો કે, જેથી શ્રીમંત થયેલા સાધર્મીઓ અનેક પ્રકારના ધાર્મિક ઉત્સવો કરી ધર્મનો ઉદ્યોત કરી શકે."

સતી સુજ્યેષ્ટાનાં આવાં ઉપદેશ વચનો શિવારાણીએ સ્વીકાર્યા હતા અને તેણીએ તે પ્રમાણે અનુસરવાની પ્રતિજ્ઞા પણ લીધી હતી.

પરોપકારી અને પરમ પવિત્ર મહાસતી સુજ્યેષ્ટાએ પોતાના જીવનમાં એવા એવા અનેક ઉપકારો કરેલા હતા. છેવટે મહાસતી સુજ્યેષ્ટા શ્રીવીર પ્રભુના ઉપદેશનાપ્રભાવથી વિવિધ જાતની તપશ્ચર્યા કરતી અનુક્રમે સર્વ કર્મનો ક્ષય થવાથી કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી મુક્તિને પામી હતી. તેજ અરસામાં ચંડપ્રદ્યોતન રાજાની રાણી શિવા પણ શ્રી મહાવીર સ્વામી પાસે દીક્ષા લઇ, કર્મ દહન કરી મોક્ષે ગઇ હતી.

વાંચનારી બ્હેનો, આ સુજયેષ્ઠા સતીના ચરિત્રને મનન કરી તેમાંથી સાર ગ્રહણ કરજો. સુજયેષ્ઠાની જેમ આ સંસાર ઉપર મોહ રહિત થઈ આત્મસાધન કરવામાં તત્પર રહેજો. જેમ સુજયેષ્ઠાએ પોતાની બ્હેન ચિલ્લણા ઉપર પવિત્ર સ્નેહ રાખ્યો હતો, તેવી રીતે તમારી બ્હેનોની ઉપર સ્નેહ રાખજો. વળી સુજયેષ્ઠાની જેમ શીળવ્રતનું રક્ષણ કરજો. જો સ્ત્રીઓમાં ખરેખરૂં શીળ રક્ષિત થયું હોય તો તેની દેવતા પણ રક્ષા કરે છે. સુજયેષ્ઠાને પેઢાલ નામના સિદ્ધે કલંકિત કરેલી, તે છતાં જો તે શુદ્ધ હતી, તો તેનું કલંક દૂર થઈ ગયું અને આખરે તે જૈન સતી મંડળમાં ઉત્તમ રીતે ગણાણી છે. એવી પવિત્ર સતીને હજાર વાર ધન્યવાદ ઘટે છે.





# મૃગાવતી



આ મહાસતી કૌશાંબી નગરીના રાજા શતાનીકની સ્ત્રી હતી. એ સતીએ વિદ્યા સંપાદન કરી અનેક સદ્‌ગુણો ધારણ કર્યા હતાં. સતી મૃગાવતીની બુદ્ધિ ઘણી વિશાળ હતી. એ મૃગાવતી જ્યારે વિદ્યમાન હતી, ત્યારે આ ભરતક્ષેત્ર ઉપર મહાવીર પ્રભુ વિચરતા હતા. મૃગાવતીનું સૌંદર્ય અનુપમ હતું. તેના સૌંદર્યથી દેવાંગનાઓ પણ શરમાઈ જતી હતી. રાજા શતાનીક રાણી મૃગાવતી ઉપર ઘણી પ્રીતિ રાખતો હતો. એ બન્ને રાજદંપતી પરસ્પર પ્રેમપાત્ર બની ધર્મ સાધન કરતાં હતાં.

આ અરસામાં કૌશાંબી નગરીનો કોઇ એક પુરૂષ સાકેત નગરમાં ચિત્રવિદ્યા શીખવાને ગયો હતો. તે વખતે આ ભારતવર્ષ ઉપર સાકેત નગરની ચિત્રવિદ્યા પ્રશંસનીય ગણાતી હતી; તેથી અનેક દેશોના પુરૂષો એ નગરમાં ચિત્રવિદ્યા શીખવાને આવતા હતા.

સાકેત નગરમાં સુરપ્રિય નામનો એક યક્ષ હતો. ત્યાંના લોકો દર વર્ષે તેની યાત્રાને દિવસે તેનું વિચિત્ર ચિત્ર ચિતરતા હતા. એક વખતે તે યક્ષ કોપ પામ્યો અને તે ચિત્રકારોનેજ લાગ્યો. પછી ચિત્રકારોએ તેનું ચિત્ર કરવું હણવા બંધ કર્યું,

એટલે તે વિશેષ કોપ પામ્યો અને આખા વર્ષ સુધી નગરના લોકોને પીડવા લાગ્યો. પછી રાજાએ પોતાની પ્રજાનું રક્ષણ કરવા માટે તે ચિત્રકારોને પોતાની પાસે બોલાવ્યા ને તેમના સર્વના નામની ચીઠીઓ લખી તે બધી એક કુંભને વિષે નાંખીને જેનું નામ નીકળે તે યાત્રાને દિવસે ચિત્ર આળેખે અને યક્ષ તેને હણે, એવો ઠરાવ કર્યો. આ ઠરાવથી નગરના લોકોની પીડા શાંત થઈ ગઈ.

હવે જે પુરૂષ કોશાંબી નગરીથી સાકેતનગરમાં ચિત્રવિદ્યા શીખવા ગયો હતો, તેણે પોતાનું નામ ફેરવી કોઈ વૃદ્ધ ચિત્રકારની સ્ત્રીને ત્યાં ઉતર્યો હતો; એવામાં તે વૃદ્ધના પુત્રના નામની ચીઠ્ઠી લઈને યમ દૂતના જેવા રાજ સેવકો આવ્યા. તે જોઈ તે વૃદ્ધા પોતાનું મસ્તક અને છાતી કુટતી રૂદન કરવા લાગી. વૃદ્ધાનું કરૂણાજનક રૂદન સાંભળી તે ઉતરેલા પુરૂષને દયા ઉપજી. તેણે વૃદ્ધાને શાંત કરી કહ્યું, “ માતા રૂદન કરો નહીં. તમારા પુત્રને બદલે હું યક્ષને ચીતરવા જઈશ અને હું એવી યુક્તિ કરીશ કે તે યક્ષ મને મારી શકશે નહીં.” આ પ્રમાણે તે વૃદ્ધાને સમજાવી અને છઠનો તપ કરી તે યુવાન પર્વને દિવસે યક્ષના મંદિરમાં ગયો. ત્યાં તેણે ઉત્તમ ચંદન, કસ્તૂરી વગેરેથી સુગંધી કરેલા નવા નવા રંગવડે તથા નવી નવી પીંછીઓવડે યક્ષનું ચિત્ર આળેખ્યું ને પછી તેની પૂજા કરી. પછી તે યક્ષની સન્મુખ ઉભો રહી અંજળિ જોડી કહેવા લાગ્યો—“ હે યક્ષાધિરાજ, મેં આપને આળખ્યા છે; તેમાં મારાથી કાંઈ પણ અઘટિત થયું હોય તો તે આપ ક્ષમા કરજો. તમે જગત્‌ના જીવોના હિતકર્ત્તા છો અને તેઓના સુખકારક છો.” ચિત્રકારના આવા મધુર વચન સાંભળી યક્ષ સંતુષ્ટ થઈને બોલ્યો—“હે ચિત્રકાર, હું તારી ઉપર સંતુષ્ટ થયો છું, વરદાન માગ.” ચિત્રકાર બોલ્યો—“ સ્વામી, જો આપ મારી ઉપર સન્નપ્ર થયા

હો તો, દુર્ગતિને આપનારી હિંસા છોડી દો અને સર્વ ચિત્રકારોને અભયદાન આપો." ચિત્રકારના આ વચન સાંભળી યક્ષ વિશેષ સંતુષ્ટ થઇ બોલ્યો—"પ્રિય ચિત્રકાર, તારી પરોપકાર વૃત્તિને ધન્ય છે. આજથી હવે હું કોઇ પણ પ્રાણીનો ઘાત કરીશ નહીં. ભદ્ર, તેં જે આ વરદાન માગ્યું, તે બીજાના ઉપકારને માટે છે, પણ તારા પોતાના હિતને માટે બીજું વરદાન માગી લે." ચિત્રકાર હૃદયમાં હર્ષ પામીને બોલ્યો—"મહાનુભાવ, જો તમે મારા ઉપર વિશેષ પ્રસન્ન થયા હો તો મને એટલું આપો કે, કોઇ મનુષ્યના શરીરનો કોઇ પણ ભાગ મ્હારી દૃષ્ટિએ પડે તો તેના શરીરનું આખું રૂપ હું ચીતરી શકું" યક્ષે કહ્યું, "તે તારી કામના પૂર્ણ થાઓ." યક્ષના આવા વરદાનથી પ્રસન્ન થયેલો તે ચિત્રકાર નગરમાં આવ્યો. તેને જીવતો આવેલો જાણી નગરના લોકો આશ્ચર્ય પામી ગયા. પછી તેણે નગરજનોને પોતાનો બધો વૃત્તાંત જણાવ્યો, જે સાંભળી લોકો ઘણાંજ ખુશી થઇ ગયા અને તેમણે સાકેત નગરમાં મોટો ઉત્સવ કર્યો હતો.

કેટલાક દિવસો ગયા પછી તે ચિત્રકાર પોતાને વતન—કૌશાંબી નગરી એ આવ્યો હતો. પોતાનું કળા કૌશલ્ય બતાવાને તે કૌશાંબી પતિ શતાનિક રાજાને મળ્યો હતો. રાજા શતાનિક તેની ચિત્રકળા જોઇ ખુશી થયો અને તેણે પોતાની ચિત્રશાળા તે ચિત્રકારને સોંપી હતી. ચતુર ચિત્રકારે જાતજાતના પશુપક્ષીઓ અને બીજા વિચિત્ર આકૃતિવાળા પ્રાણીઓના ચિત્રો આળેખી તે ચિત્રશાળાને સુંદર બનાવી હતી.

વખતે તે ચિત્રકારએક ચિત્રશાળા ચિતરતો હતો તેવામાં તેની પાછળ આવેલા અંતઃપુરના ગોખમાં મૃગાવતી રાણી બેઠી હતી. તેના પગનો અંગુઠો તે ચિત્રકારના જોવામાં આવ્યો. અને તે ઉપરથી તે વરદાન પામેલા ચિતારે મૃગાવતીનું બધું ચિત્ર

ધું. આળેખીરાણી મૃગાવતીના સાથળના ભાગ ઉપર તિલનો ડાઘ હતો, તે ડાઘ પણ ચિત્રમાં પડયો; પણ ચિતારાએ તે ડાઘ ટાળી નાંખ્યો. તોપણ ફરી એ ડાઘ પડયો, ફરી ટાળી નાંખ્યો પણ એ જતો ને પાછો પડતો, તેથી ચિત્રકાર ચિંતાતુર થઇ વિચાર કરવા લાગ્યો. "મષીના ડાઘને હું ફરીફરી કાઢી નાંખું છું, છતાં તે પાછો પડે છે, તે ઉપરથી હું એમ માનું છું કે, રાણીના સાથળ ઉપર એવું લાંછન હશે." પછી તે ચિત્રકાર તે મૃગાવતીનું ચિત્ર રાજા શતાનિકની પાસે લઈ ગયો. રાજા તે સુંદર ચિત્ર જોઇ ઘણોજ હર્ષ પામ્યો. ચિત્ર જોતાં રાણીના સાથળ ઉપર રાજાની દૃષ્ટિ પડી. તે જોઇ રાજાના મનમાં શંકા આવી કે, "આ ગુપ્ત ચિન્હ ચિતારાના જાણવામાં ક્યાંથી આવે? જરૂર આમાં કાંઈક દગો છે. આ ચિત્રકાર દુષ્ટ લાગે છે. તેણે કોઇ યુક્તિથી મારા જનાનામાં પ્રવેશ કરી રાણી મૃગાવતીને ભોગવીજ જણાય છે. નહીંતો તેણીના સાથળનું બિંદુ એ ક્યાંથી જાણે?" તે ઉપરથી ક્રોધાતુર થઇ રાજાએ તે ચિત્રકારને મારી નાંખવાનો આદેશ કર્યો. તે વખતે બીજા ચિત્રકારોએ આવી રાજાને જણાવ્યું—સ્વામી, આ ચિત્રકારને કોઇ યક્ષે વરદાન આપેલું છે, તેથી તે એક અંગ જોઇને સર્વ શરીરની આકૃતિ આળેખી શકે છે. તે સર્વ રીતે નિર્દોષ છે. તેઓની પ્રાર્થના ઉપરથી રાજાએ તેને કોઇ કુબ્જા દાસીનું મુખ દેખાડી તેણીનું આખું રૂપ ચિતરવા આપ્યું.. તો તે તાદૃશ તેવુંજ આળેખાયું. આવું જોતાં છતાં પણ રૂષ્ટ થયેલા રાજાએ આજ્ઞા કરી તે ચિત્રકારની એક આંગળી છેદી નંખાવી. આથી તે ચિત્રકારને ઘણો રોષ ઉત્પન્ન થયો. તેણે પોતાના હૃદયમાં ચિંતવ્યું કે "આ રાજાએ મારી જીંદગી વ્યર્થ કરી દીધી. જગત્માં પ્રશંસા પાત્ર બનેલી મારી ચિત્રકળાને તેણે વિનષ્ટ કરી દીધી. આ અધમ રાજાનો વેરનો બદલો મારે લેવો જોઇએ. એ ક્રૂર રાજાએ

મને આવી અવસ્થાએ પહોંચાડયો, માટે હવે મારે એવું કરવું કે, જેથી એને એની રાણી મૃગાવતીનો વિયોગ થઇ જાય." આવું ચિંતવી તેણે ઘણી મુશિબતે એક પટ ઉપર મૃગાવતીનું રૂપ આલેખ્યું અને તે લઇ શતાનીક રાજાના વૈરી અવંતીનગરીના રાજા ચંડપ્રદ્યોતનને બતાવ્યું. રાજા ચંડપ્રદ્યોત એ સુંદર ચિત્ર જોઈ હૃદયમાં ચમત્કાર પામી ગયો. તેણે મસ્તક ધુણાવી ચિત્રકારને પુછ્યું—"ચિત્રકાર, આ કોનું ચિત્ર છે?" ચિત્રકારે ઉત્તર આપ્યો—"મહારાજા, કૌશાંબીપતિ શતાનીક રાજાની રાણી મૃગાવતીનું આ ચિત્ર છે" તે સાંભળતાંજ ચંડપ્રદ્યોતન ક્રોધાતુર થઈગયો. તેના મનમાં આવ્યું કે, "શું મારા વૈરી શતાનીકના અંતઃપુરમાં આવી સુંદર રાણી છે! એ મૃગાવતીને બળે કરીને પણ મારે ગ્રહણ કરવી જોઇએ. જ્યાંસુધી એ મૃગાક્ષી મારા અંતઃપુરમાં આવી નથી ત્યાંસુધી મારી રાજ્યલક્ષ્મી અપૂર્ણ છે, એમ હું માનું છું." આવું ચિંતવી તેણે વજ્રજંઘ નામનો એક દૂત તૈયાર કર્યો અને તેને શતાનીક રાજા પાસે મૃગાવતીની માગણી કરવા સારૂ મોકલ્યો. દૂતે ત્યાં જઇને કહ્યું, "મારા સ્વામી ચંડપ્રદ્યોતન રાજા મૃગાવતીની ઇચ્છા રાખે છે, તેમણે કહેવરાવ્યું છે કે, સીસાની સાથે રહેલો મણિ જેમ ઓપતો નથી, તેમ તારી સાથે રહેલી મૃગાવતી શોભતી નથી, માટે તે રત્નરૂપ રામાને અમારી પાસે મોકલી દેવી. કારણકે, મુગટ તો મસ્તક ઉપરજ શોભે, પગે નહીં. વળી જો જીવિત અને રાજ્ય રાખવું હોય તો મૃગાવતીને સોંપી દે; કારણકે, સર્વનો નાશ થતો અટકાવવાને વિચક્ષણ જનોએ એક વસ્તુનો નાશ થવા દેવો." વજ્રજંઘના આવાં વચન સાંભળી રાજા શતાનીકને ઘણો કોપ ચડયો. તેણે આક્ષેપથી કહ્યું, "અરે દૂત, તારા રાજાને મારીવતી જઇને કહે કે, જેમ સીસાની સાથે મણિ શોભે નહીં, તેમ તારી સાથે મૃગાવતી શોભે

નહીં; માટે તે મૃગાવતી અહીંજ ભલે રહી, મુગટ મસ્તક ઉપરજ શોભે છે, ચરણે નહીં. તારા અંતઃપુરનો વિચાર કરીને તારૂં રાજ્ય તથા જીવિત બચાવ. વિચક્ષણ પુરૂષોએ અલ્પના નાશને અર્થે સર્વનો નાશ અટકાવવો જોઈએ."

આવું તેનું કહેવું, તે દૂતે ચંડપ્રદ્યોતનને જઇને કહ્યું, તે સાંભળતાંજ ઉજ્જયિનીપતિ ક્રોધાતુર થઇ ગયો અને તેણે ચાદ રાજાઓની સાથે મોટી સેના લઈ શતાનીક ઉપર ચડાઇ કરી. શતાનીક રાજા તેને આવતો જોઇ સામો ચડયો. બન્નેની વચ્ચે ભારે યુદ્ધ ચાલ્યું. છેવટે ચંડપ્રદ્યોતનની ભારે સેના જોઈ રાજા શતાનીક ભય પામી ગયો અને તે ભયને લીધે તેને અતિસારનો ભયંકર રોગ થઇ આવ્યો. અને તરતજ મૃગાવતીએ કરાવેલ આરાધનાથી તે તેજ રોગમાં મૃત્યુ પામી ગયો.

શતાનીકના મૃત્યુ થવાથી રાણી મૃગાવતી કંપી ચાલી અને તે સતીએ પોતાના પ્રાણેશને માટે બહુ કલ્પાંત નહીં કરતાં તે વખતે તે વિધવા રાણીએ વિચાર્યું કે, "હવે શું થશે? મારા શીલની અને બાળ પુત્રની શી રીતે રક્ષા થશે?" છેવટે ચતુર મૃગાવતીએ વિચાર્યું કે, "હવે કોઇપણ યુક્તિથી મારા શીલ અને સુપુત્રને બચાવવા." આવું વિચારી તેણીએ પોતાના સ્વામીનું પ્રેત કાર્ય કર્યું અને તે પછી પોતાની એક વિશ્વાસુ દાસીને શિક્ષણ આપી ચંડપ્રદ્યોતનની પાસે મોકલી. તે દાસીએ આવી અવંતીપતિને કહ્યું, મહારાજા, અમારા વિધવા રાણીએ કહેવરાવ્યું છે કે, "મારા પ્રાણનાથ મૃત્યુ પામ્યા અને આ મારો પુત્ર ઉદયન લઘુ વયનો છે, માટે જો કદાચ હું તમારી સાથે આવું તો મારા પુત્રને કોઈ મારી નાંખે માટે જો અવંતીથી મોટી ઇંટો લાવી આ નગરનો જબરો કિલ્લો કરી આપો. વળી અનાજ ઘાસ પાણીથી નગર પૂર્ણ કરી આપો જેથી મારા ઉદયનને જરામાત્ર અડચણ ન થાય આમ કરો તો હું પછી નિશ્ચિંત પણે તમારી સાથે આવીશ."

દાસીના આવાં વચન સાંભળી કામી ચંડપ્રદ્યોતન ખુશી થયો અને તે ચૌદ રાજાઓની સાથે પોતાના નગરથી અવંતીપતિએ હાથોહાથ શ્રેણીબંધ અવંતીથી કૌશાંબી સુધી માણસો રાખી ઈંટોનો એક મોટો કિલ્લો બંધાવી દીધો અને અનાજ ઘાસ પાણીથી નગર સંપૂર્ણ ભરી દીધું. ત્યાર પછી કેટલોક સમય ગયા પછી અવંતીપતિ ચંડપ્રદ્યોતન જે કિલ્લાની બાહેર છાવણી નાંખી પડયો હતો, તેણે પોતાના માણસો મૃગાવતીને તેડવા મોકલ્યા. ને કહેવરાવ્યું "જે તમારૂં વચન મેં પાળ્યું માટે હવે તમો તરત અહીં આવો" તે વખતે તે બહાદૂર સતીએ કહેવરાવ્યું. " અરે દુરાચારી રાજા, હું શીલવતી શ્રાવિકા છું, મનથી પણ તને ઇચ્છતી નથી તો કાયાથી ક્યાંથી ઇચ્છું? એ તો મારા શીલ રત્નની રક્ષા કરવાને મેં એવો પ્રપંચ કર્યો હતો." તે સાંભળી ચંડપ્રદ્યોતન ઘણો પસ્તાણો તોપણ તેણે નિડરપણે કહેવરાવ્યું કે, "હે મૃગાવતી, જો તું તારૂં અને તારા પુત્રનું હિત ઇચ્છતી હો તો જલદી અહિં આવ્ય, નહીં તો તારૂં રાજ્ય ગયું જાણજે." ચંડપ્રદ્યોતનની આવી ધમકી સાંભળીને પણ સતી મૃગાવતી ડગી નહીં. તે પોતાના શીલને અર્થે આત્મભોગ આપવાને તૈયાર થઇ હતી: મૃગાવતીએ પોતાનો કિલ્લો બંધ કર્યો હતો અને પૂરેપૂરી સાવચેતી રાખી હતી.

શીલ એ દિવ્ય શક્તિ છે, તેના માહાત્મ્યથી ગમે તેવા અંતરાય પણ વિનાશ થઈ જાય છે. મૃગાવતીનું શીલ અદ્ભુત હતું. એ પતિભક્તા શ્રાવિકા પોતાના પ્રાણથી પણ શીલને વધારે માનતી હતી. તેણીના હૃદયનો નિશ્ચય હતો કે, " ચંડપ્રદ્યોતન કદિ કિલ્લાને તોડી શકવાનો નથી ને અંદર આવી શકવાનો નથી." જેથી પોતે નિશ્ચિંતપણે શીલ પાળતી મહાવીર સ્વામીનું ધ્યાન ધરતી દિવસ નિર્ગમન કરતી હતી. એકદા પોતે ચિંતવ્યું કે, જો માહાવીરસ્વામી અહીં આવી જાય તો આ દુઃખમાંથી છુટી હું

દીક્ષા ગ્રહણ કરૂં. આમ ચિંતવે છે તેટલામાં ત્યાં તેણીને ખબર મળ્યાં કે, કોશાંબી નગરીની બાહેર શ્રી વીરભગવાન્ સમોસર્યા છે. તે ખબર સાંભળતાંજ મૃગાવતી આનંદમય થઈ ગઈ. તેણીએ વિચાર્યું કે, "હવે હું નિશ્ચિંત થઈ છું. મારા શીળની રક્ષા કરવા માટેજ વીરભગવંત પધાર્યા છે." આવું ચિંતવી સતી મૃગાવતીએ નિર્ભય થઇ કિલ્લાના દ્વાર ઉઘાડ્યાં અને પોતે વર્દ્ધમાન સ્વામીને વંદના કરવા સમવસરણમાં ગઇ. દેવતાઓથી દેદીપ્યમાન એવા સમવસરણનું દર્શન કરી મૃગાવતી રોમાંચિત થઈ ગઈ. તે યોગ્ય દ્વારથી સમવસરણમાં પેશી પ્રભુના દર્શન કરી દેશના સાંભળવા લાગી.

આ વખતે ચંડપ્રદ્યોતન રાજા કે જે મૃગાવતીના શીળ રત્નને લુંટવાને ચડી આવ્યો હતો, તેના જાણવામાં આવ્યું કે, " વીર પ્રભુ અહીં સમવસર્યા છે." એટલે તે સત્વર વેરભાવ છોડી પ્રભુને વાંદવા આવ્યો અને વંદના કરી પ્રભુના મુખની દેશના સાંભળવા લાગ્યો.

આ વખતે કોઈ એક ભિલ્લ પ્રભુના સમવસરણમાં આવ્યો હતો. જ્યારે દેશના સમાપ્ત થઇ ત્યારે તે ભિલ્લ પોતાની ઇચ્છા ગુપ્ત રાખી પ્રભુની સન્મુખ ઉભો રહ્યો. જ્ઞાની પ્રભુએ તે ભિલ્લને કહ્યું, "જો તારે કાંઇપણ પ્રશ્ન કરવો હોય તો ખુશીથી કર્ય." પ્રભુના આદેશથી તે બોલ્યો—" સ્વામી, સા સા સા." પ્રભુએ ઉત્તર આપ્યો, " હે ભિલ્લ, સા સા સા." આ પ્રમાણે ગૂઢાર્થ પ્રશ્નોત્તર થયા. તે સાંભળી તેનું સ્પષ્ટીકરણ કરવાને ગૌતમે કહ્યું, "ભગવન્, આ પ્રશ્ન અને તેના ઉત્તરમાં કાંઈ સમજાતું નથી, માટે આપ કૃપા કરી તેનું વિવેચન કરો." ગૌતમના આવાં વચન સાંભળી ધર્મવીર વીર પ્રભુ નીચે પ્રમાણે બોલ્યા હતા.

" ચંપાપુરીમાં એક ધનવાન્ સોની રહેતો હતો. તે ઘણી કન્યાઓની શોધમાં ફર્યા કરતો હતો. છેવટે અનુક્રમે ધન આપીને

તે પાંચસો કન્યાઓ પરણ્યો હતો. પછી તે તેઓની સાથે ગૃહાવાસ ભોગવતો હતો. તેણે પોતાની દરેક સ્ત્રીને આભૂષણો કરાવી આપ્યા. અને એવો ઠરાવ કર્યો કે, જે દિવસે જે સ્ત્રીનો વારો હોય, તે દિવસે તે સ્ત્રી આભૂષણ ધારણ કરે. બીજી નહીં. એક વખતે કોઈ કાર્ય પ્રસંગે તે સોની ઘરની બાહેર ગયો, ત્યાં બધી સ્ત્રીઓએ પોતપોતાનાં આભૂષણો ધારણ કરી લીધાં. ક્ષણવારે જ્યારે તે અચાનક આવ્યો, ત્યારે તેણે પોતાની સર્વ સ્ત્રીઓને આભૂષણ વાળી જોઈ. આથી ક્રોધાતુર થઇ તેણે સ્ત્રીઓને માર માર્યો અને ત્યારથી તેઓની ચોકી કરવાને તે હમેશાં ઘરના દ્વાર પાસેજ બેસી રહેવા લાગ્યો. પોતાના અવિશ્વાસી પતિનું આવું પ્રવર્ત્તન જોઈ તે બધી સ્ત્રીઓ મુંઝાણી અને તે ઘરને તેઓ બંદીખાનારૂપ માનવા લાગી.

એક વખતે કોઇ મિત્ર તે સોનીને અતિ આગ્રહ કરી પોતાને ઘેર ભોજન કરવા લઇ ગયો. મિત્રના આગ્રહથી સોનીને તેને ઘેર જવું પડ્યું. જ્યાં સોની ઘર છોડીને બાહેર ગયો, ત્યાં તેની બધી સ્ત્રીઓ સ્નાન, વિલેપન કરી અલંકારો પહેરી દર્પણમાં પોતાનાં મુખ જોવા લાગી. તેવામાં સોની મિત્રને ઘેર ભોજન કરી જલદી પાછો આવ્યો. તેણે પોતાની સ્ત્રીઓને શૃંગારવાળી દીઠી. તે દેખાવ જોતાંજ તે ઘણો ક્રોધાતુર થઇ ગયો. તરત દોટ મુકી તેણે એક સ્ત્રીની ઉપર બળથી પ્રહાર કર્યો. તે પ્રહાર મર્મસ્થળમાં વાગવાથી તે સ્ત્રી મૃત્યુ પામી ગઈ. તેણીને મૃત્યુ પામેલી જોઈ બીજી સ્ત્રીઓ ક્રોધાવેશમાં આવી ગઈ અને તેઓ બધીએ પોતાનો બચાવ કરવા સોનીની ઉપર દર્પણના ઘા કર્યા, જેથી તે સોની પ્રાણ રહિત થઇ ગયો. જ્યારે પોતાનો પતિ મૃત્યુ પામ્યો એટલે તેઓ પશ્ચાત્તાપ કરવા લાગી અને તેમના હૃદયમાં લોકાપવાદનો ભય લાગ્યો, આથી તે ચારસો ને નવાણું સ્ત્રીઓએ પોતાના મહેલમાં કાષ્ટ એકઠા કરી તેમાં અગ્નિ મુકી

પોતાના પ્રાણ ત્યજી દીધા. આમ મૃત્યુ પામી પશ્ચાત્તાપને લીધે અકામ નિર્જરાથી એ ચારસો નવાણું સ્ત્રીઓ ફરી પુરૂષરૂપે ઉત્પન્ન થઇ, ને તેઓ સર્વ પુરૂષો કોઈ પલ્લીને વિષે ચોર થયા. પ્રથમ મૃત્યુ પામેલી સ્ત્રીનો જીવ, કોઇ નગરમાં દરિદ્રી બ્રાહ્મણને ઘેર પુત્ર થઇ અવતર્યો. અને તે સોનીનો જીવ તેજ દરિદ્રી બ્રાહ્મણને ત્યાં પુત્રીરૂપે ઉત્પન્ન થયો. તે બ્રાહ્મણ પોતાની બેનને રમાડતો હતો. જ્યારે એ બાળા બાળક હોવાથી બહુ રૂદન કરતી ત્યારે પેલો બ્રાહ્મણનો પુત્ર તેણીના ગુહ્યસ્થાનનો સ્પર્શ કરતો. તેનો સ્પર્શ થતાંજ તે છોકરી છાની રહેતી અને ખુશી થતી. એક વખતે તેના બાપે અને તેની માએ તે છોકરાને તેમ કરતાં જોયો એટલે તેને ધમકાવી પોતાના ઘરમાંથી કાઢી મુકયો હતો.

બ્રાહ્મણ ત્યાંથી જતો રહ્યો અને ફરતો ફરતો પેલા ચારસો નવાણું ચોરોની ટોળીમાં જઇ મળ્યો અને તેમાં ભળી ગયો. એટલે તેઓ પૂરેપૂરા પાંચસો ચોર થયા. અનુક્રમે તે છોકરી મોટી થઇને છીનાળપણું ઘણું કરવા લાગી આથી તેના માબાપે તેને ઘરમાંથી કાઢી મુકી અનુક્રમે કોઇ ગામમાં તે છોકરી જઇ ચડી ત્યાં ચોરી કરવા આવેલા તે પાંચસો ચોરોએ આ સ્ત્રીને જોઈ અને તેણીએ ચોરોને જોયાં. તે જોઇ તે પુત્રી બોલી કે, અરે ચોરો, તમે બધા એકલું દ્રવ્ય કેમ લ્યો છો ? મને સ્ત્રીને કેમ લઇ જતા નથી ? એ ઉપરથી તે ચોરો તે પુત્રીને લઇ ગયા અને તેણીને તેમણે પોતાની પલ્લીમાં સ્ત્રી તરીકે રાખી હતી. અતિ કામી તે પુત્રીની સાથે તે પાંચસો ચોરોએ વિષય સુખ ભોગવ્યું, પણ તે તૃપ્ત થઇ નહીં. ચોરોના મનમાં તો દયા આવી કે, "આ બીચારી એક છે અને આપણે પાંચસો છીએ, તો રખેને તે મરી જશે. માટે આપણે કોઇ બીજી સ્ત્રી લાવવી જોઇએ." આવું વિચારી

ચોર લોકો કોઈ બીજી સ્રીને હરી લાવ્યાં. ત્યારે તે પેલી બ્રાહ્મણની પુત્રીની શોકય થઇ. વિષયથી અતૃપ્ત એવી તે પુત્રીએ વિચાર્યું કે, "આ સ્રી મારા વિષય સુખને ભંગ કરે છે, માટે તેણીનો ઘાત કરવો જોઇએ." આવું ચિંતવી તે તેનો લાગ શોધવા લાગી.

એક વખતે પાંચસો ચોરો ચોરી કરવાને બાહેર ગયા ત્યારે એ ઘાતકી પુત્રીએ પેલી નવી આવેલી સ્રીને કુવામાં નાખી દીધી. ચોરો પાછા આવ્યા ત્યારે તેમણે તે સ્રીના ખબર પુછયા એટલે બ્રાહ્મણ પુત્રી રોષથી બોલી—"શું હું તેની રક્ષા કરવા રહી છું? તે ગમે ત્યાં ગઈ હશે." તેના આવાં વચન ઉપરથી ચોરો સમજી ગયા કે, "આ ઇર્ષ્યાળુ સ્રીએ સાહસ કરેલું જણાય છે." આ વખતે પેલો બ્રાહ્મણનો પુત્ર મનમાં ચિંતવવા લાગ્યો કે, "શું આ તેજ મારી બેન હશે કે, જેની યોનિને સ્પર્શ કરી હું તેણીને સુખ ઉપજાવતો હતો." વીરપ્રભુ કહે છે, હે ગૌતમ, તે બ્રાહ્મણનો આ પુત્ર મનમાં સંદેહ પડવાથી "સર્વજ્ઞ અહીં આવ્યા છે." એવું જાણી ભિલ્લરૂપે મને પુછવા આવ્યો છે; પણ પોતાની બેનને પોતે ભોગવી જેથી શરમને લીધે તે પોતાનો સંશય મને પ્રગટપણે પુછી શકયો નહીં. તેથી તે બોલ્યો કે, "સા. સા. સા." ત્યારે મેં ઉત્તર આપ્યો કે, "હા, સા. સા- સા." એટલે જે મારી બેન હતી તેજ આ કે જેને અમે પાંચસો ચોર ભોગવીએ છીએ તેજ આ કે? મેં હા પાડી. "હા તેજ, આ તારી બેન જેને તેં તથા બીજાઓએ ભોગવી તેજ આ." વીરપ્રભુના મુખથી આ બધો વૃત્તાંત સાંભળી ભિલ્લરૂપે આવેલા તે બ્રાહ્મણના પુત્રને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તેણે પ્રભુની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. પછી પોતે પ્રભુની આજ્ઞા લઇ જ્યાં ચારસો ને નવાણું ચોરો રહેતા હતા, તે પલ્લીમાં આવ્યો અને તેણે તે બધા

ચોરોને પ્રતિબોધ આપી તેમની પાસે પણ ચારિત્ર અંગીકાર કરાવ્યું હતું. આ બધી વાત સતી મૃગાવતી સમવસરણમાં રહી સાંભળતી હતી. તે સાંભળી સતીના હૃદયમાં ઉંડી અસર થઈ ગઇ અને હૃદયમાં અતિ આનંદ પામી તે અંજળિ જોડી બોલી– "ભગવન્, જો રાજા ચંડપ્રદ્યોતનની આજ્ઞા હોય તો મારે આપની પાસે ચારિત્ર લેવું છે." સતીના આવાં વચન સાંભળી વીર-પ્રભુના પ્રભાવથી જેના હૃદયમાંથી વૈરભાવ દૂર થયો છે એવો ચંડપ્રદ્યોતન રાજા બોલ્યો—"બાઇ, તને રૂચે તે કર. હું તને હૃદયથી ખમાવું છું. અને તારો પુત્ર કૌશાંબી નગરીના રાજ્ય-નો સ્વામી થાઓ." આ પ્રમાણે કહી અવંતીપતિ ચંડપ્રદ્યો-તને મૃગાવતીના પુત્ર ઉદયનને કૌશાંબીની ગાદી ઉપર અભિષે-ક્ર્યો હતો. પુત્રનો રાજ્યાભિષેક થયા પછી સતી મૃગાવ-તીએ ચંડપ્રદ્યોતનની આઠ સ્ત્રીઓ સહિત પ્રભુની પાસે દીક્ષા લીધી હતી. પ્રભુએ એ નવે સાધ્વીઓને સમાચારી શીખ-વાને માટે સાધ્વી ચંદનબાળાને સોંપી હતી. તે પછી રાજા ચંડપ્રદ્યોતન ધર્મને અંગીકાર કરી પોતાની રાજધાનીમાં પાછો ફર્યો હતો.

સાધ્વી મૃગાવતી ચંદનબાળા પ્રવર્ત્તિની સાથે રહી સામાચારીમાં પ્રવીણ થઇ ગઇ હતી. શીળના પ્રભાવથી તેણીની બુદ્ધિ બળવતી અને પવિત્ર હતી. તે હમેશાં બીજી બાળાઓને શિક્ષણ આપતી અને તે કામને મોટા ઉપકારનું ગણતી હતી. સાધ્વી મૃગાવતી વિહાર કરીનેજે નગર કે ગામમાં જતી, ત્યાંની શ્રાવક બાળાઓને શિક્ષણ આપતી અને એક જૈન કન્યાશાળા ઉભી કરતી હતી. મૃગાવતી સાધ્વી જ્યાં આવવાની હોય, ત્યાં મોટા આડંબરથી ઉત્સવ થતો અને તે ખબર જાણી ત્યાંથી જૈન પ્રજા હર્ષ ઘેલી બની જતી હતી. "મૃગાવતી સાધ્વી ક્યાં વિચરે

છે? અને તેમનું ચાર્તુમાસ્ય કયાં છે!" એમ ભારતની જૈન પ્રજા તે મહા સતીના ખબર પુછયા કરતી હતી. મૃગાવતીના દર્શનથી સર્વ સંઘને ઘણોજ આનંદ થતો અને તેને ઇષ્ટ દેવી ગણી માન આપવામાં આવતું હતું. એક વખતે પૃથ્વી ઉપર વિહાર કરતાં શ્રી વીર પ્રભુ ઘણે કાળે ફરીવાર કૌશાંબી નગરીમાં આવી સમો સર્યા હતાં. તે વખતે ત્રીજી પોરશીનો સમય થતાં પ્રભુના મુખની વાણી સાંભળવાને સૂર્ય અને ચંદ્ર પોતાના મૂલ વિમાનસહિત ત્યાં આવ્યા. થોડો વખત ગયા પછી રાત્રિ પડી, પણ ત્યાં આવેલા સૂર્યના વિમાનના તેજને લીધે કોઈને રાત્રિની ખબર પડી નહિં, તે વખતે પ્રવર્ત્તિની ચંદન બાળા સંધ્યા સમય થયો એવું જાણી પોતાને ઊપાશ્રયે જઇ પ્રતિક્રમણ વગેરે સર્વ ક્રિયા કરીને સૂઈ ગઇ.

જ્યારે ચંદ્ર સૂર્ય પોતાને સ્થાને ગયા ત્યારે કાલાતિક્રમ થયેલો જોવામાં આવ્યો એટલે મૃગાવતી બ્હીતી બ્હીતી પોતાને ઊપાશ્રયે ગઇ. ત્યાં ઈર્યાપથિકી પડીક્કમી, પ્રતિક્રમણ કરિ તેણીએ પોતાની સ્વામિનીને કહ્યું, "હું ભુલથી આટલો વખત બાહેર રહી છું." ચંદનબાળાએ કહ્યું, "મ્હોટા કુળમાં ઉત્પન્ન થઈ દીક્ષા ગ્રહણ કરનારીને રાત્રિને વખતે ઊપાશ્રય બાહેર રહેવું યોગ્ય નથી." મૃગાવતી તેણીને ચરણે નમી બોલી, "અજાણતાં મારાથી જે દોષ થયો હોય, તે ક્ષમા કરો." ત્યાર પછી ચંદનબાળા સાધ્વીને નિદ્રા આવી ગઇ. એવખતે સાધ્વી મૃગાવતી પોતાના કરેલા કર્મને નિંદવા લાગી. તેણીના હૃદયના પરિણામ ઊત્તમ ભાવને ધરવાથી તેના સર્વ શુભાશુભકર્મ ખપી ગયાં. અને તેજ વખતે લોકાલોકને પ્રકાશ કરનારૂં તેને કેવળ જ્ઞાન ઊત્પન્ન થઇ આવ્યું. સતી મૃગાવતી સામાન્ય સાધ્વી મટીને કેવળી થઇ ગઈ. તેવામાં દૈવયોગે કોઈ સર્પ જ્યાં ચંદનબાલા સાધ્વી સુતી હતી, ત્યાં આવ્યો. કેવળી મૃ-

ગાવતીએ અંધકાર છતાં કેવળજ્ઞાનના બળથી તે સર્પને જોયો. પછી તેણીએ પોતાની ગુરૂણી ચંદનબાળાનો હાથ સર્પના આવવાના માર્ગમાંથી એકતરફ કર્યો. તત્કાળ ચંદનબાળા જાગી ઉઠી. અને કહેવા લાગી. “ અરે મૃગાવતી તેં મારો હાથ કેમ ઉપાડયો અને મને શામાટે જગાડી?” ત્યારે મૃગાવતીએ કહ્યું, “સર્પ આવતા હોવાથી.” તે સાંભળી ચંદનબાળા બોલી. “ આવા ગાઢ અંધકારમાં તેં કેવી રીતે સર્પ જોયો? મૃગાવતીએ કહ્યું, “જ્ઞાનવડે.” ચંદનબાળાએ પુછયું, “કયું જ્ઞાન? પ્રતિપાતિ કે અપ્રતિપાતિ ?” તેણીએ કહ્યું, “તમારા પ્રસાદથી અપ્રતિપાતિ.” તે સાંભળતાંજ ચંદનબાળા ચકિત થઈ ગઈ. “શું કેવલજ્ઞાન” પછી ચંદનબાળા ઉઠીને મૃગાવતીને ચરણે પડી ક્ષમા માગી પોતાના કરેલ અપરાધને ખમાવતી શુભભાવના આરૂઢ થવાથી ત્યાં તેણીને પણ કેવળજ્ઞાન ઉત્પન્ન થઇ આવ્યું.

આ પ્રમાણે સતી મૃગાવતી પોતાની ગુરૂણીની સાથે કેવળી થઇ પરમ શિવને પ્રાપ્ત થઇ હતી. એ મહાસતીના જીવન ચરિત્રમાંથી અનેક જાતનો બોધ લેવા યોગ્ય છે. તેણી સંસારાવસ્થામાં કેળવણી લઇ પોતાના સંસારને સુધારનારી હતી. દેવ, ગુરૂ અને ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી તે પોતાના કર્ત્તવ્યમાં તત્પર રહી હતી. ચંડપ્રદ્યોતન જેવો સમર્થ રાજા પણ તેણીના શીળને ખંડન કરી શકયો ન હતો. શીળ ધર્મમાં અચળ રહી, તેણીએ પોતાના પતિની ભક્તિ કરી હતી. જેવી તે પતિભક્તા અને શીળધર્મની પ્રભાવક હતી; તેવી તે શૌર્યવતી અને ધૈર્યવતી હતી. પતિનો સ્વર્ગવાસ થયા પછી પોતાના શીળની અને પુત્રની રક્ષા કરવા માટે તેણીએ કૌશાંબી નગરીના સીમાડા ઉપર મોટો મજબૂત કિલ્લો ચંડપ્રદ્યોતન પાસે કપટ કરી બંધાવ્યો હતો. અને તેમાં રહી પોતાના શીળ તથા પુત્રની રક્ષા કરવા તેણીએ નિશ્ચય કર્યો હતો.

આખરે એ મહાસતીએ સાધ્વી વ્રત લઇ ભારતની જૈન કન્યાઓને સારૂં શિક્ષણ આપ્યું હતું. એ કામ તેણીના જીવનનું એક મનોહર સ્થાન હતું. જે વર્ત્તમાનકાળની જૈન સાધ્વીઓને તન મનથી અનુકરણ કરવા યોગ્ય છે. જૈનોની શ્રાવિકાવર્ગમાં સર્વ પ્રકારની સુધારણા કરવી એ કર્ત્તવ્ય પવિત્ર જૈન સાધ્વીઓનુંજ છે. મહાસતી મૃગાવતીએ પોતાના જીવનના માર્ગમાં એ કર્ત્તવ્ય સારી રીતે દર્શાવી આપ્યું હતું. સતી મૃગાવતી રાજકુળમાં જન્મ્યા હતા, તથાપિ તેમનું જીવન રાજાથી તે રંક સુધી સર્વને ઉપયોગી થઈ પડ્યુ હતું. સતી મૃગાવતી કેવળજ્ઞાનની લક્ષ્મીથી વિભૂષિત થઇ જ્યારે મોક્ષે ગયા, ત્યારે ભારતની જૈન પ્રજાએ ઉંચે સ્વરે તેમના વિયોગનો શોક પ્રદર્શિત કર્યો હતો. તેઓએ જણાવ્યું હતું કે "મૃગાવતી જેવી પવિત્ર સાધ્વીઓ આ ભારતમાં પ્રગટ થજો અને ભારતીય જૈનપ્રજાનો ઉદ્ધાર કરજો."

એ મહાસતી મૃગાવતીનું જીવન ચરિત્ર વર્તમાન શાસનના અધિપતિ શ્રી મહાવીરના ચરિત્રની સાથે અદ્યાપિ ગવાય છે અને ભારતની સર્વ જૈનપ્રજા તેણીનું પવિત્ર નામ લઇ અદ્યાપિ પવિત્ર થાય છે, ધન્ય એ મહાસતીના જીવનને.





# પ્રભાવતી.

આ મહાસતી વીતભય નગરના રાજા ઉદયનની પત્ની અને ચેડા રાજાની પુત્રી હતી. તેણીએ પોતાના પિતા ચેડા રાજાના દરબારમાં રહી સારી કેળવણી લીધી હતી. સતી પ્રભાવતીને સંગીત વિદ્યાનો સારો શોખ હતો. તે હમેશાં સંગીત સાથે અર્હંત પ્રભુની પવિત્ર પૂજા કરતી અને હૃદયમાં સારી ભાવના ભાવતી હતી. તે મહાવીર પ્રભુના સમયમાં વિદ્યમાન હતી. તેણી મહાવીર પ્રભુ પાસેથી ધર્મને પામી હતી. અને તે ધર્મને શુદ્ધ બુદ્ધિથી પાળતી હતી. મહાસતી પ્રભાવતીને કોઇ વહાણવાળાએ દેવાધિદેવ અર્હંત પ્રભુની એક સુંદર પ્રતિમા આપી હતી. જે પ્રતિમાજીનું પૂજન કરતાં, તથા તેમની પાસે ગાયન તથા નાટારંભ કરતાં પોતાનું મસ્તક નહીં દેખાવાથી પોતાનું આયુષ્ય અલ્પ જાણી તેણીને આ સંસાર તરફ વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો, તેથી તેણીએ શ્રી વીરપ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરી હતી.

સતી પ્રભાવતીને તે વહાણવાળાએ કેવી રીતે જિનપ્રતિમા આપી હતી ? તે હકીકત આ પ્રમાણે છે —એક વખતે મહાવીર પ્રભુ રાજગૃહ નગરમાં સમોસર્યા હતા. પ્રભુના સમોસર્યાના ખબર સાંભળી મંત્રી અભયકુમાર તેમને વાંદવાને આવ્યો હતો, તે વખતે પ્રભુની પર્ષદામાં એક તેજસ્વી મુનિ જોવામાં આવતાં

અભયકુમારે પ્રભુને પ્રશ્ન કર્યો કે, "આ કોણ છે?" પ્રભુએ કહ્યું, "એ રાજર્ષિ ઉદયન રાજા છે." અભયકુમારે પુનઃ પુછયું, "તેમણે શા માટે સંયમ ગ્રહણ કર્યો? અને તે કેવી રીતે મોક્ષે જશે" પ્રભુએ ઉત્તર આપ્યો, સિંધુ દેશમાં વીતભય નામના નગરમાં ઉદયન નામે રાજા હતો. તેને ચેડા રાજાની પુત્રી **પ્રભાવતી** નામે પટરાણી હતી. તે નગરમાં **કુમારનંદી** નામે એક કામી સોની રહેતો હતો. એક વખતે તેને અકસ્માત્ બે દેવીઓના દર્શન થયાં. તેમને જોતાંજ કુમારનંદી મોહિત થઇ ગયો. તેણે દેવીઓને પુછયું કે, "તમે કોણ છો?" દેવીઓએ ઉત્તર આપ્યો:— "અમે પંચશીળ નામના બેટમાં રહેનારી **હાસા** અને **પ્રહાસા** નામની દેવીઓ છીએ. જો તારે ભોગની ઇચ્છા હોય તો તું આવ્ય અને અમારો પતિ થા." એમ કહી તેઓ ત્યાંથી ચાલી ગઇ. પછી કામી દેવનંદી તેઓનો પતિ થવાની ઇચ્છાથી તેણે પટહ વગડાવ્યો કે, જે મને પંચશૈલ નામે દ્વીપે લઇ જશે, તેને લાખ સોનામહોર આપવામાં આવશે. આથી એક બુઢો નાવિક પોતાના છોકરાને લાખ સોનામહોર અપાવી, પોતે તે સોનીને બેસાડી સમુદ્રમાં ચાલ્યો. રસ્તે જતાં તેણે સોનીને કહ્યું કે, "આ પર્વતને કાંઠે એક મોટું વૃક્ષ છે, જ્યારે આ નાવ તેની નીચે થઇ પ્રસાર થાય, કે તુરત તું સાહસિક થઈ, તે વૃક્ષની શાખાને હાથ વડે પકડી લેજે, ને આ નાવ તો ત્યાંજ ભાંગી જશે. ને હું બુઢો હોવાથી શાખા પકડવાને અસમર્થ છું, જેથી હું ત્યાંજ મરી જઇશ, અને તું પછી રાત્રે તે વૃક્ષ ઉપર વિશ્રામ લેવા ભારંડ પક્ષી આવે, ત્યારે તેના ચરણે વળગી રહેજે, એટલે તું પંચશૈલીદ્વીપે પોહોંચી શકીશ." તે સાંયાત્રિકના કહેવા પ્રમાણે દેવનંદી સોનીએ કર્યું અને તે પંચશૈલમાં રહેલી હાસા પ્રહાસાની પાસે આવી પોહોચ્યો. તેને જોતાંજ હાસા પ્રહાસા દેવીએ કહ્યું કે, આ તારા શરીરે અમે ભોગ નહીં કરીએ. તું તારે ગામ પાછો જા, ને ત્યાં ઇંગીણી

મરણવડે અમારૂં ધ્યાન કરી મરણ કર જેથી તું અહીં ઉત્પન્ન થઈ શકશે, અમો તને ભોગવીશું. આવાં વચન સાંભળી નીરાશ થયેલા સોનીએ કહ્યું, હવે ઘરે કેવી રીતે જઉં? ત્યારે તે દેવીઓએ હાથમાં લઈ તેને નગરીની બાહેર મુકી દીધો. હવે આ સોનીને સ્ત્રીની ઈચ્છાથી પોતાનો મિત્ર નાગિલ તેને ઇંગીણી મરણવડે મરિ જવા જણાવ્યું. આથી મિત્ર નાગિલે સમજાવ્યું તોપણ માન્યું નહીં ને લીંડીઓની અગ્નિમાં શરીર તેલવડે જબોળી પ્રવેશ કર્યો. આથી પોતે અકામનિર્જરાએ મરી પંચશૈલદ્વીપનો સ્વામી થયો, ને તેની બે હાસા પ્રહાસા નામે સ્ત્રી થઈ. આવું વિષયનું રૂપ જોઇ નાગિલ નામે શ્રાવકને ઘણો વૈરાગ્ય ઉત્પન્ન થયો. જેથી પોતે ચારિત્ર ગ્રહણ કરિને શુદ્ધ પાળી બારમે દેવલોકે દેવતાપણે ઉત્પન્ન થયો.

એક વખતે એવું બન્યું કે, તે બારમા દેવલોકના દેવતા નંદીશ્વર દ્વીપે યાત્રા કરવાને ગયા હતા. ત્યાં પેલો નાગિલ કે જે મૃત્યુ પામીને દેવ થયો હતો, તે પણ સાથે આવ્યો હતો. ત્યાં પેલો દેવનંદી સોની કે જે મૃત્યુ પામીને પંચશૈલદ્વીપનો સ્વામી થયો હતો. તેને અસલની રીતને અનુસારે જે કોઇ દેવતા નંદીશ્વર જાય ત્યારે તેને ગળામાં ઢોલ નાખી વગાડવો, પણ પોતે અહંકારથી ગળામાં ઢોલ આપે છે ને કાઢી નાખે છે. પણ તેને તે અધિષ્ટાઇ ઢોલ પોતાના ગળામાં આખરે નાખી વગાડવો પડયો. આવા વખતે પોતાનો મિત્ર નાગિલ કે, જે બારમે દેવલોકે દેવ થયેલ તેણે આને ઓળખી કહ્યું, મને ઓળખે છે? તેણે જવાબ આપ્યો, તમને કોણ ઓળખે નહીં. ફરી પોતાના મુખ્ય નામે જણાવી તેને ઓળખાવ્યો. આથી પોતાને ઘણો વિચાર થયો. મિત્રનું કહેવું માન્યું નહીં, જેથી આવા નીચ જાતિના દેવતામાં આવવું પડયું. અરે મિત્ર, હવે કોઇ પ્રકારે મારો ઉદ્ધાર કર. આવાં વચન સાંભળી પોતાના મિત્ર ઉપર દયા આવવાથી તેને કહ્યું જે, "હાલ ગૃહસ્થા-

વસ્થામાં મહાવીર પ્રભુજી છે. તેમની પ્રતિમાજી બતાવી ત્રિકાળ ગોશીર્ષચંદન વગેરેથી તેની પૂજા કરી, પછી બીજે ઠેકાણે પણ તેની ઉત્કૃષ્ટ રીતે પૂજા કરાવે, તો તારો આ કર્મથી નિસ્તાર થાય." એ સાંભળી તે વ્યંતરે એમ કર્યું. અને તે પ્રતિમાને કોઇ વાહાણ વાળાને વીતભય નગરે પોહોંચાડવા કહ્યું. પછી તે વાહાણ વાળાએ તે પ્રતિમા સતી પ્રભાવતીને અર્પણ કરી હતી. સતી પ્રભાવતીએ ઘણાં વખત સુધી તે પ્રતિમાની પૂજા કરી હતી. એક વખતે પ્રભાવતીએ વિચાર્યું કે, "હવે અલ્પ સમયમાં મારૂં મૃત્યુ નજીક આવ્યું છે, તેથી આ પ્રતિમા કોઇને સોંપવી જોઇએ." આવું વિચારી તેણીએ પોતાની એક કુબ્જાદાસીને પૂજન કરવા તે પ્રતિમા ભળાવી તે દાસી પણ પૂર્ણ આસ્તાથી, તે પ્રતિમાનું પૂજન કરવા લાગી. પછી પ્રભાવતી વૈરાગ્યથી વીર પ્રભુ પાસે દીક્ષા લઇ, રાજ્ય છોડી ચાલી નીકળી હતી. તેણી પોતાનું ચારિત્ર યથાર્થ રીતે પાળી મૃત્યુ પામી હતી. તેણીનો જીવ અનુક્રમે સૌધર્મ દેવલોકમાં દેવતા પણે ઉત્પન્ન થયો હતો. પ્રભાવતીનો સ્વર્ગવાસ થયા પછી, તેની કુબ્જાદાસી તે દેવાધિદેવની પ્રતિમાની પૂજા કરતી હતી. તેવામાં કોઇ ગંધાર નામનો શ્રાવક સર્વસ્થળે દર્શન કરતો કરતો તેજ નગરમાં આવી પહોંચ્યો. તે કેટલાક દિવસ સુધી આ કુબ્જાદાસીની પાસે રહ્યો હતો. દૈવયોગે તે કુબ્જાદાસીને ઘેર, ગંધારને શરીરે મહાવ્યાધિ ઉત્પન્ન થયો. તેમાં દાસી કુબ્જાએ ઘણાં યત્નથી તે ગંધારની સેવા કરી. જ્યારે ગંધાર શરીરે સ્વસ્થ થયો, એટલે તેણે પ્રસન્ન થઇને કુબ્જાને કેટલીએક પ્રભાવિક ગુટિકાઓ આપી. પછી તે પોતાને સ્થાને ચાલ્યો ગયો.

તે ગુટિઓમાંથી કુબ્જાએ એક ગુટિકા ખાધી એટલે તે દેવાંગના સમાન થઇ ગઇ. અદ્‌ભુત સૌંદર્યવાળી તે દાસીને કોઇ ઉત્તમ પતિ મેળવવાની ઇચ્છા થઇ. તેણીએ વિચાર્યું કે,

"ઉદયનરાજા પિતાતુલ્ય ગણાય, બીજાઓ તો તેના સેવકો છે. માટે અવંતીનો રાજા પ્રદ્યોતન ઠીક છે." તે ઉપર લલચાઇને દાસીએ બીજી ગુટિકા ખાધી. તેથી તે ગુટિકાના અધિષ્ઠાયક દેવતાએ તેણીનો મનોગત ભાવ જાણી, તેણીનું અદ્ભુત સૌંદર્ય પ્રદ્યોતન રાજા આગળ નિવેદન કર્યું. એટલે તે રાજા પોતાના અનલગિરિ નામના હાથી ઉપર બેસી, ગુપ્ત રીતે ત્યાં જઇ, પેલી દાસીને દેવાધિદેવની પ્રતિમા બીજી મંગાવેલી તે સાટે મુકી, મુખ્ય પ્રતિમા લઇ આવ્યો. પાછળથી સવારમાં પ્રતિમાજીને ચડાવેલ માળાનું કરમાવું તથા હસ્તીનો મદ ગળેલ જોઇ, તે ઉપરથી કારણ શોધતાં માલુમ પડયું કે, "અનિલવેગ ગજ ઉપર આવેલ ચંડપ્રદ્યોતન, દાસી તથા દેવાધિદેવની મુખ્ય પ્રતિમાનું હરણ કરી ગયો." એટલે ઉદયન રાજા કોપાયમાન થઇ, મોટી સેના સાથે પ્રદ્યોતન રાજાની ઉપર ચડી આવ્યો અને તેણે અવંતીનગરીની આસપાસ ઘેરો ઘાલ્યો. પછી તેણે દૂત મોકલીને, તેની પાસે પ્રતિમા સહિત દાસી માગી. પણ તેણે તે આપવાની ના કહી; તેથી તેમની વચ્ચે ભારે યુદ્ધ થયું. છેવટે પરાક્રમી ઉદયને પ્રદ્યોતન રાજાને બાંધી લીધો. પછી પેલી કુબ્જાદાસી ત્યાંથી કોઇ ઠેકાણે નાશી ગઇ. ઉદયને તે પ્રતિમા લેવાને ઘણુંએ કર્યું, પણ તે પ્રતિમા ત્યાંથી ચલાયમાન થઇ નહીં. તેવામાં કોઈ દેવતાએ તેને કહ્યું, "હે ઉદયન, તારા વીતભયનગરને વિષે ઘણી ધૂળ પડશે, તેમાં સર્વ વસ્તુ દટાઈ જશે, માટે તારે આ પ્રતિમા ત્યાં લઇ જવી નહીં, અહિંજ રહેવા દેવી" એ સાંભળી ઉદયને તે પ્રતિમા ત્યાંજ રહેવા દીધી. પછી પ્રદ્યોતનના કપાળને વિષે "આ મારો દાસીપતિ છે" એવા અક્ષરો લખાવ્યા અને પછી તે ત્યાંથી પાછો વળી નીકળ્યો. માર્ગમાં ચાલતાં પર્યુષણ પર્વ આવ્યાં, એટલે રાજાએ ત્યાં પડાવ નાખ્યો, અને તેણે તે દિવસે પ્રભુની પૂજા કરી અને ઉપવાસના પચ્ચખાણ કર્યાં. પછી પોતે રસોઈઆને

બોલાવી આદેશ કર્યો કે, "તમે ચંડપ્રદ્યોતનને જઇને પુછો, ને તેને જે રસોઇ રૂચે તેવી આપો." રાજાની આજ્ઞાથી રસોઇઆએ આવી ચંડપ્રદ્યોતનને પુછયું કે "આજે આપને માટે શી રસોઇ કરવી છે?" પ્રદ્યોતને પોતાના હૃદયમાં વિચાર્યું કે "આજ સુધીમાં મને કોઈ વાર પુછયું નથી અને હું તો નિત્ય ઉદયનની સાથે આહાર લઉં છું, તે છતાં મારાં માટે આજ જુદી રસોઇનું પુછે છે, તેથી મને લાગે છે કે, આજે નિશ્ચે મને વિષ દેશે." આવું વિચારી તેણે સેવકોને કહ્યું કે, "આજે આમ પુછવાનું શું કારણ છે?" ત્યારે સેવકોએ રાજાની બધી હકીકત કહી. એટલે તેણે કહ્યું, "હું પણ શ્રાવક છું, તેથી હું પણ રાજાની સાથે આજે ઉપવાસ કરીશ" સેવકોએ પ્રદ્યોતનને કહ્યું પછી પ્રદ્યોતને વિચાર્યું કે, "આનું શ્રાવકપણું મારૂં જોએલ છે. તોપણ નામથી કહે છે કે, હું શ્રાવક છું તો તેને ખમાવ્યા વિના પ્રતિક્રમણ કરવું, તે પ્રતિક્રમણ શુદ્ધ થયું કહેવાય નહીં" આવું વિચારી રાજા પ્રદ્યોતને ઉદયનને બંધનથી છોડાવ્યો અને તેને માથે એક સુવર્ણનો પટબંધ કરાવ્યો. પછી ખમાવીને તેને પોતાને નગર પાછો મોકલાવ્યો. ત્યાર પછી પ્રદ્યોતન રાજા શુદ્ધ જૈનધર્મ પાળવા લાગ્યો અને ઉદયન રાજા પણ પોતાને નગરે આવી પોહોંચ્યો હતો.

રાજા ઉદયનને વીરપ્રભુના મુખથી ઉપદેશ સાંભળી વૈરાગ્ય થયો હતો, અને તેણે પોતાના ભાણેજને રાજ્યાસન ઉપર બેસાર્યો હતો. પોતે વીરપ્રભુની આગળ દીક્ષા લીધી હતી. ઉદયન રાજર્ષિ કેટલોક વખત પૃથ્વીમાં વિહાર કરી, પાછા પોતાની પૂર્વની રાજધાની વીતભય નગરમાં આવ્યા હતા. તેમને આવેલા જાણી, તેના ભાણેજના મનમાં શંકા થઇ કે, "પોતાનું રાજ્ય પાછું લઈ લેશે." આવું વિચારી તે રાજ્યલુબ્ધ ભાણેજે તે રાજર્ષિ ઉદયનને, પારણામાં વિષ આપ્યું હતું, પણ જૈન શાસનદેવીના

સાનિધ્યથી એ સર્વ વિષ ઉતરી ગયું, અને ઉદયન રાજર્ષિ નિરાબાધ થયા હતા. વીરપ્રભુ કહે છે, હે અભયકુમાર, "તે આ રાજર્ષિ ઉદયન છે, અને તે અનુક્રમે મોક્ષે જવાના છે." વીરપ્રભુએ આ પ્રમાણે અભયકુમારના પ્રશ્નનો ઉત્તર આપ્યો, તે સાંભળી અભયકુમાર ઘણો ખુશી થયો હતો. અને તેણે ઊભા થઈ એ ચરમ (છેલ્લા) રાજર્ષિને ભક્તિસહિત પ્રણામ કર્યો હતો. ત્યાર પછી મહાનુભાવ ઉદયન મુનિ અનુક્રમે આયુષ્ય પૂર્ણ કરી મુક્તિને પામ્યા હતા.

સતી પ્રભાવતી પણ છેવટે મોક્ષની અધિકારિણી થઈ છે. તે મહાનુભાવાના જીવન ચરિત્રમાં અનેક ચમત્કારી બનાવો બન્યા હતા. દેવાધિદેવની પ્રતિમાનો પ્રભાવ સતી પ્રભાવતીએજ પ્રગટ કર્યો હતો. એ પ્રભાવિક પ્રતિમાના યોગથી પ્રભાવતી ભારત વર્ષના ચારે ખુણામાં વિખ્યાત થઈ હતી. સતી પ્રભાવતી પોતાના ધર્મને અને કર્ત્તવ્યને જાણનારી હતી. એથી રાજા ઉદયન, તેની ઉપર ઘણોજ સંતુષ્ટ રહેતો હતો. તે મહાસતીમાં પતિભક્તિ અને લોકોપકાર કરવો—એ બે મોટા ગુણો રહેલા હતા. શુદ્ધ મન વચન અને કાયાથી તે ધર્માચરણ કરનારી હતી. કોઈપણ દુઃખી જન આવે તેને સહાય કરવામાં તે આગળ પડતી અને પોતાથી દુઃખીના દુઃખ દૂર થાય ત્યારેજ તે પોતાના જીવનની સાર્થકતા માનતી હતી.

રાજા ઉદયન સતીપ્રભાવતીનું બહુ માન કરતો હતો. સતીનાં હૃદયને પ્રસન્ન રાખવાને તે હમેશાં કોશીશ કર્યા કરતો અને તેણીની પ્રસન્નતા જોઈ પોતે પ્રસન્ન રહેતો હતો. સતી પ્રભા-વતીની પ્રેરણાથી રાજા ઉદયને પોતાના રાજ્યમાં જ્ઞાનક્ષેત્રને સારી રીતે પલ્લવિત કર્યું હતું. પ્રત્યેક નગર તથા ગામમાં જિનાલયો, ધર્માલયો અને પુસ્તકાલયો સ્થાપવામાં આવ્યાં હતાં. તેના

રાજ્યની જૈનપ્રજાને ધાર્મિક અને સાંસારિક કેળવણી મેળવવાને, સારી સારી જૈન પાઠશાળાઓ સ્થાપવામાં આવી હતી. એ બધો પ્રભાવ સતી પ્રભાવતીનોજ હતો. ધન્ય છે, તેવી પરોપકારિણી અને પતિભકતા મહાસતીને.



# ચિલ્લણા.

આ મહાસતી વિશાળા નગરીના રાજા ચેટકની પુત્રી હતી. અને વીર મંડળમાં પ્રખ્યાત એવા શ્રેણિક રાજાની પત્ની હતી. ચિલ્લણા ઘણીજ બુદ્ધિમતી અને ધર્મપ્રવીણ હતી, તેને ૭ બ્હેનો હતી. પ્રભાવતી, પદ્માવતી, મૃગાવતી, શિવા, જ્યેષ્ટા, અને સુજ્યેષ્ટા, તે સાતે પુત્રીઓ ચેટક રાજાની જુદી જુદી રાણીઓથી જન્મી હતી. રાજા ચેટકે પોતાના જનાનામાં ઉત્તમ શિક્ષકો રાખી તે સાતે પુત્રીઓને ધાર્મિક અને સાંસારિક કેળવણી આપી હતી. તેમજ તેઓની માતાઓ તરફથી પણ તેમને સારી કેળવણી મળી હતી. દરરોજ પ્રાતઃકાળે દેવ, ગુરૂ અને ધર્મની ઉપાસના કર્યા પછી, રાજા ચેટક તેમની પરીક્ષા કરતો અને સારી રીતે પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલી બાળાઓને સારા સારા ઇનામો આપતો હતો. ચિલ્લણા ઘણી બુદ્ધિમાન્ અને ચાલાક હતી. ઘણીવાર તે પોતાના પિતાને પ્રસન્ન કરી સારા સારા ઈનામો લેતી હતી.

જ્યારે તે સાત પુત્રીઓ યોગ્ય વયની થઈ ત્યારે રાજા ચેટકે તેમને જુદા જુદા રાજાઓને આપી હતી. પ્રભાવતી ઉદયન રાજાને, પદ્માવતી ચંપાપુરીના રાજા દધિવાહનને, મૃગાવતી કૌશાંબીના રાજા શતાનીકને, શિવા ઊજજયિનીના રાજા ચંડપ્રદ્યોતનને, અને જયેષ્ટા કુંડગ્રામના અધિપતિ અને વીરપ્રભુના જ્યેષ્ઠભ્રાતા નંદિવર્દ્ધનને આપી હતી. બાકીની બે સુજયેષ્ટા અને ચિલ્લણા કુંવારી હતી. રાજા ચેટક તેમને માટે કોઇ ઉત્તમ પતિની શોધમાં રહ્યો હતો. તે બન્ને કુમારિકાઓ રાજમંદિરમાં દેવકુમારિકાની

જેમ રહેતી અને ધર્મકળામાં કુશળ થઇ હતી. સૌંદર્યમાં રતિ અને પ્રીતિના જેવી તેમજ સર્વ કળામાં નિપુણ એવી તે બન્ને બ્હેનો પરસ્પર સ્નેહસહિત જાણે સરસ્વતિની બે મૂર્તિ હોય તેવી ગૃહાંગણમાં રહી કેળવણીની ક્રીડામાં મગ્ન બની રહેતી હતી.

ચિલ્લણા સ્વભાવે શાંતપ્રકૃતિની હતી અને સુજ્યેષ્ટા જરા તીવ્ર પ્રકૃતિની હતી, સુજ્યેષ્ટાને જૈન ધર્મનું અભિમાન હતું અને તેથી તે પોતાના શુદ્ધ ધર્મનું પ્રતિપાદન કરવાને ઘણી વાર વાદ કરતી હતી.

એક વખતે કોઈ વૃદ્ધ તાપસી કે જેણીના હૃદયમાં મિથ્યાત્વના સંસ્કાર લાગેલા હતા, તે ચેટક રાજાના મંદિરમાં આવી ચડી. ત્યાં તેને સુજ્યેષ્ટા મળી અને તેમની વચ્ચે ધર્મની ચર્ચા થઇ હતી. તે મિથ્યાત્વી તાપસીએ સુજ્યેષ્ટાને કહ્યું કે, "આ જગતમાં શિવધર્મ ખરો ધર્મ છે." તે સાંભળતાં સુજ્યેષ્ટાએ તેણીને કહ્યું કે, જે ધર્મમાં કૂપ, વાવ્ય, અને તળાવને વિષે સ્નાન કરવાને કહેલું છે, તે ધર્મ નથી પણ અધર્મ છે. તમારા મતમાં પણ કૂપને વિષે સ્નાન કરવું, એ અધમ છે, વાવ્યને વિષે મધ્યમ છે અને તળાવને વિષે તો તેનો નિષેધજ કરેલો છે. માટે ઉત્તમ સ્નાન તો ગૃહને વિષે શુદ્ધ જળથી કરવું તેજ છે." ઇત્યાદિ જૈન ધર્મનું સ્થાપન કર્યું. તે છતાં તે તાપસી દુરાગ્રહથી નહીં માની તેણીની સામે યદ્વાતદ્વા બોલવા લાગી. આથી સુજ્યેષ્ટાને ક્રોધ ચડ્યો અને તેણીને દાસી પાસે ગળુ પકડાવી હાંકી કઢાવી હતી.

પોતાનું સુજ્યેષ્ટાએ ભારે અપમાન કર્યું, એવું ધારી તે ક્રોધી તાપસીએ પ્રતિજ્ઞા કરી કે "એ ગર્વવતી સુજ્યેષ્ટાનું રૂપ પટ્ટ ઉપર ચિત્રી અને તે શ્રેણિક રાજાને બતાવી તેણીને ઘણી શોકયોના દુઃખમાં પાડું, તોજ મારૂં નામ તાપસી." આની

પ્રતિજ્ઞા કરી તે વૃદ્ધ તાપસી તેણીનું રૂપ પટ્ટ ઉપર ચિત્રી રાજગૃહી નગરીમાં આવી અને તેણીએ શ્રેણિક રાજાને તે ચિત્ર બતાવ્યું હતું. સુજ્યેષ્ટાનું અદ્‌ભુત સૌંદર્ય જોઇ રાજા શ્રેણિક મોહ પામી ગયો અને તેણે તાપસીને તેની હકીકત પુછી. તાપસીએ કહ્યુ કે, "વિશાલા નગરીના રાજા ચેટકની આ સુજયેષ્ટા નામે પુત્રી છે, તે હજુ કુમારિકા છે. તેનો પિતા તેને કોઇ ઉત્તમ રાજકુમારને આપવા ધારે છે. જેના અંતઃપુરમાં આવી સુંદર સ્ત્રી નથી, તેનું જીવિત વ્યર્થ છે." તે સાંભળી શ્રેણિક રાજાના મનમાં તે સુંદર કુમારિકાને પરણવાનો આગ્રહ બંધાયો પણ તેણે ચિંતવ્યું કે, "ઘણી રાણીઓ વાળા મારા જેવા મોટી વયના પુરૂષને રાજા ચેટક પોતાની કન્યા આપશે નહિં." આવું ચિંતવતાં શ્રેણિકના હૃદયમાં ભારે ચિંતા થવા લાગી અને તેજ વિચારમાં તે શૂન્ય થઈ રહેવા લાગ્યો. પછી રાજા શ્રેણિકે એક દૂતને ચેટક રાજાની પાસે મોકલી સુજ્યેષ્ટાની માગણી કરી પણ ઘણી શોકયોમાં દુઃખનું પાત્ર થવા પોતાની પ્રિય પુત્રી આપવાની તેણે ના કહી હતી. આથી રાજા શ્રેણિકને વધારે દુઃખ થયું. તે રાજકાજમાં ઉદાસીન થઇ રહેવા લાગ્યો. ખાન, પાન અને શયનમાં ઉપેક્ષાથી વર્ત્તવા લાગ્યો.

ચતુર મંત્રી અભયકુમારે ચેષ્ટા ઉપરથી પોતાના પિતાની સ્થિતિ જાણી લીધી અને તેના હૃદયના ભાવ પ્રગટ રીતે જાણવા તે શ્રેણિકની પાસે આવ્યો અને તેણે નીચે પ્રમાણે કહ્યું,

"પૂજ્યપિતા, શોક કરો નહીં. તમારા હૃદયની ઇચ્છા મારા જાણવામાં આવી ગઇ છે. હું યથાશક્તિ પ્રયત્ન કરી તમારી ઇચ્છા પૂર્ણ કરીશ. પિતાના હૃદયને પ્રસન્ન રાખવું, એ પુત્રનો ધર્મ છે. પિતા એ પુત્રના ઇષ્ટ દેવ છે. પિતાના ઉપકારનો બદલો કોઇ પણ પુત્ર વાળી શકતો નથી. પુત્ર યાવજ્જીવિત પિતા-

નો ઋણી છે. દરેક પુત્રે જાણવું જોઇએ કે, પોતે જે વિદ્યા, કળા અને ચાતુર્ય સંપાદન કર્યાં છે, તે પૂજ્ય પિતાનોજ પ્રતાપ છે. જો પાલક અને પોષક પિતાની પવિત્ર સહાય ન હોય તો પુત્ર યાવજ્જીવિત અજ્ઞાન અવસ્થામાં રહેત અને તે પોતાના માનવ જીવનની સાર્થકતા જરાપણ કરી ન શકત. પૂજ્ય પિતાની આજ્ઞા નહીં માનનારા અને પિતાની સેવા નહીં કરનારા પુત્રો નરકના અધિકારી છે."

અભયકુમારના આવા વચન સાંભળી રાજા શ્રેણિક પ્રસન્ન થઇ ગયો. તેણે હૃદયથી પુત્રનો ઉપકાર માન્યો, પછી અભયકુમારે પોતાના પિતાનું ચિત્ર એકપટ ઉપર આળેખ્યું અને પછી ગુટિકાવડે પોતાના સ્વર અને વર્ણને બદલી વણિકનો વેષ લઇ તે વિશાલા નગરીએ ગયો હતો. ત્યાં તેણે ચેટક રાજાના અંતઃપુરની નજીક એક અંત્તરની દુકાન માંડી હતી. અને વ્યાપારને અંગે તેણે ચેટક રાજાના જનાનાની સ્ત્રીઓની સાથે તેમની દાસીઓ દ્વારા પ્રસંગ કર્યો હતો. ચતુર અભયકુમારે પોતાની દુકાનમાં શ્રેણિક રાજાનું ચિત્રપટ્ટ મુક્યું હતું. અને તે સર્વની સમક્ષ હમેશાં તે ચિત્રપટની પૂજા કરતો હતો. એક વખતે રાજકુમારી સુજ્યેષ્ટાની દાસીએ અભયકુમારને પુછ્યું હતું કે, " આ કોની છબી છે?" ત્યારે અભયકુમારે કહ્યું, "એ શ્રેણિક રાજાની છબી છે." એમ કહી તેના ગુણોનું કેટલુંએક વ્યાખ્યાન કર્યું હતું. દાસીએ તે બધી વાત સુજ્યેષ્ટાને જણાવી, ને ઉપરથી સુજ્યેષ્ટાએ રાજા શ્રેણિકને વરવાની ઇચ્છા દર્શાવી હતી. અને તે ગોઠવણ કરવાને માટે તેણીએ અભયકુમારને છાની રીતે કહેવરાવ્યું હતું. ત્યારે અભયકુમારે કહ્યું કે, રાજા ચેટક તે વિવાહની વિરૂદ્ધ છે, એટલે સુજ્યેષ્ટાએ છુપી રીતે તે કામ કરવાનો ઉત્સાહ બતાવ્યો હતો. તે પછી અભયકુમાર એક સુરંગની ગોઠવણ કરી, અને સુજ્યેષ્ટાની

સાથે તે વિષેનો સંકેત કરી રાજગૃહી નગરીમાં આવ્યો. અને તે વાત તેણે પિતાને જણાવી હતી. જ્યારે સંકેતનો દિવસ આવ્યો ત્યારે રાજા શ્રેણિક સુલસાના બત્રીશ પુત્રોને સાથે લઇ તે સુરંગ માર્ગે વિશાલા નગરીમાં આવ્યો હતો.

રાજકુમારી સુજ્યેષ્ટા સંકેતને દિવસે જવાની તૈયારી કરતી હતી, તે વખતે સતી ચિલ્લણા કે જે પોતાની બ્હેનની પ્રિય સખી હતી, તેણીએ વિનયથી સુજ્યેષ્ટાને પુછ્યું, "પ્રિય બ્હેન, આમ તૈયાર થઇને કયાં જાઓ છો?" સુજ્યેષ્ટા બોલી—"બ્હેન હું કયાંઇ જતી નથી." સુજ્યેષ્ટાએ આવો ઉત્તર આપ્યો હતો, તથાપિ ચતુર ચિલ્લણા તેણીનાં હૃદયનો ભાવ જાણીને બોલી—"વ્હાલી બ્હેન, સાચું કહે. કારણકે, તેં આજસુધી મારાથી કાંઇ છાનું રાખ્યું નથી તો હવે શામાટે રાખે છે?" પછી સુજ્યેષ્ટાએ પોતાની જવાની વાત તેણીને કહી, તે ઉપરથી ચિલ્લણાએ કહ્યું, "બ્હેન, તારા વિના મારાથી ક્ષણમાત્ર પણ રહી શકાશે નહીં." તે સાંભળી ભગિની ઉપર સ્નેહવાળી સુજ્યેષ્ટાએ ચિલ્લણાને પણ સાથે લીધી. બન્ને બ્હેનો ગુપ્ત રીતે સુરંગની પાસે આવી, ત્યાં રાજા શ્રેણિકે તેમને રથમાં બેસારી. એટલામાં સુજ્યેષ્ટા પોતાના રત્નાભરણનો કરંડિયો ભુલી જવાથી ઘેર લેવા ગઇ. અહીં શ્રેણિક ચિલ્લણાને સુજ્યેષ્ટાની ભ્રાંતિથી રથમાં બેસારી તૈયાર થઇ રહ્યો, તેટલામાં તેના સુભટોએ તેને કહ્યું કે, "અહીં વધારેવાર રહેવું યોગ્ય નથી, કારણકે, આ શત્રુનું સ્થાન છે." પછી શ્રેણિક રથને પાછો વાળી ફક્ત ચિલ્લણાને લઈ સુરંગ વાટે આગળ ચાલ્યો હતો.

અહીં સુજ્યેષ્ટા પોતાના આભરણનો કરંડિયો લઇ ઉતાવળી આવી પરંતુ તેણિએ શ્રેણિકને દીઠો નહીં, તેથી તે પોતાની બ્હેનના વિયોગની પીડાથી આકુળવ્યાકુળ થઇ ગાઢ સ્વરથી પોકાર કરવા લાગી "અરે ચિલ્લણાને હરિ જાય હરિ જાય દોડો દોડો" સુજ્યેષ્ટાનો

આ પોકાર ચેટકરાજાના સાંભળવામાં આવ્યો, તરત પોતે તૈયાર થઇ શત્રુની પાછળ જવા માટે સુરંગ પાસે આવ્યો. એટલામાં તેના વૈરંગિક નામના એક સુભટે કહ્યું કે, "સ્વામી, આ કામ સેવકને કરવા યોગ્ય છે, તેમાં આપે પોતાની જાતે શામાટે ઉદ્યમ કરવો જોઇએ ? મને આજ્ઞા આપો, હું તે શત્રુનો નાશ કરી ક્ષણવારમાં ચિલ્લણાને પાછી લાવું." પછી રાજા ચેટકની આજ્ઞા લઇ તે વૈરંગિક રથમાં બેસી શ્રેણિકરાજાની પાછળ સુરંગ માર્ગે ચાલ્યો. વૈરંગિકે તે વખતે સુલસાના બત્રીશ પુત્રોને મારી નાખ્યા હતા. વૈરંગિક તે યુદ્ધમાં રોકાયો ત્યાં શ્રેણિકરાજા સુરંગમાંથી બાહેર નીકળી રાજગૃહ નગરમાં ચાલ્યો ગયો. અને વૈરંગિકને પાછું ફરવું પડયું હતું. સુજ્યેષ્ટાએ પોતાની બ્હેન ચિલ્લણાના વિયોગથી વિષયથી વિરક્ત થઇ પિતાની આજ્ઞા લઇ ચંદનબાળા સાધ્વીની પાસે દીક્ષા અંગીકાર કરી હતી.

પોતાના સહોદર વર્ગમાં પરસ્પર કેવો પ્રેમ રાખવો જોઇએ? એ વિષે સુજ્યેષ્ટાનું યથાર્થ દ્રષ્ટાંત છે. સુજ્યેષ્ટાએ પોતાની સહોદર બ્હેનની ખાતર દીક્ષા લીધી હતી. સહોદર ભગિનીના વિયોગથી તેણીની પ્રેમાળ મનોવૃત્તિમાં વૈરાગ્ય ભાવના પ્રગટ થઈ હતી. એક માતાના ઉદરમાંથી ઉત્પન્ન થયેલા ભાઈ બ્હેનોની વચ્ચે કેવો સ્નેહ જોઈએ? એ પવિત્ર પાઠનું શિક્ષણ સુજ્યેષ્ટા પાસેથી લેવાનું છે. જ્યાં સહોદર વર્ગમાં પરસ્પર કલહ; કુસંપ અને કંકાસ રહેલો હોય, તે કુટુંબ નારકીનું સ્થાન ગણાય છે. તેવા કુટુંબના સંતાનો યાવજ્જીવિત દુઃખી થાય છે અને લોકમાં નિંદાપાત્ર બને છે.

સતી સુજ્યેષ્ટા સહોદરવર્ગ ઉપર પ્રેમાળ હતી. પોતાની પ્રિય બ્હેન ચિલ્લણાનો વિયોગ તેણીને આ સંસારના વૈરાગ્યમાં કારણરૂપ થઇ પડયો હતો. ચિલ્લણા પણ તેવીજ પ્રેમાળ હતી.

તે પોતાની બ્હેન સુજયેષ્ટા વિના ક્ષણવાર પણ રહી શકતી ન હતી. શયન, આસન, ભોજન અને બીજી ક્રિયાઓમાં સુજયેષ્ટા અને ચિલ્લણા સાથેજ રહેતી અને સાથેજ પ્રવર્ત્તન કરતી હતી.

આ તરફ રાજા શ્રેણિક ચિલ્લણાને હરિને પોતાની રાજધાનીમાં આવ્યો. રાજા હજુ અજ્ઞાત હતો. તે ચિલ્લણાને સુજયેષ્ટા ધારતો હતો. જ્યારે પોતે એકાંતમાં આવી કહ્યું કે, "પ્રિય સુજયેષ્ટા, સર્વ વિઘ્ન દૂર થયા છે. તારૂં મુખ બતાવ્ય" તે સાંભળી ચિલ્લણા બોલી—"રાજા હું સુજયેષ્ટા નથી પણ તેણીની બ્હેન ચિલ્લણા છું. મારી બ્હેન સુજયેષ્ટા આભરણનો કરંડીઓ લેવા ગઈ હતી, તે આવી પોહોંચી નથી." રાજા શ્રેણિક સુજયેષ્ટા ન આવી તેને માટે જરા મનમાં ખેદ પામ્યો પણ તેણીની પ્રિય બ્હેન ચિલ્લણાને જોઈ તેને હર્ષ થયો. કારણકે, ચિલ્લણા રૂપ અને ગુણથી સુજયેષ્ટાથી ઉતરતી ન હતી. તે વખતે રાજા શ્રેણિકને ખબર મળ્યા કે, "સુલસાના પુત્રો જે તેના રથ સાથે આવ્યા હતા, તેઓ ચેટકરાજાના એક સુભટથી માર્યા ગયા છે." આ ખબર સાંભળતાંજ શ્રેણિકને ભારે ખેદ થયો હતો અને પોતાને માટે આત્મભોગ આપનારા સુલસાના બત્રીશ કુમારોનો પોતે એક ઋણી થયો હતો એમ જાણી હૃદયમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

કેટલાક દિવસ થયા પછી શ્રેણિકે ચિલ્લણાની સાથે પાણિગ્રહણ કર્યું હતું. મંત્રી અભયકુમારે બોધ આપી સુલસાને તેણીના પુત્રોનો શોક ઉતરાવ્યો હતો. સદ્‌ગુણી અને ચાતુર્યવતી ચિલ્લણાના સમાગમથી રાજા શ્રેણિકને ઘણો આનંદ આવતો હતો. તે બન્ને દંપતી હમેશાં, વિદ્યા, કળા અને ધર્મની ચર્ચા કરતા હતા. ચિલ્લણા પોતાની ચમત્કારી બુદ્ધિથી શ્રેણિકને ચકિત કરી દેતી હતી. તેઓ પરસ્પર સમસ્યાઓ પુછી સાહિત્ય વિદ્યાના પૂર્ણ આનંદને પ્રાપ્ત કરતા હતા.

રાજા શ્રેણિકે પોતાની ચતુર પત્ની ચિલ્લણાને માટે એક સ્તંભવાળું ઘર કરાવ્યું હતું. અભયકુમારે કોઈ દેવતાનું આરાધન કરી તેની પાસે તે એક સ્તંભવાળા ઘરની રચના કરાવી હતી. તે ઘરની પાસે એક સુંદર બગીચો રચાવ્યો હતો, જેની અંદર સર્વ ઋતુના પુષ્પો અને ફળો થતાં હતાં. સતી ચિલ્લણા તેમાં રહી એકાગ્રતાથી ધર્મનું આરાધન કરતી હતી. તેણી હમેશાં સમયપત્ર(ટાઇમટેબલ)પ્રમાણે ચાલતી અને વિવિધ પ્રકારેના નિયમો પાળતી હતી. ચિલ્લણાના કહેવાથી રાજા શ્રેણિકે પોતાની જૈન પ્રજાને માટે જ્ઞાન, દાન અને ધર્મની મોટી મોટી શાળાઓ સ્થાપી હતી. તે શિવાય સાધર્મીવાત્સલ્યનું મોટું ખાતું ઉઘાડી તેમાં સાધર્મી બંધુઓને અને સાધર્મી બ્હેનોને વિવિધ જાતના આશ્રયો આપવાની ઉત્તમ યોજના કરાવી હતી. ચિલ્લણા સતી દિવસના અમુક વખતમાં જ્ઞાન લેતી, અને દેતી હતી. અમુક વખતે તે નિરાશ્રિત પ્રાણીઓને દાન આપતી હતી. અમુક વખતે સામાયિક, પ્રતિક્રમણ વગેરે આવશ્યક ક્રિયાઓ કરતી અને અમુક વખતે જૈન સાહિત્યના વિષયનો પતિ સાથે અનુપમ આનંદ લેતી હતી.

આ પ્રમાણે સતી ચિલ્લણાનો ધાર્મિક સંસાર કેટલાક સમય સુધી ચાલ્યો હતો. રાજા શ્રેણિક જો કે મૂળથી ધર્મી હતો, તથાપિ સતી ચિલ્લણાના પ્રસંગથી તેની મનોવૃત્તિ વિશેષ ધર્મી બની હતી.

સતી ચિલ્લણાના સમયમાં આ ભરતક્ષેત્ર ઉપર વીર પ્રભુ વિચરતા હતા.

તે વીરપ્રભુએ પોતાની પર્ષદામાં સુલસાની જેમ ચિલ્લણાની પણ પ્રશંસા કરી હતી. ચિલ્લણાની ધાર્મિક વૃત્તિ અને દઢતાને માટે ધર્મવીર મહાવીરપ્રભુએ પોતાની જાતે તેણીના વખાણ કર્યા હતા. એજ ચિલ્લણાના સતી જીવનની સાર્થકતા હતી. મહાવીર જેવા

જગત્પતિ દેવાધિદેવ જેની સ્વમુખે પ્રશંસા કરે, એ કેવી ઉત્તમ વાર્તા! મહાસતી ચિલ્લણાના સદ્ગુણોએ વીર પ્રભુના પવિત્ર હૃદયને આકર્ષ્યું હતું. અને તેથીજ તેમના મુખમાંથી એ મહા સતીની પ્રશંસાના શબ્દો નીકળ્યા હતા.

એક વાર મધ્ય રાત્રિનો સમય હતો. રાજા શ્રેણિક અને ચિલ્લણા એક આવાસમાં સુતા હતા. સતી ચિલ્લણા ધાર્મિક ધ્યાન કરતાં કરતાં સુઇ ગઇ હતી. તેણીનો એક હાથ બાહીર રહી જવાથી ટાઢથી ઘણો ઠરિ ગયો આથી તે બોલી કે, "તેને કેમ હશે?" આ અસંબદ્ધ વાક્ય તેની પાસે જાગ્રત અવસ્થામાં રહેલા શ્રેણિક-રાજાએ સાંભળ્યું. તે સાંભળતાંજ શ્રેણિકના હૃદયમાં શંકા ઉત્પન્ન થઇ આવી.

કર્મની ગતિ વિચિત્ર છે, વિદ્વાન્ અને વિચક્ષણ પુરૂષો પણ કર્મની જાળમાં ગુંચાઈ જાય છે અને મૂઢમતિ બની પોતાનું ભાન ભુલી જાય છે. શ્રેણિક વિદ્વાન્ ચતુર અને સાવધાન રાજા હતો, તથાપિ તે કર્મની વિકરાળ જાળમાં ફસાઈ ગયો અને તેના હૃદયમાં સતી ચિલ્લણાને માટે વિપરીત શંકા ઉત્પન્ન થઈ. તેણે વિચાર્યું કે, "આ ચિલ્લણા શું બોલે છે? તેને કેમ હશે?" એ શબ્દનો અર્થ શંકા ભરેલો છે. શું કોઈ તેનો ઉપપતિ હશે? શું તે તેણીના વિરહથી પીડિત હશે? શું તેને માટે આ ચિલ્લણા ચિંતા કરતી હશે? ગમે તેમ હોય, પણ આ બાબત શંકા ભરેલી છે. જ્યાંસુધી તે વાતનો નિર્ણય ન થાય ત્યાંસુધી મારે ચિલ્લ-ણાને શુદ્ધ સતી માનવી ન જોઇએ." આવું ચિંતવતાં શ્રેણિકના હૃદયમાં રોષ ઉત્પન્ન થઇ આવ્યો. અને અંતઃપુર બાલવા અભયને કહ્યું. ત્યાર પછી પ્રાતઃકાળ થયો એટલે વનપાળે આવી અચા-નક ખબર આપ્યા કે, "બાહેરના ઉદ્યાનમાં શ્રી વીરપ્રભુ સમવસર્યા છે." આ ખબર જાણતાંજ શંકિત શ્રેણિકરાજા બેઠો થ-

ચો અને તૈયાર થઇ વીરપ્રભુના સમવસરણમાં આવ્યો. પ્રભુની દેશના વાણી સમાપ્ત થયા પછી શ્રેણિકે અંજળિ જોડી પ્રશ્ન કર્યો—"ભગવન્, મારી પ્રિયા ચિલ્લણા સતી છે કે અસતી?" શ્રેણિકના મુખથી આવું પ્રશ્ન સાંભળી ભગવંત બોલ્યા—"રાજા, તારી સ્ત્રી ચિલ્લણા પરમ પવિત્ર સતી છે. ચેટક રાજાની સાતે પુત્રીઓ સતી છે." રાજા, તને જે શંકા આવી છે તે મારા જાણવામાં આવી છે, તે સાંભળ. ગઇ કાલે તમોએ કાયોત્સર્ગે રહેલા સાધુઓને વાંદ્યા હતા, તે વખતે તેમની પાસે ઉત્તરીય વસ્ત્ર પણ ન હતું. અને ટાઢને સમય હતો. આ દેખાવ સતી ચિલ્લણાને સ્મરણમાં આવવાથી તેણીએ એમ કહ્યું કે, "આવી ટાઢ પડે છે તો એ મહાનુભાવ સાધુનું શું થતું હશે." એ વિચાર લાવીનેજ તેણીએ "તેને કેમ હશે?" આ વાક્ય ઉચાર્યું હતું. હે રાજા, એ વિચારે તારી સ્ત્રીનું કૃપાળુપણું દર્શાવ્યું છે, તેણીને કોઈ જાતનો મનોવિકાર થયો ન હતો. "પ્રભુના આવાં વચન સાંભળી શ્રેણિક હર્ષ પામ્યો અને તેણે પોતે કરેલા કુતર્કને માટે પશ્ચાત્તાપ કર્યો. તેણે અહીં અભયકુમારે જુના અંતેઉરનો મહેલ બાલી નાંખી ભગવાન પાસે આવતાં સામો શ્રેણિક રાજા મળ્યો તેને મારા કહેવા મુજબ અભયકુમારે અંતેઉર બાલી નાખ્યુ. આમ જણાયું ત્યારે શ્રેણિકે કહ્યું. અરે જા રે, જા, તારૂં મુખ ન બતાવ. આમ કહેવાથી પોતે દીક્ષા લેવા પહેલા ઉજમાળ હતો. પણ શ્રેણિકની આંજ્ઞા ન હોવાથી. લીધી નહોતી. હવે પોતે તત્કાળ જઇ ભગવાન પાસે દીક્ષા લીધી. અહીં શ્રેણિકરાજા એ તપાસ કરતાં જુનું અંતેઉરનો મહેલ બળે જોયો. પણ પોતાની સ્ત્રી ચિલ્લણાને જોઇ તે ખુશી થયો. તથાપિ અભયકુમારને રજા આપવાથી તે મનમાં ઘણો પસ્તાણો. પછી ચિલ્લણાને વિષે તેની પ્રેમમય ભાવના વૃદ્ધિ પામવા લાગી. સતી ચિલ્લણા હમેશાં પોતાના નિયમ પ્રમાણે વર્તતી અને પોતાના પૂજ્ય પતિ તરફ પવિત્ર ભક્તિ રાખી ત્રિકરણ શુદ્ધિથી તેની સેવા કરતી હતી. એ ચરચે મગધપતિ

શ્રેણિકરાજા અને સતી ચિલ્લણાનો સંસાર સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ ગણાતો હતો. રાજા શ્રેણિકને બીજી ઘણી સ્ત્રીઓ હતી, પણ તે સર્વની તરફ ચિલ્લણા સમાન ભાવથી વર્તતી હતી. તેણી તેમને પોતાની મોટી બ્હેનો ગણી માન આપતી અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તતી હતી. રાજા શ્રેણિક ચિલ્લણા તરફ વધારે પ્રેમાળ હતો, અને ચિલ્લણાના કહેવા પ્રમાણે કરતો હતો, તથાપિ ઉદાર હૃદયની ચિલ્લણા રાજા શ્રેણિકનું હૃદય સર્વની ઉપર સમાન ભાવે રખાવતી હતી અને તેમની ઇચ્છાઓ પૂર્ણ કરાવા પતિને પ્રાર્થના કરતી હતી.

તે પતિની સર્વ પ્રકારની અનુકૂલતા સાચવતી હતી. તે સાથે તેણીના આસ્તિક હૃદયમાં આર્હત ધર્મની ઉત્તમ ભાવના વૃદ્ધિ પામતી હતી. છેવટે તેણીને આ અસાર સંસાર તરફ વૈરાગ્ય થતાં ચારિત્ર લેવાનો નિશ્ચય થયો હતો અને તેમાં પ્રવૃત્ત થવાને તે સજ્જ પણ થઇ હતી.

ચિલ્લણા સતી સાત ક્ષેત્રોમાં દ્રવ્યનો વ્યય કરી પોતાના સંસારી જીવનને સાર્થક કરી શ્રીવીરપ્રભુની પાસે દીક્ષા લેવા ગઈ હતી, ધર્મવીર મહાવીર પ્રભુએ તેણીની સર્વ પ્રકારની ઉત્તમ વૃત્તિ જોઇ તેને દીક્ષા આપી હતી. ચારિત્ર અવસ્થામાં તેણીએ સાધ્વી ધર્મનો સારો અભ્યાસ કર્યો હતો અને તેનો શ્રાવિકાવર્ગમાં સદુપયોગ કરી પોતાના સાધ્વીજીવનને પણ કૃતાર્થ કર્યું હતું. તેની બ્હેન સુજ્યેષ્ટા કે જેણીએ પ્રથમ સાધ્વીવ્રત લીધું હતું, તેને ચિલ્લણાની સાથે સમાગમ થયો હતો. અને તે વખતે બન્ને સંસારી બ્હેનોએ બદ્ધ પરિકર થઇ સાધ્વીધર્મ સાચવીને અનેક શ્રાવિકાઓને સારો બોધ આપ્યો હતો. તેઓ વિહાર કરી જે સ્થળે જતી તે સ્થળે સ્ત્રીકેળવણીની ભારે પ્રશંસા કરતી અને તે સંપાદન કરવાને બાળ, પ્રૌઢ અને વૃદ્ધ શ્રાવિકાઓને ઉત્તમ ઉપદેશ આપતી હતી.

પવિત્ર સાધ્વીઓને આ વાત લક્ષમાં રાખવાની છે. તીર્થરૂપ સંઘની ચતુર્થ ભાગરૂપ શ્રાવિકાઓની સર્વ પ્રકારની સુધારણા કરવી અને પોતાના સાધ્વી ધર્મનું યથાર્થ પાલન કરવું, એ સર્વ ચારિત્ર ધારિણી સાધ્વીઓનું મુખ્ય કર્ત્તવ્ય છે. એ કર્ત્તવ્યને ઉદ્દેશીને તેમનો સર્વ ક્ષેત્રોમાં વિહાર કરવાની ભગવંતે આજ્ઞા આપી છે. પ્રવૃત્તિ માર્ગમાંથી મુક્ત થઇ નિવૃત્તિ માર્ગમાં રહેનાર સાધુ અને સાધ્વીએ ઉત્તમ ઉપદેશ આપી અનેક જીવોનો ઉદ્ધાર કરવાને ભગવંતે પોતાના સૂત્ર ગ્રંથોમાં સૂચવેલું છે.

સતી ચિલ્લણા ભગવંતની એ આજ્ઞાને અનુસરી હતી અને તેણીએ અનેક ભવ્ય જીવોનો ઉપકાર કર્યો હતો. છેવટે ચારિત્ર ધર્મ પાળી સતી ચિલ્લણા પોતાની બ્હેન સુજ્યેષ્ટાની સાથે મોક્ષે ગઇ હતી.

વાંચનારી બ્હેનો, તમારે આ સતી ચિલ્લણાનું જીવન ચરિત્ર ક્ષણે ક્ષણે મનન કરવા યોગ્ય છે. ચિલ્લણાએ પોતાની સહોદર બ્હેન સુજ્યેષ્ટા ઉપર જે સહોદર વાત્સલ્ય રાખ્યું હતું, તેવું દરેક શ્રાવિકાએ રાખવું જોઇએ. એક માતાના ઉદરમાંથી જન્મેલા સહોદર ભાંડરૂઓના શુદ્ધ પ્રેમના પાઠનું શિક્ષણ સતી ચિલ્લણા અને સુજ્યેષ્ટાના ચરિત્ર ઉપરથી પૂરેપૂરૂં મળે છે. તે શિવાય, પરોપકાર વૃત્તિ, સાધર્મિવાત્સલ્ય અને શમતાભાવ વગેરે મહા ગુણો કે જે સર્વને અનુકરણ કરવા યોગ્ય છે, તે આ મહા સતીના ચરિત્રની અંદર ઝળકાઈ રહેલા છે. ધન્ય છે એ મહા સતીના જીવનને.





# બ્રાહ્મી.





આ મહા સતી આદિનાથ પ્રભુ શ્રી ઋષભદેવની પુત્રી થાય છે. તેનો જન્મ અયોધ્યા નગરીમાં થયો હતો. તેની માતાનું નામ **સુમંગલા** હતું. **સુમંગલાએ** ધાર્મિક અને સાંસારિક જ્ઞાન મેળવ્યું હતું. ઋષભદેવ જ્યારે અયોધ્યાના રાજા હતા અને છદ્મસ્થાવસ્થામાં રહેલા હતા, ત્યારે તેમને સુમંગલા અને સુનંદા નામે બે રાણીઓ હતી. સુમંગલાને **બ્રાહ્મી** નામે પુત્રી અને **ભરત** નામે પુત્ર થયો હતો અને સુનંદાને **સુંદરી** નામે પુત્રી અને **બાહુબલિ** નામે પુત્ર થયો હતો. અયોધ્યાપતિ ઋષભરાજાએ પોતાના સંતાનોને સારી કેળવણી આપી હતી. તેથી બ્રાહ્મીએ પણ સારૂં જ્ઞાન મેળવ્યું હતું. બ્રાહ્મી પોતાની બ્હેન સુંદરીની સાથે રહી અભ્યાસ કરતી હતી. તેની બુદ્ધિ ઘણીજ ચાલાક હતી. ઉપકારી પ્રભુએ બ્રાહ્મીને અઢાર લિપીઓ શીખવી હતી. અને તેથી તે લિપી વિદ્યામાં ઘણીજ પ્રવીણ ગણાતી હતી. તે સાથે બ્રાહ્મી ચિત્રકળાને સારી રીતે જાણતી હતી.

બ્રાહ્મી પોતાના ભાઇ ભરતની ઉપર સારો પ્રેમ રાખતી અને તેની સાથે રહી ધાર્મિક અને સાંસારિક જ્ઞાનમાં વધારો કરતી હતી. ઋષભદેવ પોતાના સંતાનોને સારૂં શિક્ષણ આપવાને ઘણા ઉત્સાહી

હતા. અને તેમાં પોતે ઘણો સારો ભાગ લેતા હતા. તેઓએ ભરતને શિલ્પકળામાં ઘણો પ્રવીણ બનાવ્યો હતો.

બ્રાહ્મી જ્યારે યોગ્ય વયની થઈ ત્યારે પ્રભુને તેની માતા સુમંગલાએ પુછયું હતું કે, “ સ્વામી, બ્રાહ્મી કુમારી યોગ્ય વયની થઇ છે, માટે તેના પતિને માટે શોધ કરો.” તે વખતે પ્રભુએ જ્ઞાનથી અવલોકન કરી કહ્યું હતું કે, “ પ્રિયા, બ્રાહ્મી યાવજ્જીવિત બ્રહ્મચારિણી રહેનારી છે. તેણીનું જીવન કુમારી અવસ્થામાંજ નિર્ગમન થવાનું છે, તેથી તે વિચાર કરશો નહીં. વળી બ્રાહ્મી ચારિત્રવતી થઇ ઘણી શ્રાવિકાઓનો ઉદ્ધાર કરશે, અને તે જૈન સતી મંડળમાં ઉત્તમ રીતે ગણાશે, માટે તેણીને વિવાહનો યોગ થશેજ નહીં.” પતિના આવાં વચન સાંભળી સુમંગલા પ્રસન્ન થઈ હતી અને પોતાની પુત્રી એક ચારિત્રવતી સાધ્વી થઇ જૈન બાળાઓનો ઉદ્ધાર કરનારી થશે. એ વાર્ત્તાએ તેણીના હૃદયને આનંદમય કરી દીધું હતું.

ભરત અને બ્રાહ્મીના જન્મ પછી તેની માતા સુમંગલાને બીજા અઠ્ઠાણું પુત્રો થયા હતા. તેઓ બધા ઘણા બળવાન્ અને ધર્મનિષ્ઠ થયા હતા. તે બધા સંતાનોમાં બ્રાહ્મી અને ભરત તથા સુંદરી અને બાહુબલિ—એ ચાર સંતાનો મુખ્ય ગણાતા હતા, તેઓમાં ભરત સર્વથી શ્રેષ્ઠ હતા. કારણકે, તેના જન્મ વખતે તેની માતાએ ચૌદ સ્વપ્ન જોયેલા હતા. જે સ્વપ્નના પ્રભાવથી આ ભરતખંડ ઉપર ભરત પેહેલા ચક્રવર્ત્તી થયેલાં છે.

ઋષભદેવ રાજાનો જ્યારે અયોધ્યાના રાજ્ય ઉપર રાજ્યાભિષેક થયો ત્યારે આ ભારતી પ્રજા લોક વ્યવહારના જ્ઞાનથી તદ્દન રહિત હતી. તેઓમાં વ્યવહાર જ્ઞાન ન હોવાથી જગત્ તંત્રની યોજના તદ્દન અયોગ્ય દેખાતી હતી. વ્યવહારની અજ્ઞતાને લઇને ભારતી પ્રજાને ભારે મુશ્કેલીઓ આવી પડતી હતી. આ બધું

ધ્યાનમાં લઇ મહોપકારી ઋષભ ભગવંત લોકોના સર્વ વ્યવહાર પ્રકાશિત કર્યા હતા. તેમાં ભરતને શીખવેલી શિલ્પકળાનો, બ્રાહ્મીની અઢાર લિપીઓનો અને સુંદરીની ગણિત વિદ્યાનો ઉત્તમ ઉપયોગ કરવામાં આવ્યો હતો.

પ્રભુએ લોકોને જુદા જુદા વ્યવહારનું શિક્ષણ આપ્યા પછી બાહુબલિ વગેરે બીજા પુત્રોને જુદા જુદા દેશો વહેંચી આપ્યા હતા. તે પછી વાર્ષિક દાન આપી પ્રભુએ દીક્ષા લીધી હતી. અનુક્રમે કર્મનો ક્ષય થતાં વડના વૃક્ષ નીચે રહેલા પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું.

ચક્રવર્ત્તી ભરત રાજાને પાંચસો પુત્રો થયા હતા. અને તે પુત્રોને પણ સાતસો પુત્રો થયા હતા. જેથી આ જગત્માં આદિ પ્રભુનો મોટો પરિવાર ગણાતો હતો.

સતી બ્રાહ્મીની મનોવૃત્તિ સંસારના માર્ગથી વિમુખ રહેતી અને તે હમેશાં સઝાય ધ્યાન કરીનેજ પોતાના સમયનું નિર્ગમન કરતી હતી. તેણીને નવા નવા ગ્રંથો વાંચવાનો અને સુંદર લિપીઓથી લખવાનો વધારે શોખ હતો. બ્રાહ્મીના હસ્તાક્ષર ઘણાંજ સુંદર હતા. તેણીના દિવ્ય અક્ષરોની શ્રેણી જોઈ અનેક વિદ્વાનો મોહિત થતા હતા. વ્યવહાર કળામાં પ્રથમ પ્રવેશ થયેલી આર્ય પ્રજા બ્રાહ્મીની પાસે લિપીનું જ્ઞાન સંપાદન કરવાને આવતી અને બ્રાહ્મી પણ તેમને તે દર્શાવી પોતાની લિપી કળાની કૃતાર્થતા માનતી હતી.

એક વખતે શ્રી ઋષભ ભગવાન્ અયોધ્યાની બાહેર ઉદ્યાનમાં સમોસર્યા હતા. તે ખબર જાણી ભરત, તેના પાંચસો પુત્રો, સાતસો પૌત્રો, બાહુબલિ, બ્રાહ્મી અને સુંદરી વગેરે સર્વ પરિવાર પ્રભુને વાંદવા આવ્યો હતો. સર્વ પર્ષદા ભરાઇ રહ્યા પછી પ્રભુએ નીચે પ્રમાણે ઉત્તમ દેશના આપી હતી.

"આ સંસાર એક ખારો સમુદ્ર છે. તેને વિષે ઉત્પન્ન થતાં

તે મને યોગ્ય લાગતું નથી. જો કે તમે હુમેશાં ભાવચારિત્રથી અલંકૃત છો અને તમે સાધર્મીઓનો ઉદ્ધાર કરવાનું મહાવ્રત લીધેલું છે, તથાપિ જો તમે દ્રવ્યચારિત્ર લેવાને ઇચ્છતા હો તો હું તમને અંતરાય કરવા ઇચ્છતો નથી. તમે તમારૂં આત્મસાધન સુખેથી કરો. અને જે આજ્ઞા હોય તે મને જણાવો.”

બંધુના આવાં વચન સાંભળી બ્રાહ્મીએ કહ્યું—ભાઇ ભરત, તમે મને ચારિત્ર લેવાની આજ્ઞા આપી તેને માટે હું તમારો ઉપકાર માનું છું. બંધુ, મારે હવે કોઇ જાતની ઇચ્છા નથી. કોઈ જાતની વાસના નથી. આ અસાર સંસારમાં કોઇ વસ્તુ પૂર્ણ રીતે આનંદ આપે તેવી મારા જોવામાં આવતી નથી. મેં ખરેખરૂં તત્વ ધર્મમાંજ જોયું છે. માનવ જીવનનો આનંદ ધર્મથીજ સંપાદન થઇ શકે તેમ છે. તે ધર્મમાં પણ જે યતિધર્મ છે, તેમાં મારૂં મન વિશ્રાંત થયું છે. કારણકે, એ ધર્મ વિરતિપ્રધાન હોવાથી મારા હૃદયને વિશેષ શાંતિ આપનારો છે, એમ મને નિશ્ચય થયો છે. પ્રિય બંધુ, મારે તમને એકજ વિનંતિ કરવાની છે કે, “ તમે ભરતખંડના મહારાજા થયેલા છો. ભારતના ચારે ખુણામાં તમારૂં શાસન પ્રવર્ત્તે છે, તેથી તમે ભારતની જૈન પ્રજાનો ઉદ્ધાર કરજો. દેશે દેશમાં જ્ઞાન, દાન, અને ધર્મની શાળાઓ સ્થાપન કરજો. તેમાં ખાસ કરીને શ્રાવિકાઓની સુધારણા અવશ્ય કરજો. કારણકે, શ્રાવિકા એ ચતુર્વિધ સંઘની માતા છે, સાધુ, અને શ્રાવકનું મૂળ ક્ષેત્ર શ્રાવિકા છે. તીર્થંકરો અને ચક્રવર્ત્તીઓ પણ એ માતાઓનાજ પુત્રો છે. ભારતમાં જે જે નર રત્નો પ્રગટ થશે, તે રત્નોની ખાણ શ્રાવિકાઓ છે, તેવી શ્રાવિકાઓને સદ્બોધ મળે તેવી યોજનાઓ કરજો. અને તેમાં પૂર્ણ પ્રેમથી મદદ કરજો.”

બ્રાહ્મીના આ વચન સાંભળી ભરત ખુશી થઇ ગયો અને તેણે પોતાની બ્હેનની ધારણા પ્રમાણે વર્ત્તવાનું વચન આપ્યું.

બંધુના વચનથી વિશેષ આનંદ પામેલી બ્રાહ્મીએ પોતાના પિતા પાસે દીક્ષા લીધી હતી. તેણીએ યથાર્થ સાધ્વીધર્મ પાળી પોતાના ચારિત્રને સારી રીતે દીપાવ્યું હતું. બ્રાહ્મીએ અનેક સ્થળોમાં વિહાર કરી જૈન બાળાઓને સારો બોધ આપ્યો હતો. તેણીએ આદિ પ્રભુએ શીખવાવેલી વ્યવહારની કળામાં સ્ત્રીઓને પ્રવીણ કરી હતી. અને તેમને ગૃહ-નીતિ અને પતિભક્તિના ધર્મો બતાવ્યા હતા.

સતી બ્રાહ્મી આ પ્રમાણે પોતાનું જીવન પૂર્ણ કરી છેવટે અષ્ટાપદ પર્વત ઉપર ગઈ હતી. ત્યાં ઉગ્ર તપસ્યાથી ઘાતીકર્મનો ક્ષય કરી તે મહાનુભાવા મોક્ષપદને પ્રાપ્ત થઈ હતી.

સતી બ્રાહ્મી, તને અને તારી પવિત્ર લાગણીને શાબાશ છે! મહાનુભાવા, તેં તારો ધર્મ બજાવી છેવટ આ સંસારની માયા ત્યજી દેહનું કલ્યાણ કર્યું! નાભિ કુલકરમાં તારા જેવી પવિત્ર સતી થાય, તેમાં આશ્ચર્ય નથી. ભગવંતના કુળમાં જન્મ લઈ જીવનને સાર્થક કરનારી અને સાધર્મી ભગિનીઓના ઉદ્ધાર માટે આત્મભોગ આપનારી તારા જેવી ઉત્તમ યોગિનીને સહુસ્રવાર ધન્ય છે. મહાસતી, તારૂં પવિત્ર નામ યાવચ્ચંદ્રદિવાકર આ ભરતક્ષેત્રમાં ગવાશે.



બંધુના વચનથી વિશેષ આનંદ પામેલી બ્રાહ્મીએ પોતાના પિતા પાસે દીક્ષા લીધી હતી. તેણીએ યથાર્થ સાધ્વીધર્મ પાળી પોતાના ચારિત્રને સારી રીતે દીપાવ્યું હતું. બ્રાહ્મીએ અનેક સ્થળોમાં વિહાર કરી જૈન બાળાઓને સારો બોધ આપ્યો હતો. તેણીએ આદિ પ્રભુએ શીખડાવેલી વ્યવહારની કળામાં સ્ત્રીઓને પ્રવીણ કરી હતી. અને તેમને ગૃહ-નીતિ અને પતિભક્તિના ધર્મો બતાવ્યા હતા.

સતી બ્રાહ્મી આ પ્રમાણે પોતાનું જીવન પૂર્ણ કરી છેવટે અષ્ટાપદ પર્વત ઉપર ગઈ હતી. ત્યાં ઉગ્ર તપસ્યાથી ઘાતીકર્મનો ક્ષય કરી તે મહાનુભાવા મોક્ષપદને પ્રાપ્ત થઈ હતી.

સતી બ્રાહ્મી, તને અને તારી પવિત્ર લાગણીને સાબાશ છે! મહાનુભાવા, તેં તારો ધર્મ બજાવી છેવટ આ સંસારની માયા સાથે દેહનું કલ્યાણ કર્યું! નાભિ કુલકરમાં તારા જેવી પવિત્ર સતી થાય, તેમાં આશ્ચર્ય નથી. ભગવંતના કુળમાં જન્મ લઈ જીવનને સાર્થક કરનારી અને સાધર્મી ભગિનીઓના ઉદ્ધાર માટે આત્મભોગ આપનારી તારા જેવી ઉત્તમ યોગિનીને સહસ્રવાર ધન્ય છે. મહાસતી, તારૂં પવિત્ર નામ યાવચ્ચંદ્રદિવાકર આ ભારતક્ષેત્રમાં ગવાશે.





# સુંદરી.





આ મહાસતી શ્રી ઋષભદેવ ભગવંતની પુત્રી હતી. તે ભરતની સાવકી બ્હેન અને બાહુબળીની સગી બ્હેન થતી હતી. સુંદરીની બુદ્ધિની ચાલાકી જોઈ ઋષભદેવે તેને ગણિતવિદ્યા શીખવી હતી. સુંદરી એ વિદ્યામાં ઘણીજ પ્રવીણ થઇ હતી. તેની ગણિત વિદ્યાની ચાતુરી જોઈ મોટા મોટા વિદ્વાનો પણ ચકિત થઇ જતા હતા. સુંદરીએ ગણિતવિદ્યાનો સારો પ્રચાર કર્યો હતો. અને વ્યવહારની નવીન કળાની જાણીતી થયેલી ભારત પ્રજાને તેણીએ ગણિતવિદ્યાનો મહાન્ લાભ આપ્યો હતો.

સુંદરી જેવી બુદ્ધિમતી હતી, તેવીજ સુશીલ, અને પરોપપકારી હતી. તેણીનું સૌંદર્ય અનુપમ હતું. જ્યારે ઋષભદેવ પ્રભુ અયોધ્યામાં સમોસર્યા હતા અને તેમણે ધર્મની ઉત્તમ દેશના આપી હતી, ત્યારે ભરતના પ્રાંચસો પુત્રો, અને સાતસો પૌત્રો કે જેઓએ પ્રભુની દેશનાથી વૈરાગ્ય પામી દીક્ષા લીધી હતી, તે વખતે સદ્ગુણી સુંદરી પણ દીક્ષા લેવાને તૈયાર થઇ હતી. તે વખતે દીર્ઘ વિચાર કરનારા ભરતે તેણીને દીક્ષા લેતા અટકાવી હતી. ભરતની આજ્ઞા માન્ય કરી સુંદરીએ તે વખતે ચારિત્ર લીધું નહતું, તથાપિ તે મહાનુભાવા એક નિષ્ઠાથી ધર્મારાધન ક

રતી હતી. જ્યારે સુંદરી દીક્ષિત ન થઇ ત્યારે તેણીના હૃદયમાં ઘણોજ પરિતાપ થયો હતો. તે વારંવાર ચારિત્ર ગુણનુંજ સ્મરણ કરતી અને તેનીજ ભાવનાં ભાવતી હતી. સુંદરી દ્રવ્યચારિત્રને પ્રાપ્ત થઈ નહતી તથાપિ તે ભાવચારિત્ર ગ્રહણ કરી પોતાના બંધુ ભરત ચક્રીના રાજમેહેલમાં રહી હતી. તેણીએ પોતાના હૃદયમાં નિયમ કર્યો હતો કે, " જ્યાંસુધી મને દ્રવ્ય ચારિત્ર પ્રાપ્ત ન થાય, ત્યાંસુધી મારે આંબિલ તપસ્યા કરવી." આ નિયમને એ રાજપુત્રી દૃઢતાથી અવલંબન કરીને રહી હતી. વડિલજનનો વિનય રાખનારી સુંદરીને ભરતે પોતાને ચારિત્ર લેતા અટકાવી ત્યારે તેણીએ ચારિત્ર લેવાનો આગ્રહ કર્યો નહતો, તેણી શાંત થઈને રહી હતી.

સતી સુંદરીને વિદ્યા ઉપર ઘણી પ્રીતિ હતી, તે હમેશાં નિયમસર પોતાનો અભ્યાસ કરતી અને અભ્યાસમાંજ પરમ આનંદ માનતી હતી. તે સતી ઘણીવાર ધર્મિ શ્રાવિકાઓને એકઠી કરતી અને તેમની વચ્ચે "વિદ્યાભ્યાસ વિષે" ભાષણ આપતી હતી. તેણીની બોલવાની છટા સારી હતી. કોઈપણ માણસ જો સુંદરીના મુખની વાણી એકવાર સાંભળે તો તે તેણીની તરફ આકર્ષાયા વગર રહેતો ન હતો.

ભરત ચક્રવર્તી જ્યારે છ ખંડ પૃથ્વી સાધીને પાછો આવ્યો ત્યારે તે પોતાની સાથે નમિ વિનમિની બ્હેનને સ્ત્રીરત્ન કરીને લાવ્યો હતો. ઘરમાં આવ્યા પછી ભરત પોતાની બ્હેન સુંદરીને મળવા ગયો ત્યાં તેણે સુંદરીનું શરીર ઘણુંજ દુબળું જોયું. હિમ પડવાથી જેમ કમલિની કરમાઇ જાય તેમ આંબીલ તપથી કરમાઈ ગયેલી સુંદરીને જોતાંજ ભરતના હૃદયમાં ભારે પરિતાપ થઈ આવ્યો. ભરતે સુંદરીને કહ્યું, બ્હેન, આ શું થયું? તારૂં લાવણ્ય ક્યાં ચાલ્યું ગયું? મારા વૈભવવાળા ઘરમાં શું કાંઇ ન્યૂનતા છે.? આ

પ્રમાણે કહી ભરતે પોતાના સેવકોને બોલાવ્યા—અરે સેવકો, શું તમે આ સુંદરીને કાંઇ દુઃખ આપો છો? અથવા શું મારા દરબારમાં ધાન્ય નથી? અથવા પૃથ્વીમાંથી બી ચોરાઇ ગયા છે? આ શું થયું અરે રસોઇઆઓ ક્યાં છે? તેઓ શું સારી રસોઇ કરતા નથી? અથવા શું તેઓ વૃથા પગાર ખાય છે? અથવા કાચી પાકી રસોઇ કરી આપી સુંદરીના શરીરને રોગી બનાવ્યું છે.? અથવા શું એને ઇચ્છા પ્રમાણે ભોજન મળતું નથી. અથવા શું મારા ઘરમાં મેવા મીઠાઈ કે બીજી સ્વાદિષ્ટ વસ્તુઓ નથી? અરે સેવકો, જે વાત યથાર્થ હોય તે મારી આગળ કહો. આમાં કોનો અપરાધ છે? તે મને જણાવવો જોઇએ.

ભરતના આવાં વચન સાંભળી રસોઈઆ બોલ્યા—"સ્વામી, તમારૂં ઘર કલ્પવૃક્ષ સમાન છે. તેમાં કોઈ જાતની ન્યૂનતા નથી. પણ જ્યારથી તમેં એમને વ્રત લેતાં અટકાવ્યા છે, ત્યારથી એ મહાનુભાવાએ સાધ્વીની પેઠે આંબીલની તપશ્ચર્યા કરવા માંડી છે. અમોએ તેમને વિગય ભોજન લેવાનું બહુ બહુ કહ્યું, પણ દૃઢવ્રતધારિણી સુંદરીએ લીધું નથી. તેમને એ તપ કરતાં આજે સાઠ હજાર વર્ષ થયા છે. રસોઇઆના આવાં વચન સાંભળી ભરતના હૃદયમાં ભારે ખેદ ઉત્પન્ન થઇ આવ્યો. પછી ભરત પશ્ચાત્તાપ કરતા બોલ્યા—અરે ! ! આપણને ધિક્કાર છે. આપણે વિષયના નીસામાં ઉન્મત્ત થઇ ગયા છીએ. વિષયાસક્ત થઇ આપણે જરાપણ હિતાહિત જાણતા નથી. અને રાજ્યની ક્ષણ ભંગુર સંપત્તિમાં મોહિત થઈ ગયા છીએ. આ માનવ શરીર કે જેનો ઉપયોગ સારે રસ્તે અને નઠારે રસ્તે થઈ શકે છે. ઉત્તમ પ્રાણીઓ આજ શરીરવડે મોક્ષ લક્ષ્મી પ્રાપ્ત કરે છે અને ભોગલુબ્ધ પ્રાણીઓ આજ શરીરવડે નરકાવાસમાં પડે છે. આધિ, વ્યાધિ, મળ, મૂત્ર, અને પસીનાથી યુક્ત એવા આ

શરીરમાંથી સુગંધની આશા રાખવી તે પલાંડુના કટકામાંથી સુગંધની આશા રાખવા જેવું છે. અરે વિષયી ભરત! તેં આ શું કર્યું? તારી ધર્મી અને પવિત્ર બ્હેન સુંદરીને ચારિત્ર લેવામાં નેં શામાટે અંતરાય કર્યો? તે સતીને સહસ્રવાર ધન્ય છે. જેણીનું ચિત્ત આટલા લાંબા વખત સુધી તપશ્ચર્યામાં તત્પર રહ્યું. હવે એ સાધ્વી ભલે સંયમને ગ્રહણ કરે. આ પ્રમાણે કહી ભરતે સુંદરીને કહ્યું, "પ્રિય બેન, તમને અંતરાય કરનાર આ બંધુનો અપરાધ તમે ક્ષમા કરજો. હવે જો તમારી ઇચ્છા હોયતો ખુશીથી સંયમ ગ્રહણ કરો અને આપણા તીર્થંકર કુળને દીપાવો." ચક્રવર્ત્તી આ પ્રમાણે કહેતા હતા, ત્યાં વનપાળે આવી ખબર આપ્યા કે, "શ્રી ઋષભ દેવ પ્રભુ અયોધ્યા નગરીની બાહેર સમવસર્યા છે." આ સમાચારરૂપ પૂર્ણચંદ્રથી ભરત અને સુંદરીના હૃદયનો હર્ષરૂપ સમુદ્ર ઉછળવા લાગ્યો. બંને ભ્રાતા અને ભગિની પરિવારસહિત પ્રભુને વંદના કરવા ગયા. આદિનાથના મુખથી ઉપદેશ વાણી સાંભળી પ્રસન્ન થયેલા ચક્રવર્ત્તીએ અંજલિ જોડી કહ્યું—

"ભગવન્, મેં આ સુંદરીને ચારિત્ર લેતાં અટકાવી અંતરાય કર્યો; તેથી મને મહાપાપ લાગેલું છે; કારણકે, મેં બહુ આરંભ કરાવેલો છે." આ પ્રમાણે કહી તેણે પુનઃ સુંદરીની ક્ષમા માગી, એટલે સુંદરી વિનયથી બોલી—બંધુ, પરિતાપ કરો નહીં. મારો આટલો કાળ દીક્ષા લીધા વિના ગયો, તે મારા કર્મનો વિલાસ છે. પછી સતી સુંદરીએ ભરતની આજ્ઞા લઇ પોતાના પૂર્વ પિતા ઋષભદેવ પ્રભુની પાસે દીક્ષા લીધી હતી. સુંદરીએ ચારિત્ર લઇ પૂર્વના કરતાં વિશેષ તપસ્યા કરી પોતાના શુદ્ધ ચારિત્રને ચળકાવ્યું હતું. સતી સુંદરીએ પોતાના ચારિત્રના જીવનમાં સારા સુકૃતો કર્યા હતા. શેહેરે શેહેર અને ગામો ગામ વિહાર

કરી ઘણી શ્રાવિકાઓને તેણીએ સારો બોધ આપ્યો હતો. શ્રાવક-પ્રજાની માતાઓને વિદ્યાદાન અપાવી તેણીએ શ્રાવકસંસારની ઉત્તમ સુધારણા કરી હતી. આથી જગતમાં સુંદરીનું ચરિત્ર સર્વ રીતે પ્રશંસાપાત્ર બન્યું હતું. એ મહાસતીનું ઉજ્વળ યશ આદિનાથ પ્રભુના પવિત્ર ચરિત્રની સાથે આ વિશ્વમાં ઉંચે સ્વરે ગવાયું હતું. ભારતવર્ષની આર્ય જૈન પ્રજા ઉંચે સ્વરે કહેતી કે, "ધર્મચક્રીની પવિત્ર પુત્રી અને ચક્રવર્તીની સુંદર ભગિની સુંદરી વિશ્વની સમગ્ર જૈન સુંદરીઓને દૃષ્ટાંતરૂપ છે. સતી સુંદરી દાનથી, શીળથી, તપથી અને ભાવથી ખરેખરી સુંદરી છે."

ધન્ય છે, એ ભગવત્પુત્રી, સર્વસતીશિરોમણિ, મહાસતી સુંદરીને.





# રૂક્મિણી.

આ મહાસતી દ્વારિકાના અધિપતિ કૃષ્ણવાસુદેવની પત્ની થાય છે. કૃષ્ણની સર્વ પત્નીઓમાં તે મુખ્ય ગણાતી હતી. કુંદનપુરના રાજા ભીમકની તે પુત્રી હતી. પોતાના પિતા ભીમકને ઘેર રહી તેણીએ સારી કેળવણી મેળવી હતી. રૂકિમણી જ્યારે યોગ્ય વયની થઈ ત્યારે ભરતખંડના અનેક રાજાઓએ તેણીની માગણી કરી હતી; પણ તે સતી દ્વારિકાના સમર્થ રાજા કૃષ્ણને શુદ્ધ પ્રેમથી વરી હતી. રૂકિમણીમાં સદ્ગુણોની સાથે સૌંદર્ય પણ અનુપમ હતું. ધર્મ, નીતિ અને સદાચાર ઉપર તેની પ્રીતિ ઘણી હતી.

દ્વારિકાપતિ કૃષ્ણના અંતઃપુરમાં રૂકિમણીની સારી પ્રતિષ્ઠા હતી. તેણીના કેટલાએક સદ્ગુણોથી કૃષ્ણવાસુદેવ તેની ઉપર ઘણા રાગી બન્યા હતા. કૃષ્ણના પ્રેમથી પ્રસન્ન રહેનારી સતી રૂકિમણીએ ત્રિખંડપતિ વાસુદેવના શ્રાવકસંસારને અનુપમ બનાવ્યો હતો. તે હમેશાં નિયમ પ્રમાણે ધર્માચરણ કરી પોતાના સતીવ્રતને દીપાવતી હતી.

સતી રૂકિમણીને સત્યભામા નામે એક સપત્ની હતી. તેની ઉપર પણ કૃષ્ણની સારી પ્રીતિ હતી તેથી તે ઘણીવાર સતી રૂ-

રૂક્મિણી સાથે હરીફાઈ કરતી અને તેમાં પોતાનો વિજય મેળવવાની ઈચ્છા રાખતી હતી. સતી રૂક્મિણીને એક વખતે એવું સ્વપ્ન આવ્યું કે " જાણે પોતે એક લાખો વૃષભ વાળા વિમાનમાં બેઠી છે." આ સ્વપ્નાની વાત તેણીએ પોતાના પતિ કૃષ્ણને જણાવી. કૃષ્ણે દીર્ઘ વિચાર કરી પોતાની પ્રિયાને કહ્યું, " પ્રિયતમે, આ સ્વપ્ન ઉપરથી જણાય છે કે, તને એક પરાક્રમી પુત્ર થશે," કૃષ્ણના આવાં વચન સાંભળી રૂક્મિણી હૃદયમાં પ્રસન્ન થઇ ગઈ અને ત્યારથી તે ઉત્તમ આશામાં રહી આનંદથી દિવસ નિર્ગમન કરવા લાગી—

જ્યારે કૃષ્ણે સ્વપ્નાના ફળની વાત રૂક્મિણીને કહી હતી, ત્યારે કોઇ દાસી તે વાત સાંભળી ગઈ હતી. તે અજ્ઞાન સ્ત્રીસ્વભાવને લઇને બીજાને કલહ કરાવવામાં ઉત્સુક હતી, તેથી તેણીએ આવી એ બધી વાત સત્યભામાને કહી દીધી. સત્યભામાનો સ્વભાવ ઇર્ષ્યાળુ હતો. તેણીના હૃદયને એ વાર્ત્તા ગમી નહીં એટલે તે તરત કૃષ્ણની પાસે આવી અને તેણીએ કૃષ્ણને કહ્યું: " સ્વામી, મેં આજે સ્વપ્નામાં ઐરાવત હસ્તી જોયો." ચતુર કૃષ્ણ તેણીની ચેષ્ટા ઉપરથી જાણી ગયા કે, " આ સત્યભામા સપત્નીની ઇર્ષ્યાથી અસત્ય બોલે છે." પછી કૃષ્ણે હસતાં હસતાં કહ્યું—" પ્રિયા, તમે સ્ત્રીકેળવણી લીધી છે, પણ તે કેળવણીનું ફળ તમને હજુ પ્રાપ્ત થયું નથી. ફલીભૂત થયેલી કેળવણી સ્ત્રીઓના નીતિમાર્ગને સુધારનારી અને દુર્ગુણ તથા દુરાચારને દૂર કરનારી છે. કેળવણી લીધા છતાં પણ જો સ્ત્રી દુર્ગુણી અને દુરાચારી રહે તો પછી તે કેળવણી બકરીના ગળાના સ્તનની જેમ નિષ્ફળ છે. સત્યભામા આક્ષેપ કરી બોલી—" સ્વામી, આ શું કહો છો ? મેં મારા પિતાને ઘેર રહી સારી કેળવણી લીધી છે. લેખન, વાંચન અને મનન વગેરેથી ઉત્તમ પ્રકારનું શિક્ષણ મને પ્રાપ્ત થયું છે. અમારા કુળમાં

કોઈપણ અજ્ઞાન સ્ત્રી રહેતી નથી. બાળ, યુવાન અને વૃદ્ધ તમામ સ્ત્રીઓ વિદ્યાદેવીની ઉપાસના કરનારી અને તેથી સ્ત્રીજીવનની પૂર્ણ રીતે સાર્થકતા કરનારી થાય છે. પ્રાણનાથ, તમે વધારે પડતું કહો છો. આપ મારા શિરછત્ર થયા એટલે આપને વધારે શું કહું, કારણકે, અમારા કુળની કાંતાઓને અભણ કે અજ્ઞાન કહેવામાં આવે તે મોટામાં મોટી ગાળ છે. સ્વામી, મને બીજું ગમે તેમ કહો પણ કેળવણી વગરની અભણ કે અજ્ઞાન—એમ કદિ પણ કહેશો નહીં." સત્યભામાના આવાં આક્ષેપવચન સાંભળી કૃષ્ણ બોલ્યા—"પ્રિયા ! મેં તમને અભણ કે અજ્ઞાન કહેલ નથી. મેં તો એમ કહ્યું છે કે, કેળવણી લઈને તમે આવું વિપરીત વર્ત્તન કરો, એ તમને છાજતું નથી." સત્યભામાએ રોષાવિષ્ટ થઈ કહ્યું, પ્રાણનાથ, મેં તેવું વિપરીત વર્ત્તન શું કર્યું છે? મેં સ્વપ્નાની વાત કહી તેમાં વિપરીત વર્ત્તન શું આવ્યું? કૃષ્ણે હસતાં હસતાં કહ્યું, "સુંદરી, નાખુશ થા નહીં. તેં કહેલી સ્વપ્નાની વાત તદ્દન ખોટી છે. તમારી શોક્ય રૂક્મિણીના સ્વપ્નની વાત સાંભળીને તેં આ વાત જણાવી છે. કેળવણી પામેલી સ્ત્રીએ બીજાના ઉત્કર્ષ તરફ ઈર્ષ્યા રાખવી ન જોઈએ."

સત્યભામા પોતાના હૃદયની વાત પતિના જાણવામાં આવી એવું ધારી જરા શાંત થઈને બોલી—"સ્વામી, જ્યારે આપના હૃદયમાં શંકા થઈ તો હવે મારે તે વિષે વધારે કહેવું ઉચિત નથી. તથાપિ હું ખાત્રીથી કહું છું કે, મારા સ્વપ્નાની વાત અસત્ય નહીં થાય."

આ વખતે સતી રૂક્મિણી અને સત્યભામાની વચ્ચે ઘણો વાદ વિવાદ થયો હતો. છેવટે સત્યભામાએ કહ્યું હતું કે, "જેનો પુત્ર પ્રથમ વિવાહિત થાય તેણીને બીજીએ પોતાના મસ્તક ઉપરની વેણી છેદી આપવી." આ વાતના બંનેએ સાક્ષી રાખ્યા.

દૈવયોગે તે બંનેને ગર્ભ રહ્યો હતો. અનુક્રમે રૂકિમણીને પ્રથમ પુત્ર અવતર્યો અને તે ઉદ્યોતકારક હોવાથી તેનું નામ **પ્રદ્યુમ્ન** પાડ્યું હતું. પાછળથી સત્યભામાને પુત્ર પ્રસવેલો તેનું નામ **ભાનુ** પાડ્યું હતું.

સતી રૂકિમણીના પુત્ર પ્રદ્યુમ્નને **ધૂમકેતુ** નામનો કોઈ દેવતા ગુપ્ત રીતે હરી ગયો હતો અને તે બાળકને વૈતાઢ્ય પર્વત ઉપર આવેલી ટંકશિલા ઉપર મુકીને તે ત્યાંથી ચાલ્યો ગયો હતો. અનાથ થઈ પડેલો તે બાળક **કાલસંવર** નામના કોઈ વિદ્યાધરના જોવામાં આવતાં તે તેને પોતાને ઘેર લઈ ગયો અને તેણે **કનકમાળા** નામની પોતાની સ્ત્રીને પુત્ર તરીકે રાખવાને આપ્યો હતો.

પ્રદ્યુમ્નનું હરણ થવાથી દ્વારિકામાં રૂકિમણીને ભારે દુઃખ ઉત્પન્ન થયું હતું. પોતાની પ્રિયાનું દુઃખ જોઈ દ્વારિકાપતિ કૃષ્ણને પણ પરિતાપ થયો હતો. તેમણે તેને માટે ઘણી શોધ કરી પણ કોઇ રીતે પ્રદ્યુમ્નનો પત્તો લાગ્યો ન હતો. તેવામાં સીમંધર સ્વામીની પાસેથી પ્રદ્યુમ્નના હરણની વાત જાણી નારદમુનિ કૃષ્ણની પાસે આવ્યા અને તેમણે તે બધી વાત કૃષ્ણને જણાવી. તેપછી નારદે રૂકિમણીને કહ્યું કે, "સાધ્વી, તમારે આ પુત્રના વિયોગનું કારણ સાંભળવા જેવું છે, તમે પૂર્વભવે કોઇ મોરલીના ઇંડા કંકુવાળા કરી મૂકી રાખ્યાં, તે સોળપોહોર સુધી એમને એમ રહેવા દીધાં પછી તમને દયા આવી એટલે તે ધોઈ નાખ્યાં એટલે મોરલીએ પોતાનાં ઇંડાં ઓળખ્યાં અને તે બહુ હર્ષ પામી. હે રૂકિમણી, આવાં વિયોગ કર્મ કરાવવાથી તને પણ તારા પુત્રનો સોળવર્ષ સુધી વિયોગ રહેશે. નારદના આ વચન સાંભળી સતી રૂકિમણીને પોતાના પુત્રને પુનઃ મળવાની આશા બંધાઈ હતી.

વિદ્યાધર કાલસંવરને ઘેર ઉછરતો પ્રદ્યુમ્ન જ્યારે યુવાન થયો, ત્યારે તેનામાં યૌવન વયને લીધે ઘણું સૌંદર્ય ખીલી

નીકળ્યું હતું અને તેથી તેને પુત્રવત્ ગણી ઉછેરનારી કનકમાળા તેના ઉપર મોહ પામી હતી. કામાતુર થયેલી કનકમાળાએ પ્રદ્યુમ્નની આગળ પોતાની ઇચ્છા જણાવતાં પ્રદ્યુમ્ને 'પોતે તેણીનો પુત્ર છે' એવું ધારી તે વાત ધિક્કારી કાઢી એટલે કનકમાળાએ "પ્રદ્યુમ્ન કોણ છે અને કોનો પુત્ર છે?" એ ખરી વાત તેની આગળ વિસ્તારથી જણાવી હતી. તે વાત સાંભળી પ્રદ્યુમ્ન ઘણો આશ્ચર્ય પામ્યો હતો. તથાપિ સતી પુત્ર પ્રદ્યુમ્ન કનકમાલાને પોતાને ઊછેરનાર માતા જાણી તેની અયોગ્ય માગણી સ્વીકારતો ન હતો. વિષયાંધ થયેલી કનકમાળાએ પ્રદ્યુમ્નને ગૌરી અને પ્રજ્ઞપ્તિ નામની બે વિદ્યા આપવાની લાલચ બતાવી ત્યારે ચતુર પ્રદ્યુમ્ને પોતાના હૃદયમાં વિચાર્યું કે, "કનકમાળા વિષયાંધ થઇ છે, તેણી મને મનુષ્ય લોકમાં ઉપયોગી બે વિદ્યાઓ આપે છે, તે વિદ્યા પેહેલા ગ્રહણ કરી લેવી પણ તેણીની સાથે અનીતિથી ચાલવું નહીં. કદિ વિષયમાં લોલુપ થયેલી અજ્ઞાન લલના ગમે તેવું અકૃત્ય કરવા તૈયાર થાય પણ મારા જેવા કુલીન પુરૂષે તેમ કરવા તૈયાર થવું ન જોઇએ." આવું વિચારી સુંદર પ્રદ્યુમ્ન કુમારે કનકમાળાને કહ્યું "માતા, તમે મારાં પૂર્ણ ઉપકારી છો. ઉપકારી માતાની ઇચ્છા પુત્રે પૂરી કરવી જોઇએ, પણ અત્યારે હું લાચાર છું. અમુક સમય સુધી મેં બ્રહ્મચર્ય રાખવાનો નિયમ કર્યો છે, તેથી તમે અત્યારે મને તે વિદ્યા આપો. જ્યારે અવસર આવશે ત્યારે આ આજ્ઞાધીન પુત્ર તમારી ઇચ્છા પૂર્ણ કરશે." પ્રદ્યુમ્નના આવાં વચન સાંભળી કનકમાળાના મનમાં જરા આશા બંધાણી હતી. પછી તેણીએ પોતાની બંને વિદ્યાઓ પ્રદ્યુમ્ન કુમારને આપી અને તે સાધવાના પ્રયોગનો વિધિ બતાવ્યો. પ્રદ્યુમ્ન વિદ્યાઓને સાધી તૈયાર થયો એટલે મોહિત કનકમાળાએ પ્રદ્યુમ્નને પુનઃ પ્રાર્થના કરી—પ્રદ્યુમ્ન, હવે તું મારી ઇચ્છા પૂરી કર્ય અને તારા કહેલા વચન ખરા પાળ્ય, જ્યારે

કનકમાળાની આવી અનુચિત પ્રાર્થના પુનઃ થઈ એટલે પ્રદ્યુમ્ને વિચાર કર્યો કે, "હવે તેણીને નીતિબોધના વચનોથી સમજાવવી જોઈએ." આવું ધારી ચતુર પ્રદ્યુમ્ન લાગણી સાથે બોલ્યો— "માતા, તમે કહ્યું તે બરાબર છે, મારે મારા વચન પ્રમાણે વર્તવું જોઈએ, પણ મારે તમને એટલુંજ પુછવાનું છે કે, "તમારો મારી ઉપર કેવો પ્રેમ છે? તે કહો. કનકમાળા પ્રસન્ન મુખે બોલી— વ્હાલા, તારી ઉપર મારો જે પ્રેમ છે, તે મારાથી મુખે કહી શકાય તેવો નથી. તારી ઉપરના પ્રેમનું સ્વરૂપ મારૂં શુદ્ધ હૃદયજ જાણે છે. તે અકથ્ય અને અવર્ણનીય છે. પ્રિય, આ કનકમાળા હમેશાં તારૂં શુભ ચિંતન કર્યા કરે છે. અને તારે સુખે સુખ અને તારે દુઃખે દુઃખ માને છે."

કનકમાળાનાં આવાં વચન સાંભળી યુક્તિબાજ પ્રદ્યુમ્ન બોલ્યો, માતા જ્યારે તમે મારી ઉપર આવો દિવ્ય પ્રેમ ધારણ કરોછો અને મારે સુખે સુખી અને મારે દુઃખે દુઃખી થવા ઇચ્છો છો, તો હવે મારે એટલુંજ કહેવાનું છે કે, તમે આવી અનુચિત પ્રાર્થના કરો નહિં. તમે મારી પોષક અને પાલક માતા છો. અને માતાની સાથે જેને ભર્ત્તારનો સંબંધ થાય તેને નરક ગતિમાંજવું પડે છે. જ્યારે મારે નરકમાં જવું પડે તો ત્યાં મારે અનેક જાતની વેદના ભોગવવી પડે. જેથી હું ઘણોજ દુઃખી થાઉં. માતા, તમારો મારી ઉપર ઘણો પ્રેમ છે અને તમે મને સુખી કરવા ઇચ્છો છો, તેથી તમારે મારા દુઃખનું કારણ ન થવું જોઈએ.

પ્રદ્યુમ્નના આવાં વચન સાંભળી કનકમાળા ક્ષણવાર વિચારમાં પડી પણ કામને વશ હોવાથી તેણીના હૃદયમાં તે વાત રૂચિકર થઈ નહીં. કનકમાળાને વિચારમાં પડેલી જોઇ પ્રદ્યુમ્ને ફરી વાર કહ્યું, જનની, તમારી મુખમુદ્રા ઉપરથી જણાય છે કે, તમે તમારા વિચાર ફેરવ્યા હશે. માતા, વળી તમારે બીજો પણ વિચાર કરવા-

નો છે. તમે એક પ્રખ્યાત વિદ્યાધરનાં પત્ની છો. તમારા હૃદયમાં કેળવણીએ વાસ કરેલો છે કેળવણી પામેલી કાંતા કદિ પણ દુરાચાર સેવતી નથી. તે પોતાના વિવાહિત પતિને ઇષ્ટદેવની જેમ માને છે, પતિની દરેક આજ્ઞા મસ્તકપર ચડાવે અને શુદ્ધ મન, વચન અને કાયાથી પતિને સેવે છે.

પ્રદ્યુમ્નના આ વચનોએ પણ તેણીના હૃદય ઉપર જરા પણ અસર કરી નહીં. તેણી વારંવાર હઠ કરીને તેવી અનુચિત પ્રાર્થના કરવા લાગી. તેવામાં કનકમાળાના પુત્રો ત્યાં આવી ચડ્યા અને તેમને પ્રદ્યુમ્નની સાથે યુદ્ધ થયું હતું. તે પછી કાળસંવર પણ ત્યાં આવી ચડયો. તેણે પણ પ્રદ્યુમ્નની સાથે યુદ્ધ કરવા માંડયું હતું. છેવટે રણવીર પ્રદ્યુમ્ને એ વિદ્યાઓના બળથી તેઓને હરાવી દીધા હતા. આ અરસામાં નારદમુનિ ત્યાં આવી ચડયા હતા અને તેણે પ્રદ્યુમ્નને તેના ખરા માતા પિતાનાં નામ આપ્યા હતા. તે પછી તેમણે વિશેષમાં જણાવ્યું કે, "કુમાર પ્રદ્યુમ્ન તારે સત્યભામા નામે એક સાવકી માતા છે, તેનાથી ભાનુ નામે એક પુત્ર થયો છે. તારી માતાને અને સત્યભામાને પૂર્વે શરત થઇ છે કે, "જેનો પુત્ર પ્રથમ પરણે તેણીએ પોતાની વેણી તેની માતાને આપવી." તે પ્રમાણે જો એ સત્યભામાનો પુત્ર પ્રથમ પરણશે તો તારી માતાને પોતાની કેશવેણી સત્યભામાને આપવી પડશે, આથી તું પુત્ર છતાં તારી માતા મરણ પામશે.

નારદના આવાં વચન સાંભળી પ્રદ્યુમ્ન પોતાની વિદ્યાના બળથી એક વિમાન રચી નારદ સહિત દ્વારકામાં આવ્યો હતો. દ્વારકાની બાહેર આવેલા એક ઉદ્યાનમાં કૌતુકી બીજો વેષ લઇ પોતે નગરમાં ગયો, ત્યાં સત્યભામાના પુત્ર ભાનુના વિવાહની ધામધૂમ થતી તેના જોવામાં આવી હતી. તે વખતે, તેણે વિદ્યાના બળથી કન્યાનું હરણ કરી તેણીને નારદની પાસે ઉદ્યાનમાં મુકી હતી. તે પછી કૃષ્ણના

તે ઉદ્યાનને તેણે ઉજડ કરી નાખ્યું હતું. તે પછી બધા જલાશયો શોષવી નાખ્યા અને ભાનુકુમારના વિવાહને માટે એકઠી કરેલી સામગ્રી તેણે અદૃશ્ય કરી હતી. પછી તે બ્રાહ્મણનો વેષ લઇ વેદના મંત્ર બોલતો બોલતો તે સત્યભામાના મેહેલ આગળ આવ્યો હતો. તે વખતે સત્યભામાની કુબ્જા દાસી તેની આગળ થઇ પ્રસાર થતી હતી, તેણીને તેણે મુષ્ટિના ઘાથી પાંસરી કરી હતી. એટલે તે દાસી તેને સત્યભામાની આગળ લઇ ગઇ અને તેની પાસે તે ચમત્કારી વાર્ત્તા કહી હતી. તે બ્રાહ્મણનો ચમત્કાર જોઇ સત્યભામાએ તેને પ્રાર્થના કરી કે, "મહાનુભાવ, મને રૂક્મિણીથી વિશેષ સ્વરૂપવાન કરો." તેણીની એવી પ્રાર્થનાથી તે અવસરનો લાભ લેવા પ્રદ્યુમ્ને તેણીને જણાવ્યું હતું કે, "તમે મસ્તક મુંડાવી જીર્ણ વસ્ત્ર પેહેરી તમારી કુળદેવી પાસે તે વિદ્યાનો મંત્ર જપો." તે ઉપરથી રૂપની લાલચુ એવી સત્યભામાએ તે પ્રમાણે કર્યું, એટલે પ્રદ્યુમ્ને તેના ઘરમાંથી વિવાહની સર્વ વસ્તુ વિનષ્ટ કરી દીધી હતી.

આ પ્રમાણે પોતાની ધારણા પાર પાડી પ્રદ્યુમ્ન બાળમુનિનો વેષ લઇ પોતાની સત્યમાતા રૂક્મિણીને મેહેલ ગયો હતો. ધર્મની આસ્તાવાળી રૂક્મિણી તે બાળ મુનિને માટે ઘરમાં આસન લેવા ગઇ, તેવામાં ત્યાં રહેલા કૃષ્ણના સિંહાસન ઉપર પ્રદ્યુમ્ન મુનિરૂપે બેસી ગયો હતો. રૂક્મિણી આવીને જુવે છે, ત્યાં બાળમુનિ કૃષ્ણના સિંહાસન ઉપર વિરાજમાન થયેલા જોવામાં આવ્યા. તે જોઇ રૂક્મિણી આશ્ચર્ય પામી ગઇ. અને તે બોલી —"મહારાજ, આ દ્વારિકાપતિ કૃષ્ણનું સિંહાસન છે; તે ઉપર કૃષ્ણ અથવા કૃષ્ણના પુત્ર સિવાય બીજાને દેવતાઓ બેસવા દેતા નથી. તો આપ શી રીતે બેસી શકયા ?" મુનિવેશ ધારી પ્રદ્યુમ્ન બોલ્યો—"ભદ્રે, મારી તપસ્યાનું બળ અધિક છે; તેથી હું ગમે

તે કાર્ય કરી શકું તેમ છું. હું અહીં સોળ વર્ષને અંતે પારણું કરવા આવ્યો છું; માટે હવે મને પારણું કરાવો. જો તમારી પારણું કરાવવાની ઇચ્છા ન હોય તો હું સત્યભામાને ઘેર જાઉં." રૂકિમણી બોલી—

"મહાનુભાવ, હું આપને પારણું કરવાની ના કહેતી નથી. આપને હમણાંજ પારણું કરાવીશ, કારણકે, આપની સેવાથી મારૂં દુઃખ દૂર થઇ જશે." બાળમુનિએ કહ્યું, "તમારે શું દુઃખ છે?" રૂકિમણીએ કહ્યું, "મહારાજ, મને પુત્રનો વિયોગ થયેલો છે અને તે મારા મનને સતત પરિતાપ કરે છે." તે વખતે પ્રદ્યુમ્ન બોલ્યો—"બાઇ, જેવી રીતે તમારે પુત્રનો વિયોગ છે, તેવી રીતે મારે પણ માતાનો વિયોગ છે. તેનો ખેદ શામાટે કરો છો? તમારો પુત્ર કયાં ગયો છે?" પ્રદ્યુમ્નનો આવો પ્રશ્ન સાંભળી રૂકિમણીએ પોતાના પુત્ર વિષે બનેલો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો હતો. જે સાંભળી પ્રદ્યુમ્નનાં હૃદયમાં પોતાની માતા વિષેની પૂરી ખાત્રી થઈ હતી. પછી રૂકિમણીએ જણાવ્યું, મહાનુભાવ, પુત્રના વિયોગથી પીડિત થઇને મેં કુળદેવીની આરાધના કરી એ ઉપરથી કુળદેવીએ મને કહ્યું હતું કે, "તારો પુત્ર સોળ વર્ષે પાછો આવશે." મુનિરાજ, આજે તેને સોળ વર્ષ થઈ ગયાં છે, તોપણ પુત્ર હજુ આવ્યો નહીં; તેથી આપ જ્ઞાની છો માટે કૃપા કરી જણાવો કે, મારો પુત્ર કયારે આવશે? સતીના આવા વચન સાંભળી ચતુર પ્રદ્યુમ્ને કહ્યું, "બાઇ, આપણાં નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે, સુખની ઇચ્છા રાખનારા પ્રાણીઓએ ગુરૂ પાસે, પિતા પાસે, દેવ પાસે કે રાજા પાસે ખાલી હાથે જવું નહીં, તો તમે મને કાંઈ આપો." રૂકિમણી બોલી—"આપની શી ઇચ્છા છે?" બાળમુનિએ કહ્યું, મને ક્ષુધા લાગી છે, માટે ભોજન આપો. પછી રૂકિમણીએ તેને ક્ષીર ભોજન આપ્યું. તે ક્ષણમાં ખાઇ ગયો પછી કૃષ્ણ-

ને માટે કરી રાખેલા મોદક માગ્યા. ત્યારે રૂક્મિણીએ કહ્યું કે, કૃષ્ણને માટે કરી રાખેલાં મોદક બીજાને અપાય નહીં, કારણકે, તે પચાવી શકાય તેવા નથી. મુનિ બોલ્યા—"મને એક મોદક તો આપો. તપસ્વીને શું ન પચે? પછી રૂક્મિણીએ તેને એક મોદક આપ્યો. તે ખાધા પછી પ્રદ્યુમ્ને બીજા મોદક માગ્યા. રૂક્મિણી જેમ જેમ તેને આપતી ગઈ તેમ તેમ તે વિદ્યાના બળથી ખાઈ ગયો. હૃદયમાં અતિશય આશ્ચર્ય પામેલી રૂક્મિણી બોલી—"અહો મુનિ! તમે તો બહુ બળવાન્ લાગો છો. આટલા આટલા મોદકોથી પણ તમારી ક્ષુધા શાંત થતી નથી." એ શું?

અહીં સત્યભામાના મહેલમાં શું બન્યું! તે જાણવા જેવું છે. રૂક્મિણીનાથી વિશેષ ફળ મેળવવાની ઇચ્છા રાખતી સત્યભામા મસ્તક મુંડાવી મંત્રનો જાપ કરતી હતી, ત્યાં એક સેવકે આવી નિવેદન કર્યું કે, "કોઇ દેવ, દાનવ કે પુરૂષે આવી આપણો બાગ સૂકવી નાખ્યો છે. અને ગામના જળ પણ શોષવી નાખ્યા છે. વિવાહની સર્વ સામગ્રી વિનષ્ટ કરી દીધી છે. ભાનુકુમારને વરઘોડામાં અશ્વ ઉપરથી પાડી નાખ્યા છે અને લોકોમાં હસાહસ થઇ રહી છે." આટલું સેવક બોલી રહ્યો ત્યાં બીજાએ આવી કહ્યું કે, "બાઈ, ભાનુકુમારને પરણવા આવેલી કન્યાને કોઇ હરી ગયું છે." આ સાંભળી ક્રોધાતુર થયેલી સત્યભામાએ પોતાની દાસીને હાથમાં પાત્ર આપીને રૂક્મિણીને ઘેરથી રૂક્મિણીના કેશ લઈ આવવાનું કહ્યું, ત્યાં દાસી ગઇ એટલે તેણીનાજ વાળથી પેલા બાળમુનિએ પાત્ર ભરી દીધું; પણ દાસીને ખબર પડી કે, પોતાનાજ વાળ પેલાએ લઈ લીધા છે. તે તો લઇને ગઇ પણ સત્યભામા તેણીને મુંડેલી જોઇ, બહુ ખેદ પામી. પછી તેણીએ કૃષ્ણને કહ્યું—"હવે તમે અમારી શરત પ્રમાણે રૂક્મિણીના કેશ મને અપાવો." કૃષ્ણે કહ્યું, પણ તારાજ કેશ તારા મસ્તક ઉપર નથી તે શું?

સત્યભામાએ કહ્યું, એવી હાંશી રહેવા દો." તે ઉપરથી કૃષ્ણે પોતાના ભાઇ બળભદ્રને રૂક્મિણીને ત્યાં કેશ લેવાને મોકલ્યા. તેને જોઇ પ્રદ્યુમ્ને કૃષ્ણનું રૂપ કર્યું, તે દેખી લજ્જા પામી બળભદ્ર પાછા વળ્યા અને સભામાં આવી કૃષ્ણને દેખીને બોલ્યા. "ભાઇ, તમે એ રૂપ કરીને એક રૂપે ત્યાં રહ્યા ને ત્યાં મને શા વાસ્તે મોકલ્યો? મારા ભાભી રૂક્મિણી પણ શરમાઇ ગયા." ત્યારે કૃષ્ણે કહ્યું, ભાઇ! આ શું બોલો છો? હું તો ત્યાં ગયોજ નથી, એ કેમ બને? તે સાંભળી સત્યભામા રીસ કરીને બોલ્યા— "સ્વામી, એ બધા તમારા કર્ત્તવ્ય છે." એ ઉપરથી વિલક્ષ થયેલા કૃષ્ણ રૂક્મિણીને ત્યાં આવ્યા, ત્યાં તો રૂક્મિણી પોતાના પુત્રનો સમાગમ હજુ નહીં થવાથી ખેદ પામતી હતી. તેવામાં ત્યાં અચાનક નારદમુનિ આવ્યા અને તેમણે કૃષ્ણ તથા રૂક્મિણીને પણ, "જેણે હમણાં કૃષ્ણનું રૂપ કર્યું હતું અને જે વળી અત્યારે બાળમુનિના વેષમાં છે, તે આ આપનોજ મહાલબ્ધિવાન્ પુત્ર પ્રદ્યુમ્ન છે." તેટલામાં તો પ્રદ્યુમ્ન પણ સત્વર આવીને માતાપિતાના ચરણમાં નમ્યો ને કહેવા લાગ્યો કે, "હું આપનો પુત્ર છું. પછી તેણે અંજળિ જોડીને જણાવ્યું કે, હે માતાપિતા, જ્યાંસુધી હું આપની પાસે સ્વજન તથા સંબંધી વર્ગની સમક્ષ કાંઇ પણ ચમત્કાર ન બતાવું, ત્યાંસુધી તમારે મ રૂ [illegible] સ્વરૂપ કોઇને કહેવું નહીં." પછી માતાએ પુત્રને આલિંગન [illegible]ને કહ્યું, વત્સ, હું તારા આગમની વાત કોઇને નહીં કહું. પછી [illegible]વાન્ પ્રદ્યુમ્ન કૃષ્ણ ન જાણે તેમ રૂક્મિણીને રથમાં બેસાડીને ત્યાંથી ચાલ્યો હતો. નગર બાહેર જઇ તેણે શંખનો ના[illegible]ી સર્વ યાદવોને ક્ષોભ પમાડયો. તેના શંખનો શબ્દ સાંભ[illegible] [illegible]યાદવો એકઠા થઈ ગયા. તે વખતે એ મહાવીર બો[illegible], "હું આ રૂક્મિણીને હરી જાઉ છું. કૃષ્ણને શક્તિ હ[illegible] તેણીનું

રક્ષણ કરવા આવે હું એકલો યુદ્ધ કરવાને સમર્થ છું. એટલુંજ નહીં પણ હું સમુદ્રના જળ સુકવી નાખું છું અને અગ્નિને પી જાઉં છું, વળી ભયંકર સર્પને પકડવાની અને મોટા પર્વતોને ચળાયમાન કરવાની મારામાં શક્તિ છે.''

જ્યારે પ્રદ્યુમ્ન આ પ્રમાણે બોલતો બોલતો નગરીની બાહેર નીકળ્યો; ને વાત કૃષ્ણના જાણવામાં આવી એટલે કૃષ્ણ ત્યાં દોડી આવ્યા. અને પ્રદ્યુમ્નની માયાથી મોહિત થઇને બોલ્યા—''અરે દુર્બુદ્ધિ, તું મરવાને કેમ તત્પર થયો છે''? એમ કહી કૃષ્ણ મોટા સૈન્યની સાથે તેની ઉપર તુટી પડ્યા અને પ્રદ્યુમ્નની ઉપર મોટો મારો ચલાવવા લાગ્યા. પણ પ્રદ્યુમ્ને વિદ્યાના બળથી કૃષ્ણના સૈન્યને ક્ષણમાં હરાવી દીધું હતું. પછી જેમ મોટા ગજેંદ્રને દાંત વગરનો કરે તેમ તેણે કૃષ્ણને શસ્ત્રરહિત કરી દીધા. તે જોઇ કૃષ્ણ વિલક્ષ થઇ ગયા અને હૃદયમાં ભારે ખેદ કરવા લાગ્યા. ત્યાં નારદમુનિ આવી તેમને કહેવા લાગ્યા—''હે કૃષ્ણ, આ તમારો પુત્ર પ્રદ્યુમ્ન છે. નિઃસંદેહ થાઓ. સિંહનો પુત્ર સિંહના જેવોજ હોય છે. તે સાંભળતાંજ કૃષ્ણે પોતાના હથીઆર છોડી દીધા અને પ્રદ્યુમ્નને પ્રેમથી આલિંગન કર્યું. પ્રદ્યુમ્ને પણ પિતાને પ્રણામ કરી ક્ષમા માગી.

સતીપુત્ર પ્રદ્યુમ્નને કૃષ્ણ એક પટ્ટહસ્તી ઉપર બેસારી મોટા ઉત્સવ સાથે દ્વારકામાં લાવ્યા હતા. દ્વારકાવાસી લોકો અને યાદવો કૃષ્ણનો પુત્ર પાછો આવ્યો. એ વાત જાણી આશ્ચર્ય પામ્યા હતા. લોકો ઉલટથી પ્રદ્યુમ્નને જોવાને એકઠા થતા હતા અને સૌભાગ્યવતી સ્ત્રીઓ શેરીએ શેરીએ શ્રેણીબંધ ઉભી રહી મંગળગીત ગાતી હતી.

આ પ્રસંગે કૃષ્ણ વાસુદેવે ભાટ ચારણોને અગણિત દાન આપ્યા હતા અને દરેક જિનાલયોમાં પૂજા ભણાવી મોટા ઉત્સવો કરાવ્યા હતા.

આ વખતે દુર્યોધને આવી કહ્યું કે, "કૃષ્ણ, તમારા પુત્ર ભાનુની સાથે જે મારી પુત્રીનું પાણિગ્રહણ થવાનું હતું, તેનું હરણ થયું છે. અદ્યાપિ કોઇ ઠેકાણે તેણીની શોધ લાગતી નથી તો હવે શું કરવું?" તે સાંભળી કૃષ્ણ ખેદ કરવા લાગ્યા, તે ઉપરથી પિતાને ખેદ કરતા જોઇ પ્રદ્યુમ્ન બોલ્યો—"પિતાજી, ખેદ કરો નહીં. હું હમણા તેણીને મારી પ્રજ્ઞપ્તિ વિદ્યાના બળથી લાવું છું" એમ કહી તેણે સર્વની સમક્ષ તે દુર્યોધનની કન્યા ત્યાં લાવી હાજર કરી. તે જોઇ કૃષ્ણ, દુર્યોધન વગેરે બધા સાનંદાશ્ચર્ય થઇ ગયા. પછી કૃષ્ણે અને દુર્યોધને પ્રદ્યુમ્નને કહ્યું કે, "તું આ કન્યાની સાથે વિવાહ કર્ય." તે સાંભળી વિદ્વાન્ પ્રદ્યુમ્ન બોલ્યો—પિતાજી, એ કન્યાનો વિવાહ મારા ભાઇ ભાનુની સાથેજ થયો જોઇએ. એ તો મારી વધૂ કહેવાય. તેથી તેણીને ભાનુની સાથે પરણાવો. પ્રદ્યુમ્નના આ વચન સાંભળી તેઓએ તે કન્યાને સત્યભામાના પુત્ર ભાનુકુમારની સાથે પરણાવી હતી. બીજા વિદ્યાધરોએ પ્રદ્યુમ્નનું આવું મહાબળ જોઇ તેને પોતાની રૂપવતી કન્યાઓ આપી હતી.

સત્યભામાને ભીરૂક નામે એક પુત્ર થયો હતો. તે સ્વભાવે ઘણો બીકણ હોવાથી કૃષ્ણના બીજા કુમારો તેને બીવરાવતા હતા. કૃષ્ણની જાંબૂવતી નામની સ્ત્રીને **શાંબ** નામે એક પુત્ર થયો હતો. તે પુત્ર તેની માતાની બેદરકારીને લઇને બાળવયમાં ઘણો તોફાની થયો હતો. પુત્ર અને પુત્રીને મોઢે ચડાવી લાડ કરાવવા—એ તેમને અત્યંત હાનિકારક છે. જે માબાપો એવી નઠારી પદ્ધતીથી પોતાના સંતાનોની સાથે વર્ત્તે છે, તેઓ તે સંતાનના શત્રુરૂપ થાય છે. કૃષ્ણની સ્ત્રી જાંબૂવતીને તેનો ખરેખરો અનુભવ થયો હતો. તેનો પુત્ર શાંબ જ્યારે બાળ વયનો હતો, ત્યારે એ પુત્ર મોહિત માતા શાંબને ઘણાજ લાડ કરાવતી હતી. એટલુંજ

નહીં પણ તે પોતાના લાડકવાયા પુત્રનો અવગુણ પોતાના મનમાં જરાપણ લાવતી ન હતી. હવે એમ બન્યું કે, જંબૂવતીનો પુત્ર શાંબ તોફાની હોવાથી સત્યભામાના પુત્ર ભીરૂકને હમેશાં રમતાં રમતાં બહુ ખીજવાવતો અને ચીડવતો હતો. તે ઉપરથી સત્યભામા જંબૂવતી પાસે ફરીયાદ કરવા આવી, ત્યારે જંબૂવતીએ પુત્રનો અવગુણ લીધો નહીં અને તેણીએ સત્યભામાને કહ્યું કે, "મારો પુત્ર બહુજ શાંત છે." પછી સત્યભામાએ તે વાત કૃષ્ણને કહી એટલે કૃષ્ણે જંબૂવતીને કહ્યું કે, "તારો પુત્ર શાંબ તોફાની અને અન્યાયી સંભળાય છે, તે હમેશાં સત્યભામાના પુત્ર ભીરૂકને ખીજવાવે છે, તેથી તારે તેને વારવો જોઇએ." તે ઉપરથી જંબૂવતીએ કૃષ્ણની આગળ પોતાના પુત્રના વખાણ કરવા માંડ્યા અને કહ્યું કે, સત્યભામા ખોટું બોલે છે. મારો પુત્ર તો ડાહ્યો છે. જંબૂવતીનો આવો આગ્રહ જોઇ કૃષ્ણે વિચાર કર્યો કે, આ માતા પોતાના પુત્રને બગાડશે. પુત્ર વા પુત્રીને સારૂં નરતું શિક્ષણ માતાથીજ મળે છે. જો આ જંબૂવતી પોતાની આ નઠારી ટેવ છોડશે નહીં તો શાંબકુમાર અધમ સ્થિતિમાં આવી પડશે, માટે કોઇ યુક્તિથી જંબૂવતીને પુત્રનો દુરાચાર જણાવવો જોઇએ." આવો વિચાર કરી એક વખતે કૃષ્ણે ભરવાડનો વેષ લીધો અને જંબૂવતીને ભરવાડીનો વેષ લેવરાવ્યો અને તેઓ દહીં વેચવાને મિષે બાહેર ચાલ્યા. જ્યાં શાંબકુમાર રમતો હતો ત્યાંથી તેઓ પસાર થયા. તે વખતે શાંબકુમારે ભરવાડી રૂપે રહેલી જંબૂવતીને કહ્યું કે, "અરે બાઇ અહીં ચાલ, તારૂં ગોરસ અમારે લેવું છે." એમ કહી તે તેણીને ખેંચીને એક શૂન્ય ઘરમાં લઇ ગયો. ત્યાં ગયો એટલે કૃષ્ણ અને જંબૂવતીએ પોતાના સત્ય સ્વરૂપ પ્રગટ કર્યા. તે જોઇ શાંબ શરમાઇને નાશી ગયો, એટલે કૃષ્ણે જંબૂવતીને કહ્યું, "કેમ

ણુ તારા પુત્રનું ડહાપણુ? તે કેવા દુર્ગુણી છે? પુત્રીનો આ-
। અવગુણ નજરે જોયો તોપણ મોહિત માતા જાંબૂવતીએ તે
ાન્યું નહીં. તેણીએ કૃષ્ણને કહ્યું, સ્વામી, એ મારો પુત્ર ભદ્રક
કે, એ તો અમસ્તો બાળક્રીડા કરે છે. કૃષ્ણે કહ્યું, "સિંહણ
પોતાના પુત્રને હમેશાં ભદ્રકજ માને છે. અરે જાંબૂવતી,
વિચાર કરી જો. અને આ દુરાગ્રહ છોડી દે. તારો આ
સ્વભાવ તારા પુત્રને અવનતિનું કારણ થઇ પડશે.
પ્રિયા, તેં સ્ત્રીકેળવણી લીધી ન હોય તેમ લાગે છે. કેળવાએલી
કાંતા પોતાના સંતાનને માટે આવો દુરાગ્રહ રાખે નહીં. તું
તારા પુત્રની પાળક અને પોષક માતા નથી પણ તેની ખરેખર
શત્રુ છે. તારા જેવી માતાઓના સહવાસમાં ઉછરેલા સંતાનો
મૂર્ખ, અજ્ઞાની, દુરાચારી અને વ્યભિચારી થાય છે. કૃષ્ણના
આ વચનો જાંબૂવતીના હૃદયમાં સ્થાપિત થયા ન હતા.

બીજે દિવસે શાંબ હાથમાં લાકડાની ખીલી લઇ ચોકમાં
ફરતો હતો. તે વખતે કૃષ્ણ ત્યાંથી પસાર થયા એટલે લોકોના
સાંભળતાં તેણે કહ્યું કે, "જે મારી ગઇ કાલની વાત પ્રગટ કરશે,
તેના મુખને વિષે આ ખીલી ઘાલીશ." તે સાંભળી કૃષ્ણને રોષ
ચડયો. પછી તેણે આજ્ઞા કરી તેને દ્વારકાની બાહેર કાઢી
મુકયો હતો.

શાંબ ગયા પછી પ્રદ્યુમ્ન પણ ભીરૂકને બીવરાવતો હતો.
તે ઉપરથી સત્યભામાએ કહ્યું, "જ્યારે હું તને હાથે ઝાલીને લાવું
ત્યારે તું આવજે." એમ કહી તેને નગરીની બાહેર કાઢી
મુકાવ્યો હતો. પછી શાંબ અને પ્રદ્યુમ્ન એકઠા મળી રહેતા
હતા. જ્યારે પોતાની શોકયોના પુત્રો નગરીની બાહેર ગયા તેથી
સત્યભામાને ઘણો સંતોષ થયો હતો. તેણીએ પોતાના ભીરૂકને
નવાણુ કન્યાઓ પરણાવી હતી. સોમી કન્યા મેળવવાનો તે

પ્રયાસ કરતી હતી. કુમાર પ્રદ્યુમ્ને વિદ્યાના બળથી જાણ્યું કે, પોતાની અપર માતા ભીરૂકને માટે સોમી કન્યાનો શોધ કરે છે, તે ઉપરથી પોતે વિદ્યાના પ્રભાવે જિતશત્રુ નામે રાજા થયો અને શાંબને કન્યા રૂપ બનાવ્યો. અને વિદ્યાની શક્તિથી બીજો પરિવાર વિકુર્વ્યો. પછી સત્યભામાએ પોતાના પુત્ર ભીરૂકને અર્થે જિતશત્રુ રાજાની કન્યાની માગણી કરી. તે વખતે જિતશત્રુએ ઠરાવ કર્યો કે, “જો સત્યભામા મારી પુત્રીને પોતાને હાથે ઝાલીને નગરમાં લેઈ જાય અને પાણિગ્રહણ વખતે મારી પુત્રીનો હાથ ભીરૂકના હાથની ઉપર રખાવે તો હું મારી પુત્રી ભીરૂકને આપું.”

સત્યભામાએ સર્વ વાત અંગીકાર કરી. પછી તે કન્યાને પોતે હાથે ઝાલીને નગરમાં લાવી. તે વખતે લોકો વિદ્યાના પ્રભાવથી જિતશત્રુરાજાની પુત્રીને ઠેકાણે શાંબને દેખીને તથા સાથે પ્રદ્યુમ્નને પણ જોઈને બોલવા લાગ્યા કે, “અહો ! જુવો આ સત્યભામા પોતાના પુત્રના વિવાહ સમયે શાંબ અને પ્રદ્યુમ્નને મનાવીને પાછા લાવે છે.” આ પ્રમાણે શાંબ કન્યાના વિકુર્વેલા વેષમાં સત્યભામાને ઘેર ગયો. ત્યાં વિવાહ સમયે શાંબે ભીરૂકના જમણા હાથ ઉપર પોતાનો ડાબો હાથ મુક્યો અને પેલી કન્યાઓના હાથ પોતાના જમણા હાથથી ગ્રહણ કર્યા, તે કાળે વિધિ પ્રમાણે અગ્નિની આસપાસ ફેરા ફરી તે તેમને પરણી ગયો.

પછી બીજી સઘળી સ્ત્રીઓ સાથે શાંબ પણ ભીરૂકના ગૃહાવાસમાં ગયો અને ત્યાં જઈને તેણે પોતાનું મૂળરૂપ પ્રગટ કર્યું હતું. જ્યારે ભીરૂકગૃહમાં આવ્યો એટલે શાંબે તેને ભ્રકુટી ચડાવીને બીવરાવ્યો હતો. ભીરૂક ભય પામતો તેની માતા સત્યભામા પાસે દોડી આવ્યો અને તેણે પોતાની માતાને કહ્યું કે, “માતા રાજ કન્યાને સ્થાને શાંબ છે.” પછી સત્યભામા તે ખરૂં નહીં માનતા

ત્યાં જોવા આવી, ત્યાં તેણીએ ખરેખર શાંબને જોયો. તે વખતે શાંબ પણ ઉઠીને માતાને ચરણે નમ્યો. પછી સત્યભામાએ ક્રોધ કરી પુછયું કે, અરે નિર્લજ, તને અહિં કોણ લાવ્યું? તે બોલ્યો—"માતા ક્રોધ કરો નહીં. તમે પોતેજ મને અહીં લાવ્યા છો અને આ કન્યાઓની સાથે મને પરણાવ્યો છે. તે બાબત નગરના સર્વ લોકો સાક્ષી છે." તે સાંભળી સત્યભામા આશ્ચર્ય પામી ગઈ અને તેણીએ પુછી જોયું તો સર્વ લોકોએ તેમજ કહ્યું હતું. એવી રીતે શાંબ નવાણુ કન્યાઓનો પતિ થયો હતો. તે પછી શાંબ અને પ્રદ્યુમ્ને પોતાના માતાપિતાની ક્ષમા માગી હતી. પુત્રોનું આવું પરાક્રમ જોઇ સતી રૂકિમણી અને જાંબૂવતીને સંતોષ થયો હતો.

પ્રદ્યુમ્નના સહવાસથી શાંબ સુધરી ગયો હતો અને તેણે સારી કેળવણી લીધી હતી, આથી તે સર્વ યાદવોમાં સારી પ્રતિષ્ઠા પામ્યો હતો.

સતી રૂકિમણી શ્રાવિકાધર્મ પાળતી પોતાના પતિ કૃષ્ણની સેવા કરતી, દ્વારિકામાં સુખે રહી હતી. કુમાર પ્રદ્યુમ્નની માતૃભક્તિ સારી હતી. પ્રદ્યુમ્ન પ્રૌઢ થયો ત્યારે તે માતા રૂકિમણીના સહવાસમાં રહેતો અને હમેશાં સતી પાસેથી ધર્મનું વિશેષ જ્ઞાન સંપાદન કરતો હતો.

સતી રૂકિમણી અર્દ્ધી વય ગયા પછી શાંતિ ભોગવવાની ઇચ્છાથી પોતાના મેહેલમાં એકાંતે રહી હતી. ત્યાં તેણીએ પોતાના પુત્રોને તથા પૌત્રોને ધાર્મિક તથા સાંસારિક કેળવણી આપવાની એક શાળા ઉઘાડી હતી. સતી હમેશાં સ્વાધ્યાયમાં મગ્ન રહેતી અને તેમાંજ પોતાના જીવનનું સાર્થક માનતી હતી.

છેવટે એ મહાસતી નેમિનાથ પ્રભુના પ્રતિબોધથી વ્રતસ્થ થઈ આત્મસાધન કરવામાં ઉદ્યુક્ત થઈ હતી. અને સદા પવિત્ર પ્રેમભાવથીજ પતિસેવામાં તત્પર રહી હતી. એથી એ પવિત્ર સતીએ ગૃહસ્થાશ્રમનું અમૂલ્ય સુખ ઘણાં વર્ષ ભોગવી પૃથ્વીમાં પોતાનું નામ અમર રાખ્યું છે અને તે સદ્ગતિનું પાત્ર બની છે.





# રેવતી.

આ મહાસતી શ્રાવસ્તી નગરીમાં થઇ હતી. તેણીએ પિતાને ઘેર રહી ધાર્મિક અને સાંસારિક કેળવણી લીધી હતી. જેવી તે સદ્‌ગુણી હતી, તેવી તે સ્વરૂપવાન હતી. તેણીનામાં ઉદારતા ઘણી હતી. ઉદારતાના મહાન્ ગુણને લઇને તેણી સારી સખાવત કરતી હતી. તેણીની ઉત્તમ સખાવત પરોપકારના કાર્યમાં યોજાયેલી હતી. જનમંડળને ઉપયોગી થવું, એજ તેણીના હૃદયનો સિદ્ધાંત હતો. તેસાથે તેણીની મનોવૃત્તિ ધર્મ તરફ વિશેષ આકર્ષાતી હતી. શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મની તે ત્રિકાળ ઉપાસના કરતી, આથી તેણીનું શુદ્ધ સમ્યક્ત્વ કહેવાતું હતું.

રેવતીનું સ્વરૂપ રમણીય હતું, તથાપિ તેણીનામાં સ્વરૂપનું જરાપણ અભિમાન હતું નહીં. તે પૌદ્‌ગલિક વસ્તુને નશ્વર માનતી અને તે ઉપરથી પોતાના હૃદયમાં વૈરાગ્ય ભાવને દૃઢ કરતી હતી. રેવતીનામાં શ્રાવિકાપણાનું સારૂં અભિમાન હતું તે હમેશાં પોતાની સમાન વયની સખીઓને અને બીજી શ્રાવિકાઓને તેઓનું કર્ત્તવ્ય વારંવાર ઉપદેશતી અને શીલના રક્ષણ માટે સાવધાન રહેવાની સૂચના આપતી હતી.

આર્હત ધર્મના સ્વરૂપને જાણનારી અને આર્હત ધર્મની

વિશેષ ઉન્નતિ ઇચ્છનારી રેવતી ઘણીવાર શ્રાવસ્તી નગરીની શ્રાવિકાઓને એકઠી કરી સારાસાર ભાષણો આપતી અને પોતાથી બને તેટલી તેમને સર્વ પ્રકારની સહાય આપતી હતી. એક વખતે તેણીએ શ્રાવિકાઓના સમાજ વચ્ચે એટલે સુધી કહ્યું હતું કે, "સાધર્મી બ્હેનો, તમે પૂર્વના ઘણા પુણ્યથી આ શ્રાવિકાજન્મ સંપાદન કર્યો છે. આ ઉત્તમ અવતાર ફરીથી પ્રાપ્ત થવો દુર્લભ છે. તેથી તમારા શ્રાવિકાજીવનને સુધારવા પ્રયત્ન કરજો. ધર્મ, નીતિ, ગૃહ—વ્યવહાર અને સદાચારનું ઉત્તમ શિક્ષણ લઈ તમો તમારા અમૂલ્ય જીવનને સાર્થક કરજો. સર્વ પ્રાણી ઉપર સમભાવ રાખી વર્ત્તજો. વડિલ જનની સેવા કરવામાં તત્પર રહેજો. દૂરાચારથી દૂર રહેજો અને અધર્મનો અનાદર કરજો, બ્હેનો, આપણી સ્ત્રીઓનો અવતાર શી રીતે કૃતાર્થ થાય? એ બાબત તમારે હમેશાં મનન કરવાનું છે. સ્ત્રીજીવન પુરૂષના જેટલુંજ ઉપયોગી છે. પુરૂષોની ભવિષ્યની સ્થિતિનો સર્વ આધાર સ્ત્રીઓના જીવન ઉપર ટકી રહેલો છે. માતાના ઉત્તમ શિક્ષણથી પુરૂષો ઉન્નતિમાં આવી શકે છે. જે પુરૂષો, તીર્થંકરો, ચક્રવર્તીઓ વગેરે ઉચ્ચ સ્થિતિમાં આવેલા છે, તેઓની ઉન્નતિનો પાયો માતાના શિક્ષણ ઉપર રહેલો હતો. માટે તમે તમારા જીવનની સાર્થકતા કરવાને સર્વદા તત્પર રહેજો અને તમારા કર્ત્તવ્ય તરફ દૃષ્ટિ રાખી સમ્યકત્વમૂલ ધર્મની આરાધના કરજો."

સતી રેવતી આવો બોધ આપતી અને તેમાંજ પોતાના જીવનની કૃતાર્થતા સમજી હૃદયમાં અતિ આનંદ પામતી હતી. એક વખતે ધર્મવીર વીર ભગવાન્ વિહાર કરતા શ્રાવસ્તી નગરીમાં આવી સમોસર્યા હતા. શ્રાવસ્તી નગરીની જૈનપ્રજા તે ખબર જાણી પ્રભુને વાંદવા ગઇ. તેમાં શ્રાવસ્તીપતિમહારાજા વગેરે નગરના મુખ્ય જનોએ તેમાં સારો ભાગ લીધો હતો. સર્વ પર્ષદા ભરાયા પછી વીરપ્રભુએ નીચે પ્રમાણે દેશના આપી હતી—

"ભવ્યપ્રાણીઓ, પુણ્યવાન્ જીવોને વિમાનમાં વાસ પામવો અને ચક્રવર્ત્તીની સમૃદ્ધિ પામવી તે સુલભ છે, પણ જિનેંદ્રનું શાસન અને સમ્યકત્વ પ્રાપ્ત કરવું દુર્લભ છે. તેમજ આ જગત્‌માં પંચેંદ્રિય પણું, મનુષ્યત્વ, આર્યદેશ, ઉત્તમકુળ, સાધુનો સમાગમ, ધર્મનું શ્રવણ, શ્રદ્ધા, આરોગ્ય અને દીક્ષા—એ નવવાના પ્રાપ્ત કરવા ઘણાંજ દુર્લભ છે. મનુષ્યના તેજ દિવસ, પક્ષ, માસ અને વર્ષ સફળ ગણાય છે, કે જેઓમાં મૂળગુણ અને ઊત્તરગુણ નિરતિચારપણે પાળવામાં પ્રસાર થાય છે."

ઇત્યાદિ પ્રભુએ ધર્મદેશના ઊત્તમ પ્રકારે આપી તેમના હૃદય ઉપર સારી અસર કરી હતી. કેટલાક ઉત્તમ જનોએ તેજ વખતે સમકિત મૂલ બારવ્રત ગ્રહણ કર્યાં હતા.

પ્રભુ જ્યારે દેશના આપી રહ્યા ત્યારે ધર્મમાં અંતરાય કરનારો ગોશાળો ત્યાં આવ્યો. તેણે પ્રભુને વિનયથી કહ્યું કે "હું આપનો સેવક છું." એમ કહી તે પ્રભુની સેવા કરવા લાગ્યો. અનુક્રમે તેણે તેજોલેશ્યા સાધી પ્રભુની ઉપર મુકી. જેવામાં તેજોલેસ્યા પ્રભુ ઉપર પ્રસરતી હતી, ત્યાં સુનક્ષત્ર નામના કોઇ મહામુનિ વચ્ચે આવીને ઉભા રહ્યા. એટલે તેજોલેસ્યા પ્રભુને છોડી તે મુનિને લાગુ પડી. તત્કાળ તે મુનિ તેજોલેશ્યામાં દગ્ધ થઇ ગયા. ભક્તિને લીધે તે મુનિ શુભધ્યાનસહિત મૃત્યુ પામી અચ્યુતદેવલોકને વિષે દેવતા થયા. તે વખતે પ્રભુને તેજોલેશ્યાની અસર દૂર થઇ એમ તેમને લાગ્યું. આ પછી પ્રભુને છ માસ પર્યંત અતિસારનો રોગ રહ્યો હતો. એ મહારોગ થતાં પણ શાંત મૂર્ત્તિ વીરપ્રભુતે પોતાના કર્મનું ફળ જાણી સહન કરતા હતા. અને એક નિષ્ઠાથી આત્મસાધન કરતા હતા.

એક વખતે કોઇ વિદ્વાન્ વૈદ્ય પ્રભુની પાસે થઇને જતો હતો. તેણે પ્રભુનો તે મહારોગ જોયો. ઉપકારી વૈદ્ય પ્રભુના શિષ્ય

સિદ્ધમુનિને કહ્યું કે, "જો બીજોરાપાક મળે તો પ્રભુનો આ રોગ શાંત થઇ જાય, એ બીજોરાપાક આ ગામમાં રેવતી શ્રાવિકાને ત્યાં છે." આ પ્રમાણે કહી તે વૈદ્ય ચાલ્યો ગયો. તે પછી સિદ્ધમુનિ પરોપકારી ઉદાર શ્રાવિકા રેવતીને ઘેર બીજોરાપાક લેવાને ગયા હતા.

સતી રેવતી સિદ્ધમુનિને પોતાને ઘેર આવેલા જોઇ ઘણીજ પ્રસન્ન થઈ હતી. મુનિએ જ્યારે પોતાના આગમનનું કારણ જણાવ્યું એટલે એ મહાસતી હૃદયમાં ઘણીજ ખુશી થઈ. પછી મહાનુભાવા રેવતીએ ત્રણ ભુવનના ગુરૂ એવા પ્રભુના રોગની શાંતિને અર્થે તે મુનિને અત્યંત ભાવપૂર્વક તે પાક આપ્યો હતો.

ઉદાર રેવતીનો આ વખતનો મનોભાવ અપૂર્વ હતો. તેણીની પ્રભુભક્તિ ઉત્તમ ભાવનાની સાથે તેણીના પવિત્ર હૃદયમાં પ્રસરી ગઈ હતી. જગત્પતિ અને દેવાધિદેવના શરીર માટે પોતાની તુચ્છ વસ્તુ ઉપયોગી થઈ—એથી એ મહાસતી પોતાના જીવનની સાર્થકતા માનતી હતી. આવા ઉત્તમ ભાવથી તેણીએ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું હતું. જે ભવિષ્યમાં આવતી ચોવીશીમાં સત્તરમા **શમાધિ** નામે તીર્થંકર થવાની છે. મહાસતી રેવતીનું જીવનચરિત્ર સર્વ સતીઓમાં પ્રશંસનીય છે. કારણકે, તેણીએ સતીની પદવી સાથે દેવાધિદેવ તીર્થંકરની પદવી પ્રાપ્ત કરી છે. સતી રેવતીએ તેણીની ઉદારતાનું અને સખાવતપણાનું દિવ્ય ફળ પ્રાપ્ત કર્યું હતું. ધન્ય છે એ પરમ પવિત્ર મહાસતીને.

વાંચનારી બ્હેનો, દુઃખી પ્રાણીને સહાય આપવી અને રોગપીડિત પ્રાણીઓની સારવાર કરવી—એ કામ ઊંચામાં ઊંચા પુણ્યના બંધને કરનારૂં છે, એ વાત તમારા હૃદયમાં કોતરી રાખજો. પોતાના સાધર્મી બંધુઓને માટે ઊંચા પ્રકારની સખાવત કરવી, તેમને માટે જ્ઞાનાલયો, પુસ્તકાલયો અને ઔષધાલયો ઉઘાડવા અને તેમની ધાર્મિક અને સાંસારિક ઉન્નતિ થાય તેવી યોજનાઓ

કરવી—એ મહાપુણ્યનું કારણ થાય છે. આ સતી રેવતીનું જીવન તમને એ બોધ આપે છે. તે મહાસતી તેવા જીવનનું દૃષ્ટાંતરૂપ બની છે. આ સંસાર કે જે સર્વદા દુ:ખરૂપ અને ઉપાધિરૂપ છે, તેમાં અવતાર લઈ ભવ્ય પ્રાણીઓએ જેનાથી પોતાના જીવનની સાર્થકતા થાય, તેવા કાર્યો કરવાનાં છે. જીવનની સાર્થકતા શાથી થાય છે? અને માનવજીવનનો ઉપયોગ શા માટે છે? એ બધું તમારે મનન કરવાનું છે અને તે મનન કરવામાં આ રેવતીનું ચરિત્ર પૂરેપૂરી પુષ્ટિને આપનારૂં છે અને આત્માની ઉન્નતિના ઊંચા માર્ગને દર્શાવનારૂં છે.





# કુંતી

આ મહાસતી જગત્ વિખ્યાત પાંચ પાંડવોની માતા થાય છે અને હસ્તિનાપુરના મહારાજા પાંડુની પત્ની થાય છે. એ પવિત્ર સતીનો જન્મ શૌર્યપુરના રાજા અંધકવૃષ્ણિને ત્યાં થયો હતો. તેની માતાનું નામ **સુભદ્રા** હતું. સતી કુંતીને **સમુદ્રવિજય, અક્ષોભ, સ્તિમિત, સાગર, હિમવાન્ અચળ, ધરણ, પૂરણ, અભિચંદ્ર** અને **વસુદેવ** એવા નામના દશ ભાઈઓ હતા. અને **માદ્રી** નામે એક બ્હેન હતી.

કુંતીની માતા સુભદ્રા સારી કેળવાએલી સ્ત્રી હતી. તેણીનામાં ધાર્મિક અને સાંસારિકજ્ઞાન ઉંચા પ્રકારનું હતું. તે સાથે તે પરોપકારિણી અને વિદ્યાને ઉત્તેજન આપનારી હતી. પુત્રો અને પુત્રીઓ કેવી રીતે સુશિક્ષિત થાય, અને આર્ય સંસાર ક્યારે સુખી ગણાય? એ વિષે તેણી હમેશાં વિચાર કરતી અને તે અમલમાં લાવવાની ઇચ્છા રાખતી હતી.

પવિત્ર સુભદ્રાએ પોતાના સંતાનોને માટે મેહેલના એક ભાગમાં નાની પાઠશાળા સ્થાપી હતી અને તેમાં એક સારા શિક્ષકની યોજના કરી હતી. ઘણીવાર પોતે તે શાળામાં જતી અને પોતાના સંતાનોની પરીક્ષા કરતી હતી. એ ઉત્તમ પદ્ધતીથી તેણીના સંતાનોએ સારૂં શિક્ષણ લીધું હતું, જેમાં કુંતી પણ તે ઉત્તમ લાભ મેળવી શકી હતી.

કુંતીએ યૌવનવયમાં પ્રવેશ થયા પહેલાં સારી સારી કળાઓ સંપાદન કરી હતી. તેણીની સ્મરણશક્તિ અદ્ભુત હતી. તે શક્તિને જોઇ અનેક વિદ્વાનો અને ચતુર પુરૂષો ચકિત થઇ જતા હતા. અને તેણીની ભારે પ્રશંસા કરતા હતા.

કુંતી જેવી ચતુર હતી તેવીજ તે સ્વરૂપવતી હતી. તેણીનું સૌંદર્ય પ્રેક્ષકોને છક કરી નાખતું હતું. તેણીના દરેક અવયવોમાં લાવણ્યનો ચળકાટ થઈ રહ્યો હતો; તેથી તે લાવણ્યવતી રમણીઓમાં અગ્રેસર ગણાતી હતી.

આવી ગુણવતી અને રૂપવતી રાજકન્યા કોઇ યોગ્ય પતિને વરે તો તેણીનું જીવન કૃતાર્થ થાય. આવી ઇચ્છાથી રાજા અંધકવૃષ્ણિ તેવા પુરૂષની શોધ કરાવતો હતો. તેણે અનેક દેશોમાં પોતાના સેવકોને મોકલ્યા હતા, પણ કોઈ ઠેકાણે તેવો યોગ્ય પુરૂષ જોવામાં કે જાણવામાં આવ્યો નહીં, એટલે તેણે કોઇ ચિત્રકારને બોલાવી કુંતીનું ચિત્ર આળેખાવ્યું અને તે ચિત્રપટ લઈ તેને દેશાંતર મોકલ્યો હતો.

આ અરસામાં હસ્તિનાપુરમાં પાંડુ રાજા રાજ્ય કરતો હતો. એક વખતે તે વનમાં ફરવા ગયો ત્યાં વિવિધ જાતનાં વૃક્ષો તેના જોવામાં આવ્યાં. મલ્લિકાના પુષ્પની જેણે માળા પહેરી છે, એવું માકંદ વૃક્ષ જોતાંજ તેને મદ ચડી ગયો. નારંગીના વૃક્ષ જોઈ તે આનંદ પામી ગયો. કામદીપક ચંપક વૃક્ષને અવલોકતાંજ તેના હૃદયમાં હર્ષ ઉત્પન્ન થઇ આવ્યો. અને બકુલ વૃક્ષના પુષ્પની કળીઓથી આકુળ એવા અશોકને નીહાળતાં તે અશોક—શોકરહિત થઇ ગયો હતો. આ પ્રમાણે વનની વિચિત્ર શોભાને જોતો જોતો પાંડુરાજા અરણ્ય ભૂમિમાં ભમતો હતો, ત્યાં એક છાયાદાર આમ્રવૃક્ષ તેના જોવામાં આવ્યું. ધીરવીર પાંડુ તે વૃક્ષની પાસે આવ્યો, ત્યાં હાથમાં ચિત્રનું પાટીયું લઈ ફરતો કો-

ઇ પુરૂષ તેના જોવામાં આવ્યો. રાજાને નજીક આવતો જાણી તે પુરૂષ તે ચિત્રપટને વસ્ત્રથી ઢાંકવા લાગ્યો. એટલામાં રાજાએ આવી પુછ્યું કે, "એ પાટીયા ઉપર શું છે?" તેણે ઉત્તર આપ્યો. "કોઈ સુંદર સ્ત્રીનું ચિત્ર છે." એમ કહી તેણે રાજાને તે ચિત્ર-પાટી બતાવી. ચિત્ર ઉપર સ્ત્રીની અદ્ભુત આકૃતિ જોઇ પાંડુ રાજા ચકિત થઇ ગયો. તે મસ્તક ધૂણાવતો બોલ્યો—"અહા! શું સૌંદર્ય! શું લાવણ્ય! જગતમાં આવી દિવ્ય આકૃતિ પણ પ્રગટ થાય છે. સ્વરૂપનું ધામ સ્વર્ગની દેવીઓજ છે, એ કથન તદન પક્ષપાતી છે; કારણ કે, મનુષ્યલોકમાં પણ આવી સુંદર માનવ દેવીઓ અવતરે છે. અહા! આ રમણીના શરીરનો સ્વાભાવિક કાંતિસમૂહ કેવો પ્રકાશે છે? એનાજ સામીપ્યને લઈને પદ્મ, ચંદ્ર અને અંધકારે તેણીના મુખ કમળના મિષથી ધારણ કરેલું વૈર આજ સુધી ત્યજાતું નથી. અહો! વળી એમાં ચિત્રકારનું કેવું અદ્ભુત ચાતુર્ય છે? એણીના કમળના પલ્લવ સમાન હસ્ત, પુષ્પની કળી સમાન દાંત, સુગંધમય શ્વાસ અને કોઠાના ફળ સમાન સ્તન બનાવી ચિત્રકારે પોતાનું કળાકૌશલ્ય પૂર્ણ રીતે દર્શાવ્યું છે. આવી સુંદર રમણીનો જે રમણ થશે તેને ધન્ય છે." પાંડુ રાજાએ આ પ્રમાણે ચિંતવી તે પુરૂષને પુછ્યું—"આ છબી કોની છે?" ચિત્રકારે ઉત્તર આપ્યો. "શૌર્યપુરના રાજા અંધકવૃષ્ણિને કુંતી નામે એક પુત્રી છે, તેણીની એ છબી છે. એ રાજકુમારી તેણીની માતા સુભદ્રા પાસેથી સારી કેળવણી પામી છે. વળી તે ચોશઠ કળામાં નિપુણ અને યૌવન-વૃક્ષની મંજરી જેવી છે. આ મનોહર બાળાને યોગ્ય એવો કોઈ વર મળતો નથી તેથી એનો પિતા ચિંતાસમુદ્રમાં મગ્ન થયો છે." ચિત્રકારના મુખથી આ હકીકત સાંભળી રાજાના હૃદયમાં કુંતીને મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થઈ હતી. પછી તેણે તે ચિત્ર-

કારને ધન આપી તે છણી લીધી હતી અને પોતે પોતાના નગર તરફ પાછો વળ્યો હતો. પાંડુ તે ચિત્રરૂપ પ્રતિમામાં પ્રેમઘેલો થઇ વન માર્ગમાં આમતેમ ફરતો હતો અને વારંવાર તે ચિત્રદેવીના સૌંદર્યને નીરખતો હતો.

રાજા પાંડુ આગળ ચાલ્યો ત્યાં ચંપક વૃક્ષની ઘટામાં કોઇ બાંધેલો પુરૂષ તેના જોવામાં આવ્યો. તેને લોહના બાણ શરીરને વિષે વાગેલા હતા. તેથી તે મૂર્છા ખાઈ પડયો હોય, તેમ દેખાતો હતો. દયાળુ રાજા તેને જોઇ વિચારમાં પડયો કે, "આ કોણ હશે અને આવી સ્થિતિમાં કેમ પડયો હશે?" એમ વિચારતાં તેની પાસે પડેલું એક ખડ્ગ તેના જોવામાં આવ્યું. રાજાએ તે ખડ્ગ હાથમાં લઇ તે વડે તેને છુટો કર્યો. ત્યાં તેની પાસે પડેલા બે ઔષધીના વલય જોવામાં આવ્યા. તેમાં એકથી તેને શલ્યરહિત કર્યો અને બીજાથી તેને મૂળ રૂપમાં આણ્યો. પછી રાજાએ તેને પુછયું, "તું કોણ છો?" પેલાએ ઉત્તર આપ્યો— હું વૈતાઢ્ય પર્વત ઉપર રહેનારો અનિલગતિ નામે વિદ્યાધર છું. અશનિવાન્ નામના એક વિદ્યાધરે મારી પ્રિયાનું હરણ કર્યું, તેની પાછળ હું ગયો, તો તેણે મારી આવી દશા કરી હતી. એવામાં મારા ભાગ્યયોગે નિ-ષ્કારણ ઉપકારી એવા આપે અહિં આવીને આ દુઃખમાંથી મને મુક્ત કર્યો છે. હવે આપ કૃપા કરી કહો કે, 'હું આપનો શો પ્રત્યુપકાર કરૂં?' પાંડુ રાજાએ કહ્યું, "જિનેશ્વર ભગવાનની કૃપાથી મારે સર્વ વસ્તુ છે." પછી તેણે કહ્યું, "મહાનુભાવ, તોપણ આ મુદ્રિકા અને કામુકા નામની બે ઔષધી તમે સ્વીકારો. આ કામુકાને લીધે તમે ઇષ્ટ સ્થાને જવાને શકિતમાન્ થશો અને મુદ્રિકાને યોગે જ્યારે મારૂં સ્મરણ કરશો ત્યારે હું હાજર થઇ તમારી ઇચ્છા પૂરી કરીશ." એમ કહી તે બે ઔષધીઓ પાંડુ રાજાને આપી વિદ્યાધર અનલગતિ પોતાને સ્થાને ચાલ્યો ગયો. પછી રાજા પાંડુ એ વાતનું મનન કરતો પોતાની રાજધાનીમાં આવ્યો હતો.

પાંડુ રાજાએ જેની કદર કરી હતી, એવા પેલા ચિત્રકાર પાંડુ રાજાની છબી પાટી ઉપર આળેખી તે પાટી લઈને શૌર્યપુરમાં આવ્યો હતો. પાંડુની મૂર્ત્તિ જોઇ અંધકવૃષ્ણિ ખુશી થયો હતો. પણ કુંતીને તેને આપવાનું તેનું મન થયું નહીં. કુંતી એ સુંદર ચિત્ર જોઇ રાજા પાંડુને ઈચ્છતી હતી, પણ પોતાના પિતાની મરજી ન હોવાથી તેણીને હૃદયમાં પરિતાપ થયો હતો.

એક વખતે સતી કુંતી "પાંડુ ભર્ત્તા મળવો દુર્લભ છે" એવું જાણી ગળામાં પાશ નાખી પોતાની કુળ દેવીને કહેવા લાગી— "માતા હું અંજલિ જોડી આપની પ્રાર્થના કરૂં છું કે, મને હજુ સ્વામી મળ્યો નથી, તો અશરણ એવી મને આ ભવમાં નહીં તો આવતા ભવમાં પાંડુ રાજા પતિ મળજો. દેવી, હું રાજકન્યા છું, તેમ વળી શ્રાવક કુળની બાળિકા છું, તેથી મન વચન વડે વરેલા પતિ વિના બીજા પુરૂષને વરવાની નથી." આ પ્રમાણે કહી જેવામાં સતી કુંતી પ્રાણ ત્યાગ કરવા જાય છે, તેવામાં મુદ્રા ઓષધીના પ્રભાવથી પાંડુ રાજા ત્યાં આવી પોહોચ્યો. અને તેણીના ગળાને વિષે રહેલા પાશને છેદીને બોલ્યો —"સતી, તારા પવિત્ર પ્રાણનો ત્યાગ કર્ય નહીં. હું પાંડુ રાજા આવ્યો છું." સતીએ સંભ્રમ પામીને જોયું, ત્યાં પાંડુની મનોહર મૂર્ત્તિ તેણીના જોવામાં આવી. તરતજ તેણીએ તેને ઓળખી લીધો. તે વખતે દાસીઓ તથા સખી વર્ગે મળીને કુંતીનાં પાંડુ રાજા સાથે ગાંધર્વ લગ્ન કર્યાં હતાં. અને ત્યાંજ રાજા પાંડુ અને કુંતીનો યોગ થતાં સતી કુંતી સગર્ભા થઇ હતી

'પિતાને ઘેર રહેલી કુંતીને વૃથા કલંક લાગશે,' એવું ધારી તેણીની વિશ્વાસુ દાસીઓએ કુંતીને અંતઃપુરમાં છુપી રીતે રાખી હતી. રાજા પાંડુ કુંતી ને પોતાની સ્ત્રી કરી તેથી કૃતાર્થ થઇ પોતાની રાજધાનીમાં આવ્યો હતો.

છુપી રીતે રહેલી કુંતીએ અંતઃપુરમાં એક પુત્રને જન્મ આપ્યો હતો, લોકાપવાદથી ભય પામેલી કુંતીએ તે પુત્રને છુપી રીતે રાખવાને કહેતાં દાસીઓએ તેને એક પેટીમાં મુક્યો અને પછી તે પેટી ગંગા નદીમાં વેહેતી મુકી હતી.

કર્મની શક્તિ અગાધ છે. અને આયુષ્યનો યોગ બળવાન છે. નિરાધાર થઇ પડેલો કુંતીનો પુત્ર પેટી સાથે તણાતો તણાતો હસ્તીનાપુરમાં આવ્યો હતો. સૂત નામના એક સારથિએ તે પેટી દીઠી અને કાતુકથી તેણે પોતાને ઘેર લઇ ગયો હતો. પેટી ઉઘાડતાંજ એક સુંદર બાળક તેના જેવામાં આવતાં તે સાનંદાશ્ચર્ય થઇ ગયો હતો. કુંતીનું તે કોમળ બાળક પોતાના કાનની પાસે હાથ રાખી તે પેટીમાં પડેલું હતું. તે બાળકે એમ કાન પાસે હાથ રાખેલ તે ઉપરથી તે સારથિએ તેનું નામ કર્ણ એવું પાડ્યું હતું. આ સુંદર બાળકને જોઇ સારથિની સ્ત્રીએ હૃદયમાં આનંદ પામી કહ્યું કે, "સ્વામીનાથ, તમે લોકોને એમ કહેજો કે, મારી પત્નીને ગૂઢ ગર્ભ હતો; તેથી તેણીએ એક પુત્રને જન્મ આપ્યો છે."

કુંતીનો પુત્ર કર્ણ તે સારથિને ઘેર ઉછરી મોટો થયો હતો, અને અનુક્રમે સર્વ વિદ્યા સંપાદન કરી તેણે પોતાના પિતાના નામને વિખ્યાત કર્યું હતું.

કુંતીએ પુત્ર જન્મ્યો એ વાત તેણીના પિતા અંધકવૃષ્ણિના જાણવામાં, આવી ન હતી. અંધકવૃષ્ણિ કુંતીને માટે પતિના શોધમાં તત્પર રહેલો હતો. એક વખતે પોતાની પત્ની સુભદ્રાના મુખથી તેના જાણવામાં આવ્યું કે, "પુત્રી કુંતીનો મનોભાવ પાંડુ રાજા ઉપર દૃઢ પણે આસક્ત છે. અને તેણી તે શિવાય કોઇ અન્ય પુરૂષને વરવા ઇચ્છતી નથી". આ વાત જાણી રાજા અંધકવૃષ્ણિએ તે કુંતીને ઉંચરે પાંડુ રાજાની વેરે પરણાવી હતી. તે વખતે મદ્રદેશના (મદ્રાસના)રાજાએ પણ પોતાની માદ્રી નામની પુત્રી પાંડુ રાજાને

આપી હતી. રાજા પાંડુને ધૃતરાષ્ટ્ર નામે એક ભાઈ હતો, તેને સુબલ રાજાએ પોતાની ગાંધારી વગેરે આઠ પુત્રીઓ આપી હતી.

સતી કુંતીએ પતિગૃહમાં આવ્યા પછી પોતાની માતા સુભદ્રાએ આપેલી કેળવણીનો પ્રભાવ સારી રીતે દર્શાવ્યો હતો. તે બાળાઓને બોધ આપવાનું અને અપાવવાનું તેણીએ મહાવ્રત અંગીકાર કર્યું હતું. હસ્તિનાપુરની જૈનપ્રજામાં જ્ઞાન અને જ્ઞાનનાં સાધનો વધારવાને સતી કુંતીએ સારો પ્રયાસ કર્યો હતો. તેથી તે નગરની જૈન પ્રજામાં સતી કુંતીનું યશોગાન ઘેરઘેર થતું હતું.

એક વખતે કુંતીએ સ્વપ્નાને વિષે મેરૂ પર્વત, ક્ષીરસમુદ્ર, સૂર્ય અને ચંદ્રમા જોયા હતા. એ સ્વપ્નાના પ્રભાવથી ઉત્તમ દિવસે તેણીએ એક પુત્રને જન્મ આપ્યો હતો. રાજા પાંડુએ મહોત્સવ કરી તેનું **ધર્મપુત્ર યુધિષ્ઠિર** એવું નામ પાડયું હતું. તે પુત્રે પાછળથી આ ભારતવર્ષપર સારી કીર્ત્તિ મેળવી પોતાના માતાપિતાની ઉજ્વલ કીર્ત્તિને દશે દિશામાં પ્રકાશિત કરી હતી. વળી તે પુત્રનો જન્મ થયા પછી સતી કુંતી ધર્મ ઉપર વિશેષ આદરવાળી થઈ હતી. તે પછી વાયુદેવતાએ સૂચિત **ભીમ** નામનો પુત્ર અને સૂર્યદેવતાએ સૂચિત **અર્જુન** નામનો પુત્ર તેણીને પ્રસવ્યો હતો. જે પુત્રોના પરાક્રમ ભારતી પ્રજા અદ્યાપિ ગાયા કરે છે. માદ્રીને પણ **નકુળ** અને **સહદેવ** નામના બે પુત્રો થયા હતા અને ધૃતરાષ્ટ્રની ગાંધારીને દુર્યોધન વગેરે સો પુત્રો થયા હતા.

સતી કુંતીએ પોતાના પતિ પાંડુરાજાની સાથે સંમત થઈ પોતાના પુત્રોને સારી કેળવણી આપી હતી. ધર્મ, નીતિ, યુદ્ધ અને રાજકીય વિષયોમાં પ્રવીણતા મેળવી પાંડવો આ જગત્‌માં વિખ્યાત થયા હતા. માતા કુંતીને હાથે સારૂં શિક્ષણ લઈ વિનીત થયેલો યુધિષ્ઠિર માતાપિતાનો ખરેખરો ભક્ત થયો હતો.

માતાપિતા એક જંગમતીર્થ છે અને તે સંતાનોના પરમ ઉપકારી છે. આ મહાસૂત્ર ધર્મવીર યુધિષ્ઠિરનેજ વિદિત હતું. માતા કુંતીએ એક વખત પોતાના આજ્ઞાંકિત પુત્ર યુધિષ્ઠિરની પાસે નાશક નગરમાં ચંદ્રપ્રભ સ્વામીનો ચંદ્રરત્નમય પ્રાસાદ કરાવ્યો હતો. જેના પ્રતિષ્ઠા મહોત્સવમાં મોટી ધામધૂમ કરવામાં આવી હતી.

પુત્ર યુધિષ્ઠિરને સર્વ રીતે યોગ્ય જાણી રાજા પાંડુએ તેને હસ્તિનાપુરનું રાજ્ય સોંપ્યું હતું અને પોતે દીક્ષા લઈ, ચારિત્ર પાળી સ્વર્ગે ગયા હતા.

સતી કુંતી વિધવા ધર્મ પાળતી પોતાના માતૃભક્ત પુત્ર યુધિષ્ઠિરની પાસે રહી હતી અને આર્હતધર્મની ઉત્તમ ઉપાસના કરતી હતી. એક વાર ધર્મવીર યુધિષ્ઠિરે પોતાની માતા કુંતીને સાથે લઈ સિદ્ધગિરિની વિસ્તાર સહિત યાત્રા કરી હતી. અને તે પ્રસંગે તે મહાનુભાવે માતાની આજ્ઞાથી તે તીર્થનો ઉત્તમ ઉદ્ધાર કર્યો હતો. તે પછી કુંતી પોતાના પુત્રોની સાથે નેમિભગવાન્ પાસે ગઈ હતી અને તેમની પાસે તેણીએ ત્રિકરણ શુદ્ધિથી જૈનધર્મને અંગીકાર કર્યો હતો. અને પછી તે શુદ્ધ રીતે તેનું પાલન કરતી હતી.

પાંચ પાંડવોને કેવી રીતે વનવાસ લેવો પડયો? અને કુરૂક્ષેત્રમાં તેમણે કેવું યુદ્ધ કર્યું? અને તે યુદ્ધનું શું પરિણામ આવ્યું? ઈત્યાદિ સર્વ હકીકત પાંડવોના ચરિત્રમાં સારી રીતે વર્ણવેલી છે. જેમાંથી જૈન સંબંધી ધર્મ, નીતિ અને વ્યવહારની ઉત્તમ છાયા આદર્શની જેમ જનમંડળ ઉપર સારી રીતે પડેલી છે, અને તેનું હૃદયવેધક વર્ણન જૈન વિદ્વાનોએ તે સ્થળે કરેલું છે.

સતી કુંતીએ પોતાનો વિધવા ધર્મ સારી રીતે પાળ્યો હતો. હરેક વિધવા શ્રાવિકાઓએ એ મહાસતીનો વિધવાધર્મ અનુકરણ કરવા યોગ્ય છે. વિધવા કુંતી રાજ્ય ચલાવમાં રહી હતી, તથાપિ તે વિકારી વસ્તુથી દૂર રહેતી હતી. કોઇ પણ અજ્ઞાન પુરૂષનો સહવાસ ન કરવો, જનસમૂહમાં ભાગ ન લેવો, લગ્ન કે બીજા સંસારી ઉત્સવોમાં અગ્રણીપણે સામેલ ન થવું, શૃંગારી વસ્તુઓ અંગીકાર ન કરવી, અને પરનિંદા કે પરના ઉપહાસ્યને અનુમોદન ન આપવું—એવા અનેક નિયમોનું પાલન કરતી મહાસતી કુંતીએ પોતાના વિધવાધર્મને દીપાવ્યો હતો. તે સાથે ઇંદ્રિયોનું દમન કરવાને એ મહાસતી હમેશાં યથાશકિત તપસ્યા કરતી હતી અને પાત્રોને ઉત્તમ પ્રકારનાં દાન આપતી હતી.

જ્યારે પાંચ પાંડવો પુત્રવાળા થયા અને તેમના પુત્રો રાજ્યધુરાને વહન કરવાને યોગ્ય થયા એટલે તેમણે પોતપોતાના પુત્રોને રાજ્ય સોંપી માતા અને પત્નીસહિત ગુરૂ પાસે દીક્ષા લીધી હતી. તેઓ યથાર્થ ચારિત્ર પાળી તીવ્રતપસ્યા કરી અને પોતાના અઘોર પાપને સિદ્ધાચળ ઉપર અણસણ કરીને ક્ષય કરી પરમાનંદરૂપ મોક્ષપદને પ્રાપ્ત થયા હતા. તેમની પતિવ્રતા પત્ની દ્રૌપદી મૃત્યુ પામીને પાંચમા દેવલોકે ગઇ હતી.

મહાસતી કુંતીએ પોતાના જીવનમાં જે આચરણ કર્યું હતું, તે દિવ્ય અને સ્ત્રીજનને અનુકરણીય હતું. તેની વિદ્યા, પતિભકિત, અને વૈધવ્યધર્મ અદ્ભુત હતા. પોતાના સંતાનોને ધર્મ તથા નીતિનું શિક્ષણ કેવી રીતે આપવું જોઇએ ? એ ઉત્તમ પદ્ધતિ સતી કુંતીએ પોતાના જીવનમાં સારી રીતે બતાવી આપી હતી. સત્યધર્મી યુધિષ્ઠિર, દૃઢપ્રતિજ્ઞ ભીમ અને અદ્ભુત પરાક્રમી

તથા હિંમતવાન્ અર્જુન, એ પ્રતાપી પાંડવો જે આ ભારતવર્ષ ઉપર પોતાનો અદ્ભુત મહિમા પ્રવર્ત્તાવી ગયા છે; એ સર્વનું મૂળ કારણ સતી કુંતીનું ઉત્તમ શિક્ષણ હતું. પોતાના સંતાનોને સન્માર્ગે દોરનારી એ પવિત્ર સતીને સહસ્રવાર ધન્ય છે.



# જાહેર ખબર.

## શ્રાવિકાના સત્ય અલંકારો.

સદ્ગૃહસ્થો ! આ હેડીંગ તમોને આશ્ચર્યકારી કાંઇ પણ થઇ શકશે નહીં. કારણકે, આનો ભાવાર્થ તમો જુદોજ સમજી શકશો. સત્ય આભૂષણ, એટલે સર્વથા હિતકારી અને નિર્ભયકારી કહેવાય છે. તે શાથી મળે? તેના માટે અમારા તરફથી "શ્રાવિકાભૂષણ" નામે પુસ્તક બહાર પડેલ છે. જેને માટે કેટલાક સારા વિદ્વાનોના સંતોષકારક અભિપ્રાય મળેલ છે. આજકાલના શ્રાવકસંસારને સુધારવાને આ પુસ્તક અદ્વિતીય છે.

આ ગ્રંથના જુદા જુદા અલંકારો ગોઠવેલા છે. તેમાં વિવિધ પાત્રો ગોઠવી આજના જમાનાને તથા પ્રાચીન કાળને અનુસરીને સારા વિદ્વાનના હાથથી લખાએલ છે.

આ પુસ્તકના બે અલંકારો અમોએ તમારી જૈનપ્રજાની સમક્ષ મુકેલા છે. અને તૃતીયાલંકાર થોડા વખતમાં બહાર પાડવા ભાગ્યશાળી થઇશું.

દરેક શ્રાવકો પોતાની યથાશક્તિ સૌવર્ણાદિકના અલંકારો પોતાની ગૃહીણીના માટે ખરીદ કરે છે. પણ તેમણે જાણવું જોઇએ કે, જ્યાંસુધી આવા અલંકારો તેઓને આપવામાં આવતા નથી ત્યાંસુધી સુવર્ણના ભૂષણો શોભી શકતા નથી માટે દરેક વીરપુત્ર, આ અલંકારો ખરીદ કરી તેમાંથી સાર ગ્રહણ કરી ભાગ્યશાળી થશે. એવી આશા છે.

જો કે, આ ગ્રંથ મોટો છે. પણ તેને જુદા ભાગે વેચવાથી તેની કીંમત પણ થોડી રાખેલ છે. માટે આ અમૂલ્ય અલંકાર ખરીદવા ભલામણ છે.

પ્રથમાલંકાર દ્વિતીયાવૃત્તિ રૂ. ૦-૧૨-૦
દ્વિતીયાલંકાર ૧-૦-૦

મળવાનું ઠેકાણું—શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ.
પાલીતાણા.